ॐ

અહો !

સર્વોત્કૃષ્ટ શાંતરસમય સન્માર્ગ —

અહો !

તે સર્વોત્કૃષ્ટ શાંતરસપ્રધાન

માર્ગના મૂળ સર્વજ્ઞદેવ —

અહો !

તે સર્વોત્કૃષ્ટ શાંતરસ સુપ્રતીત કરાવ્યો

એવા

પરમ કૃપાળુ સદ્ગુરુદેવ —

આ વિશ્વમાં સર્વકાળ

તમે

જયવંત વર્તો ! જયવંત વર્તો ! !

'શ્રીમદ્ રાજચંદ્ર.'



# નિવેદન

મુમુક્ષુ બંધુઓ આત્મહિતાર્થે જે જે ભક્તિના પાઠ આદિ ઉત્તમ આરાધના આજ્ઞાનુસાર નિત્યનિયમપૂર્વક કરી રહ્યા છે, તેનો ભાવાર્થ સમજાય તો તેમાં અત્યંત રસ આવે, ઉલ્લાસ વધે, ભાવ, પ્રેમ ઊભરાય, વિચારણા જાગે અને નિત્ય પ્રત્યે વિચારબળ વધે.

વિચારદશા જાગૃત થાય તો જ્ઞાનીના એક એક વાક્યમાં એક એક શબ્દમાં અનંત આગમ, અનંત આશય સમાયેલા છે તે લક્ષગત થાય અને તેનું અચિંત્ય માહાત્મ્ય સમજાતાં સિદ્ધાંત જ્ઞાન કે સ્વપર વિવેકરૂપ ભેદવિજ્ઞાન ભાવના પ્રગટવાનું કારણ થાય; પરિણામે આત્મદશા પ્રગટી પરમ શ્રેયની પ્રાપ્તિ થાય.

એવી વિચારદશા જાગવામાં સહાયક થઈ મુમુક્ષુઓને ઉપયોગી થાય તેવા આ ગ્રંથની આ પંચમાવૃત્તિ આશ્રમ તરફથી અત્રે પ્રસિદ્ધિ પામી મુમુક્ષુ જિજ્ઞાસુઓના કરકમળમાં આવે છે. તે સર્વને શ્રેયસ્કર થાઓ!

શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ,
અગાસ,
સં. ૨૦૩૪, વસંત પંચમી

લિ. સંતસેવક
રાવજીભાઈ દેસાઈ

स्व० इचरज देवी की पुण्य स्मृति
में सूरजरतन पारख द्वारा सप्रेम भेंट

આત્મસિદ્ધિ-વિવેચનની પ્રથમાવૃત્તિની

# પ્રસ્તાવના-શિલાલેખ-મુદ્રાલેખ

---

( મનહર છંદ )

---

અનન્ત અનન્ત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનન્ત અનન્ત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગત હિતકારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે.
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઈ મેં માની છે;
અહો ! રાજચન્દ્રબાલ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.
— શ્રીમદ્ રાજચન્દ્ર

આ ' આત્મસિદ્ધિ'ના પ્રણેતા કવિવર જ્ઞાનેશ્વર શ્રીમદ્ રાજચન્દ્ર પ્રભુ છે. કલમના એક અસ્ખલિત ધારાપ્રવાહે આ ' આત્મસિદ્ધિ ' તેમણે એકાદ કલાકમાં હૃદયમાંથી બહાર લાવી શબ્દારૂઢ કરેલી છે. જીવોનો સંસારપ્રત્યયી પ્રેમ અસંસારગત કરવા, તેમાં અવતરિત આત્મતત્ત્વ પ્રત્યે પરમપ્રેમ જાગૃત કરવા અને એકરસ કરવા, ભક્તિરાહમાં અદ્વિતીય કવિત્વ પ્રભાવથી અતિ સરળ અને પ્રૌઢ માતૃભાષામાં તે ' આત્મસિદ્ધિ ' અલંકૃત કરી અજોડ બનાવી છે.

અનાદિથી પરમગૂઢ અગોચર એવા આત્મતત્ત્વની વ્યાખ્યા આર્ય દર્શનકારોએ અનેક પ્રકારે કરેલી છે. અને તે દર્શનસાહિત્યો

એટલાં વિશાળ બન્યાં છે કે સામાન્ય શકિતમાન મુમુક્ષુઓને તે હસ્તગત કરવાં, તેમાં પ્રણીત કરેલાં દૃષ્ટિદ્વાર અને સાધનદ્વારોનો ભેદ ઉકેલી મુક્તિમાર્ગને ખોળવો અને પામવો અત્યંત અત્યંત વિકટ થઈ પડેલ છે. તે દર્શનકારોની આત્મદર્શનપદ્ધતિઓની અતિ સંક્ષિપ્ત અને સચોટપણે છેક જ છણાવટ કરી તેના દોહનરૂપે પોતાના અમોઘ પ્રગટ અનુભવજ્ઞાન–શકિતવડે આ 'આત્મસિદ્ધિ' કોઈક વિરલ નિકટ મોક્ષગામી જીવોના કરકમલમાં અને હૃદય-કમલમાં જ્ઞાનાવતાર પરમકૃપાળુ શ્રીમદ્ રાજચન્દ્ર પ્રભુએ અપર્ણ કરેલ.

તેઓમાંના એક મુનિદેવ શ્રી લઘુરાજજીના સમાગમપ્રસંગમાં અગાસ આશ્રમમાં આ 'આત્મસિદ્ધિ'ના અપૂર્વ મહિમાની છાપ હૃદય ઉપર પડેલી. મુનિદેવ દરેક મોક્ષમાર્ગ જિજ્ઞાસુને 'આત્મ-સિદ્ધિ'નું અવગાહન કરવા અને તેમાં બોધેલા માર્ગની પરમ પ્રેમ-પૂર્વક ઉપાસના કરવા જણાવતા. 'આત્મસિદ્ધિ ચમત્કારી છે, લબ્ધિઓથી ભરેલી છે, મંત્ર સમાન છે, માહાત્મ્ય સમજાયું નથી, છતાં દરરોજ ભણવામાં આવે તો કામ કાઢી નાખે તેમ છે,' એમ તેઓશ્રી વારંવાર કહેતા. 'આત્મસિદ્ધિ'ના પ્રથમ જે સંક્ષિપ્ત ગદ્યાર્થ થયેલ તે પ૦ કૃ૦ શ્રીમદ્ રાજચન્દ્રજીની નજર તળે નીકળી ગયેલ એમ સાંભળવામાં આવેલ છે. તે અહીં પ્રથમ જ મૂકવામાં આવેલ છે. માત્ર વૈરાગ્યબળ અને જ્ઞાનબળના કારણુ વિચારબળની વૃદ્ધિ અર્થે તે સંક્ષિપ્ત ગદ્યાર્થનો આ કંઈક વિશેષ વિસ્તાર સ્વાધ્યાયરૂપે કરવામાં આવેલ છે.

કોઈ સમર્થ દર્શનકાર આ 'આત્મસિદ્ધિ'માં રહેલા ભાવભેદો ઉપર વૃત્તિ ટીકારૂપે અનેક ગ્રંથો લખી શકે એવી એ કૃતિને એક બાળ શી અંજલિ આપી શકે! સાગરની ઉપમા જેમ સાગર તેમ આ 'આત્મસિદ્ધિ'ની અને તેમાં પ્રણીત કરેલ ગહનદશા અને અતિ ગહન સ્વરૂપની ઉપમા પ૦ કૃ૦ શ્રીમદ્ રાજચન્દ્રજીની 'આત્મસિદ્ધિ,'

તેમની દશા અને તેમણે અનુભવેલ સ્વરૂપ, આપણી એ જ ભાવના અને પ્રાર્થના !

સજ્જન પુરુષો આ અર્થવિસ્તારને ઈત્યેવમ્ ન સમજે, 'ઈત્યેવમ્' પરમકૃપાળુ શ્રીમદ્ રાજચન્દ્ર પ્રભુના હૃદયમાં છે, પ્રાણી માત્રના ઉપકારી અને પરમ ઉપકારી તેથી માત્ર તે જ છે.

| | |
|---|---|
| શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ,<br>અગાસ<br>સં. ૧૯૯૯ માહ સુ. પૂર્ણિમા<br>તા. ૨૦-૨-૧૯૪૩ | લિ.<br>અધ્યાત્મપ્રેમી,<br>બ્ર૦ ગોવર્ધનદાસ |



# અ નુ ક્ર મ ણિ કા


| નં. | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | મંગલાચરણ તથા જિનેશ્વરની વાણી (સાર્થ) | |
| ૧. | શ્રી સદ્દગુરુભક્તિરહસ્ય (ભક્તિના વીશ દોહરા) | ૧ |
| ૨. | શું સાધન બાકી રહ્યું ? કૈવલ્યબીજ શું ? (યમનિયમ) | ૧૯ |
| ૩. | ક્ષમાપના .... .... .... ... ... | ૨૭ |
| ૪. | ૭ પદનો પત્ર .... ... ... ... | ૩૭ |
| ૫. | અપૂર્વ અવસર ... ... .... ... | ૫૫ |
| ૬. | બિના નયન પાવે નહીં ... ... ... | ૬૬ |
| ૭. | મૂળ મારગ ... ... ... ... | ૬૯ |
| ૮. | જિનવર કહે છે જ્ઞાન તેને ... ... ... | ૭૬ |
| ૯. | લોકપુરુષ સંસ્થાને કહ્યો ... ... ... | ૮૦ |
| ૧૦. | બ્રહ્મચર્ય વિષે સુભાષિત ... ... ... | ૮૭ |
| ૧૧. | આત્મસિદ્ધિશાસ્ત્ર ... ... ... ... | ૯૦ |
| ૧૨, | જિનેન્દ્ર પંચકલ્યાણક ... .... ... | ૧૯૬ |
| ૧૩. | આલોચનાપાઠ ... ... ... ... | ૨૨૧ |
| ૧૪. | સામાયિક પાઠ ... ... ... .... | ૨૩૧ |
| ૧૫. | મેરી ભાવના ... .... ... ... | ૨૪૬ |
| ૧૬. | પ્રાતઃકાળનું મંગલાચરણ .... ... .... | ૨૫૩ |
| ૧૭. | સાયંકાળ દેવવંદન ... ... ... ... | ૨૫૬ |
| ૧૮. | સાયંકાળ દેવવંદન (ભાવાર્થ સહિત) ... | ૨૬૧ |
| ૧૯. | પ્રાતઃકાળની સ્તુતિ ... ... ... ... | ૨૭૫ |

# મંગલાચરણ ( સાર્થ )

અહો ! શ્રી સત્પુરુષકે વચનામૃતં જગહિતકરં,
મુદ્રા અરુ સત્સમાગમ સુતિ ચેતના જાગૃત કરં;
ગિરતી વૃત્તિ સ્થિર રખે દર્શન માત્રસે નિર્દોષ હૈ,
અપૂર્વ સ્વભાવકે પ્રેરક સકલ સદ્ગુણ કોષ હૈ.

ભાવાર્થ:—વૃત્તિ બાહ્ય ભાવ તજી પ્રભુ સન્મુખ બને તે અર્થે મંગલાચરણ, ભકિત શરૂ કરતાં કરાય છે. અહો ! શબ્દ આશ્ચર્યકારી બાબત બતાવનાર છે. તેથી બીજી વિચારણા તજી સત્પુરુષનાં ભકિત કરવા યોગ્ય વચનરૂપ અમૃત તરફ બોલનારનો લક્ષ કરાવે છે. બીજાં વચનો કરતાં સત્પુરુષનાં વચનો ત્રણે કાળના ત્રણે જગતના જીવોને આત્મકલ્યાણ તરફ પ્રેરનાર છે માટે આશ્ચર્યકારી છે. વળી બીજી આશ્ચર્યકારી બાબતો બતાવે છે. સત્પુરુષની વીતરાગતા સૂચક મુખમુદ્રા તથા તે મહાભાગ્યશાળી સત્પુરુષોનો દુર્લભ સત્સમાગમ પણ આશ્ચર્યકારી છે. 'મોક્ષકી નિશાની, દેખ લે જિનકી પ્રતિમા' એમ શ્રી કબીર મહાત્માએ વીતરાગ મુખમુદ્રાથી મુગ્ધ બની પ્રકાશ્યું છે. શ્રીમદ્ રાજચન્દ્રે પણ કહ્યું છે:—

'મોટા પુરુષના સંગમાં નિવાસ છે તેને અમે પરમ સત્સંગ કહીએ છીએ. કારણ એના જેવું કોઈ હિતસ્વી સાધન આ જગતમાં અમે જોયું નથી, અને સાંભળ્યું નથી. પ્રત્યક્ષ જોગે વગર સમજાવ્યે પણ સ્વરૂપસ્થિતિ થવી સંભવિત માનીએ છીએ, અને તેથી એમ નિશ્ચય થાય છે કે તે જોગનું અને તે પ્રત્યક્ષ ચિંતનનું ફળ મોક્ષ હોય છે, કારણ કે 'મૂર્તિમાન મોક્ષ' તે સત્પુરુષ છે.'

શ્રી સત્પુરુષનાં વચનામૃત, મુખમુદ્રા અને સત્સમાગમ મોહનિદ્રામાં પડેલી સૂતી ચેતનાને જાગ્રત કરનાર છે. પાપ કે પ્રમાદ તરફ ઢળતી વૃત્તિને સદ્ભાવમાં તે ટકાવી રાખનાર છે. સમ્યક્ પ્રતીતિરૂપ માત્ર દર્શનનો લાભ થતાં જ ચેતનાને તે નિર્દોષ બનાવે છે અને

અપૂર્વ સ્વભાવ પ્રગટ કરવા પ્રેર્યા કરે છે. તેથી તે સર્વ સદ્‌ગુણુના ભંડારરૂપ છે. વળી વિશેષ ઉપકારો નીચેની કડીમાં બતાવ્યા છે:—

સ્વસ્વરૂપકી પ્રતીતિ અપ્રમત્ત સંયમ ધારણં,
પૂરણુપણે વીતરાગ, નિર્વિકલ્પતાકે કારણં;
અંતે અયોગી સ્વભાવ જો તાકે પ્રગટ કરતાર હૈ,
અનન્ત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિ કરાવણુહાર હૈ.

શ્રી સત્પુરુષનાં વચનામૃત, મુદ્રા અને સત્સમાગમનો નિશ્ચય થયે સ્વસ્વરૂપની શ્રદ્ધા થાય છે, અપ્રમત્ત સંયમનું ભાન પ્રગટે છે, પૂર્ણ વીતરાગ નિર્વિકલ્પ સ્વભાવ પ્રગટવાનું તે કારણ બને છે; અને છેલ્લે અયોગી સ્વભાવ ચૌદમે ગુણુસ્થાને પ્રગટે છે અને અનંત અવ્યાબાધ સ્વરૂપમાં સ્થિતિરૂપ મોક્ષ થાય છે તેનું કારણ પણ તે વચનામૃત, મુદ્રા અને સત્સમાગમ છે.

સહજાત્મ, સહજાનંદ, આનંદઘન નામ અપાર હૈ,
સત્‌દેવ, ધર્મ સ્વરૂપ–દર્શક સુગુરુ પારાવાર હૈ,
ગુરુભક્તિસે લહો તીર્થ પતિપદશાસ્ત્રમેં વિસ્તાર હૈ,
ત્રિકાળ જયવંત વર્તો શ્રી ગુરુરાજને નમસ્કાર હૈ.

શ્રી સત્પુરુષથી જીવને અચિંત્ય લાભ પ્રાપ્ત થાય છે, તેથી તેનાં અનેક ગુણુસંપન્ન નામો ગણાવે છે; સહજાત્મ, એટલે સહજ સ્વરૂપને રહેવાનું ધામ, સહજાનંદ એટલે સહજ અનંત સુખ જેમાં રહે છે તે આત્મા, આનંદઘન એટલે પરમાનંદ પ્રગટે કે વરસે તેવો બોધ વરસાવનાર, એવાં અપાર નામ સદ્‌ગુરુનાં છે. કારણુ કે સતદેવ, સતધર્મ અને સત્ સ્વરૂપને ઓળખાવનાર સદ્‌ગુરુ છે. તેમના ગુણોનો પાર આવે તેમ નથી તેથી તે ગુણોનો સાગર તત્ત્વાર્થસૂત્રમાં તીર્થંકરનામ કર્મનાં કારણો જણાવ્યાં છે તેમાં આચાર્યભક્તિ, ગુરુભકિત ગણાવી છે. એમ અનેક શાસ્ત્રોમાં ગુરુભકિત તીર્થંકર નામ બાંધવાનું કારણુ કહેલ છે.

તેથી પરમ ગુરુ એવા શ્રીમદ્ રાજચંદ્ર ગુરુદેવ ત્રિકાળ જયવંત વર્તો, તેમને અગણિત નમસ્કાર હો !

**એમ પ્રણમી શ્રી ગુરુરાજ કે પદ આપપરહિત કારણં,**
**જયવંત શ્રી જિનરાજ ( ગુરુરાજ ) વાણી કરું તાસ ઉચ્ચારણં;**
**ભવભીત ભવિક જે ભણે, ભાવે, સુણે, સમજે, સદ્દહે,**
**શ્રી રત્નત્રયની ઐક્યતા લહી, સહી સો નિજપદ લહે.**
**( સહી સો પરમ પદ લહે ). ૪**

સ્વપરના હિતને અર્થે શ્રીમદ્ રાજચંદ્ર ગુરુને નમસ્કાર કરી હવે તે જયવંત ગુરુરાજની કે જિનરાજની વાણીનો ઉચ્ચાર કરું છું. ભક્તિ કે સ્વાધ્યાય આદિ શરૂ કરું છું. આ દુઃખના દરિયારૂપ સંસારથી જે ભવ્ય જીવ ભય પામ્યા છે, તે શ્રી સત્પુરુષની વાણી ભાવપૂર્વક ભણે, સાંભળે, સમજે અને શ્રદ્ધે તો સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની એકતા પામી તે આત્મપદ પામે; ખરેખર તે પરમપદ પામે તેમ છે.

## જિનેશ્વરની વાણી

( મનહર છંદ )

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગતહિતકારિણી, હારિણી મોહ,
તારિણીભવાબ્ધિ, મોક્ષ ચારિણી પ્રમાણી છે;
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજમતિ મપાઈ મેં માની છે,
અહો ! રાજચંદ્ર બાલ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.

---

ભાવાર્થ :–શ્રી મોક્ષમાળાના ૧૦૭ મા પાઠરૂપે આ મંગળાચરણ છે. તેમાં ભગવાનની વાણીની અપૂર્ણતા શ્રીમદ્ રાજચંદ્રે પ્રગટ કરી છે.

નિગોદના જીવને મરણકાળે જ્ઞાન હોય છે તે ઓછામાં ઓછું જ્ઞાન છે. તેનો વિકાસ થતાં કેવળજ્ઞાન થતાં જ્ઞાનની પૂર્ણતા થાય છે. ત્યાં સુધીના જ્ઞાનના ભેદો, જ્ઞાનથી જણાતા પદાર્થોના ભેદો, વિશ્વનું વર્ણન, સમ્યક્દર્શનથી શરૂ કરી કેવળજ્ઞાન થતાં સુધીના પુરુષાર્થભેદ આદિ અનેક ભાવો ભિન્ન ભિન્ન ભૂમિકાના જીવોને ઉપકારી થાય તેમ જિનેશ્વરની વાણીમાં વર્ણવેલ છે.

પરસ્પર વિરોધ ન આવે તેવી અનેક અપેક્ષાઓ કે નયો સહિત, વસ્તુને સમજાવવાના પ્રકારોરૂપ નિક્ષેપો સહિત તે વાણી છે. સર્વ જીવોના કલ્યાણનું કારણ, મોહને નિર્મૂળ કરવાનું કારણ, ભવસાગર તરવાનું કારણ તથા મોક્ષ પ્રાપ્ત કરાવનારી ભગવાનની અમોઘ વાણી છે. તેના જેવું કલ્યાણનું સાધન શોધતાં બીજું મળી શકે તેમ નથી તેથી તેને કોઈની સાથે સરખાવી શકાય કે ઉપમા અપાય તેમ નથી. તેથી ઉપમા આપવાનો પ્રયત્ન કરવો વ્યર્થ છે. ઊતરતી ઉપમા આપે તો ઉપમા આપનારની બુદ્ધિની ખામી ગણાય છે. શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે અજ્ઞાની જીવોને શ્રી જિનેશ્વરની વાણીનું માહાત્મ્ય કલ્પનામાં આવે તેવું નથી. પરંતુ જેના એકેક શબ્દમાં અનંત શાસ્ત્રો સમાઈ જાય તેવી શ્રી જિનેશ્વરની વાણી જેણે જાણી છે એવા જ્ઞાની પુરુષોએ જ તેનું માહાત્મ્ય જાણ્યું છે, અને ગાયું છે.

ૐ શાન્તિઃ



| પાન | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૨ | ૨૬ | તે | ને |
| ૧૧૭ | ૧૯ | શિ ય | શિષ્ય |
| ૧૨૧ | ૧૯ | અથવા દેહ જ આત્મા...દેહથી | 'અથવા દેહ જ આત્મા અથવા ઇંદ્રિય પ્રાણ'– તેના જવાબમાં કહે છે કે |
| ૧૨૫ | ૧૨ | એ સ્થૂળ | એક સ્થૂળ |
| ૧૨૭ | ૨૦ | પ્રયત્ક્ષ | પ્રત્યક્ષ |
| ૧૩૩ | ૬ | થી | તેથી |
| ૧૩૪ | ૬–૭ | જુઓ મર્મ | જુઓ વિચારી મર્મ |
| ૧૫૮ | ૧૨ | સમકિતીના | સમકિતીને |
| ૧૭૧ | ૧૪ | આશામાં | આજ્ઞામાં |
| ૧૮૧ | ૮ | ચોથા–પાંચમાના | ચોથ–પાંચમના |
| ૨૦૨ | ૨ | કીનયે | પૂજિયે |
| ૨૦૮ | ૨૬ | આષધિ | ઔષધિ |
| ૨૧૦ | ૨૦ | માડા | માયા |
| ૨૧૧ | ૧૨ | કલ્પવાસી– | કલ્પવાસી દેવોની દેવાંગનાઓ, ત્રીજીમાં આર્યા સાધ્વીઓ ચોથીમાં જ્યોતીષી દેવોની દેવીઓ |
| ૨૧૫ | ૭ | તર | તરસ |
| ૨૧૭ | ૨૦ | કે સમસ્ત | કે જે સમસ્ત |



# નિત્યનિયમાદિ પાઠ

## ( ભાવાર્થ સહિત )

---

૧

## શ્રી સદ્‌ગુરુ ભક્તિરહસ્ય

### ( ભક્તિના વીશ દોહરા )[૧]

—૦—

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ. ૧.

હે પ્રભુ! કહેતાં ભગવાનનું જે શુદ્ધ સ્વરૂપ અથવા સદ્‌ગુરુનું શુદ્ધ સ્વરૂપ કે નિશ્ચયનયે પોતાના આત્માનું શુદ્ધ સ્વરૂપ એ પર લક્ષ જવો જોઈએ. અહો! તેનું વર્ણન થઈ શકે તેવું નથી. "કહી શક્યા

---

૧. "આ જીવ અત્યંત માયાના આવરણે દિશામૂઢ થયો છે. અને તે યોગે કરી તેની પરમાર્થદૃષ્ટિ ઉદય પ્રકાશતી નથી. અપરમાર્થને વિષે પરમાર્થનો દૃઢાગ્રહ થયો છે અને તેથી બોધ પ્રાપ્ત થવાના યોગે પણ તેમાં બોધ પ્રવેશ થાય એવો ભાવ સ્ફુરતો નથી, એ આદિ જીવની વિષમ દશા કહી, પ્રભુ પ્રત્યે દીનત્વ કહ્યું છે કે 'હે નાથ! હવે મારી કોઈ ગતિ ( માર્ગ ) મને દેખાતી નથી. કેમકે સર્વસ્વ લૂંટાયા જેવો યોગ મેં કર્યો છે, અને સહજ ઐશ્વર્ય છતાં પ્રયત્ન કર્યે છતે, તે ઐશ્વર્યથી વિપરીત એવા જ માર્ગ મેં આચર્યા છે. તે તે યોગથી મારી નિવૃત્તિ કર, અને નિવૃત્તિનો સર્વોત્તમ સદુપાય એવો જે સદ્‌ગુરુ પ્રત્યેનો શરણભાવ તે ઉત્પન્ન થાય, એવી કૃપા કર', એવા ભાવના વીશ દોહરા કે જેમાં પ્રથમ વાક્ય "હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ દયાળ," છે તે દોહરા તમને સ્મરણમાં હશે. તે દોહરાની વિશેષ અનુપ્રેક્ષા થાય તેમ કરશો તો વિશેષ ગુણાવૃત્તિનો હેતુ છે." શ્રીમદ્ રાજચંદ્ર કાર્તિક સુદ ૩, ૧૯૫૧ )

નહીં પણ તે શ્રી ભગવાન જો"—એવું તે અદ્‌ભુત છે!! તે ધ્યાન કરવા યોગ્ય છે. અંતરાત્મા થયા પછી જીવ બાહ્ય ઇન્દ્રિયોના વિષયોથી વિરક્ત થઈ તે પરમાત્મા પ્રત્યે જ વળે છે. તે જ મારું દીનનું હિત કરનાર છે. મારા નાથ છે. કરુણાસાગર છે. શ્રી સત્પુરુષની કરુણા છે! દયા છે! પ્રેમ છે! આપ એવા છો ને હું તો અજ્ઞાન અને મિથ્યાત્વને લઈને સર્વ દોષનું ભાજન છું. સર્વ દોષમાં મુખ્ય મારું અજ્ઞાન છે. બાહ્યાત્માપણું છે.

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમસ્વરૂપ? ૨.

તેથી મને મારા શુદ્ધ સ્વરૂપનો અનુભવ ક્ષણ પણ કોઈ વખત થતો નથી. શુભ અશુભમાં જ હું લાગી રહ્યો છું. પણ શુદ્ધભાવ કે જે જીવને સમકિત પમાડી મોક્ષ તરફ વાળે તે હજુ આવ્યો નથી, ત્યાં સુધી તારું જે શુદ્ધ સ્વરૂપ તેમાં વૃત્તિ જોડીને એક લયપણે, ભક્તિપણે, સર્વાર્પણપણે રહેવું જોઇએ, સર્વત્ર તને જ જોઉં એવો પ્રેમ-લગની નથી લાગી. બધે આત્મા જોવો એમ પ્રભુશ્રીજીએ કહ્યું છે. તે પણ થતું નથી, પ્રભુ આપ સમીપ જ બેઠા છો એમ જાણીને બધું વર્તન ક્યારે થશે? સર્વ ભાવ પ્રભુમય થતા નથી. તે માટે લઘુતા, દીનતા, વિનયભાવ જાગવો જોઈએ. સત્પુરુષને આશ્રયે કંઈક સમજણ આવે તો સાથે અત્યંત નમ્રતા વિનય આવવાં જોઈએ, હે પરમ સ્વરૂપ! આપને હું શું કહું?

નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહિ;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંહિ. ૩.

ગુરુદેવની આજ્ઞા રાગદ્વેષ રહિત સમભાવમાં રહેવાની છે. તેમાં અચળપણે—ક્ષણ પણ પ્રમાદ કર્યા વગર વર્તાતું નથી. શ્રદ્ધા મેરુ પર્વત જેવી અચળ-દૃઢ જોઈએ કે ગમે તે થાય, સંજોગો ગમે તેવા બને પરંતુ આત્મા જે કૃપાળુદેવે સમજાવ્યો છે તે સાચો છે એવી જે શ્રદ્ધા તે અડગ રહે. આમ અચળપણે આજ્ઞા આરાધવા માટે તારામાં

મને વિશ્વાસ ને બહુમાન જોઈએ કે તું કહે છે તે જ સત્ય, તે જ હિત છે.

સાચું સુખ સત્પુરુષના કહેવા પ્રમાણે જ ચાલવામાં છે. તેમનાં વચનામૃત વાંચી તેમના પ્રત્યે બહુમાન થાય; વિશ્વાસ આવે કે મારું હિત આમાં જ છે તો પછી તારી આજ્ઞા અવશ્ય આરાધાય. તારું જ્ઞાન, તારી દશા તેનું ભાન થઈ પરમ આદરભાવ પ્રગટે ને મારા દોષો જઈ વિનયાદિ ગુણો પ્રાપ્ત થાય.

એમ બાહ્યમાંથી નિવર્તી, અંતરાત્મા થઈ પરમાત્મા પ્રત્યે લીન થવાનો ઉપાય—સમકિતનો માર્ગ આ દોહરાઓમાં વર્ણવ્યો છે. સમકિત થવાનાં એક પછી એક સાધન બતાવે છે. પ્રથમ શુદ્ધ ભાવ, સર્વ તુજ રૂપ લઘુતા દીનતા અથવા અવંચકપણે શરણે રહું, આજ્ઞા અચળપણે આરાધું વગેરે.

જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ;<br>
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪.

સત્સંગનો જોગ નથી અને સત્સંગમાં જે આજ્ઞા મળી છે તેનું સેવન થવું જોઈએ તે થતું નથી. અથવા સત્પુરુષની કંઈક સેવા મળે તો ઉલ્લાસભાવ રહે; તેવી સેવા ન મળે ત્યારે સેવા કરવાની ભાવના થવી જોઈએ તે પણ થતી નથી. અથવા આત્મધર્મ પામવ માટે પુરુષાર્થ કરવો જોઈએ તે થતો નથી. જોગ નથી એટલે યોગ્યતા નથી એમ પણ અર્થ બેસે.

સત્પુરુષની આજ્ઞામાં સર્વ પ્રકારે રહેવાય એવી કેવળ અર્પણતા નથી. સુમતિનાથના સ્તવનમાં બાહ્યાત્મા, અંતરાત્મા ને પરમાત્માનું સ્વરૂપ સમજાવ્યા પછી શ્રી આનંદઘનજી કહે છે :

" બહિરાતમ તજી અંતર આતમા—<br>
રૂપ થઈ થિરભાવ, સુજ્ઞાની,<br>
પરમાતમનું હો આતમ ભાવવું,<br>
આતમ અર્પણ દાવ, સુજ્ઞાની. સુમતિ૦ ૫

આતમ અર્પણ વસ્તુ વિચારતાં;
ભરમ ટળે મતિદોષ સુજ્ઞાની—
પરમ પદારથ સંપત્તિ સંપજે,
આનંદઘન રસ પોષ સુજ્ઞાની." સુમતિ૦

પરમાત્મા પ્રત્યે એકતા થવાથી અને તે આશ્રયભાવનો અનુ
યોગ-વિચાર કરવાથી પણ શુદ્ધ સ્વરૂપ પામી શકાય. સદ્ગુરુને આશ્ર
મન, વચન, કાયાના યોગ પ્રવર્તાવે, હુંપણું ત્યાગે. અભિમાન, હુંપણ
દરેક ક્રિયામાં થાય છે તે જ સમકિત થવામાં આડું આવે છે.
મૂકીને સત્પુરુષે જે વિચાર્યું છે, જે કર્યું છે ને કહ્યું છે તે જ ખ
છે, માટે હું તેને અનુસરીને જ વર્તું. મારે મારું પોતાનું સત્પુરુષથ
જુદું કે વિશેષ કંઈ કહેવા કરવાનું નથી એમ માત્ર આશ્રયે વર્ત
જોઈએ તે થતું નથી.

**'હું પામર શું કરી શકું?' એવો નથી વિવેક;**
**ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક.**

હું સર્વથા કર્મને વશ છું. વિષય કષાયને આધીન પામર છું
જેમ કોઈ લંગડાને ગાડીમાં નાખીને ફેરવે તેમ આ દેહને આધી
અને કર્મને આધીન મારે વર્તવું પડે છે. એવો હું તે શું કરવ
સમર્થ છું? પ્રભુશ્રીજી કહેતા કે એક તણખલાના બે કટકા કરવાન
અમારી શક્તિ નથી! તો મારી કંઈ કરવાની શી શકિત છે? મા
કર્માધીન નિમિત્તાધીન છું એવું પોતાનું પામરપણું સમજાય તેને વિવે
કહ્યો છે, તે આવે તો સાચું શું તે તરફ લક્ષ જાય. વિવેક એટલે
કંઈ જ જાણતો નથી, જ્ઞાની જાણે છે, એવો સત્ય વિચાર જાગે પછી
જ સત્પુરુષાર્થ આવે. પરંતુ હું વિવેકશૂન્ય છું.

જે કામ પોતાથી થાય તેવું ન હોય તેમાં અન્યની સહાય લેવા
છે તેમ મોક્ષ પોતાની મેળે પ્રાપ્ત થઈ જાય એમ નથી. તેમાં સત્પુરુષ
સહાય જોઈએ. સંસારમાં જીવ અનંત કાળથી ગોથાં ખાય છે, ત્ય

ભગવાનના ચરણનું શરણ લે, મરણ સુધી છોડે નહિ તો સમાધિમરણ થાય. "એક વાર જો સમાધિમરણ થયું તો સર્વ કાળનાં અસમાધિમરણ ટળશે." સાચા પુરુષનું શરણ લીધું તો કંઈ ચિંતા રહે નહિ. "મોટાને ઉત્સંગ બેઠાને શી ચિંતા?" એટલે શરણભાવ કરી સમાધિમરણની ભાવના કરી લેવી જોઈએ. પછી ગમે તેવા વ્યાધિ, સંકટ આવે પણ ધીરજ ન છોડે. મોટાના શરણથી નિર્બળ પણ બળવાન થાય છે. સત્પુરુષનું શરણ છેક કેવળજ્ઞાન થતાં સુધી ખપનું છે, તેથી ભવોભવ ન જાય તેવું દૃઢ થવું જોઈએ. પણ હજુ તે શરણભાવ આવ્યો નથી.

અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬.

હું આવો પામર છું ને હે પ્રભુ તમારી શક્તિ ને પ્રભાવ તો અલૌકિક છે. ત્રણે કાળમાં દુર્લભ એવા સદ્ગુરુની પ્રાપ્તિ થઈ છે તેનો વિચાર આવતાં ઉલ્લાસ થઈ આવવો જોઈએ. સત્પુરુષ મળ્યા તો સંસારરૂપી વન પાર કરવા ચોખ્ખો ધોરી રસ્તો મળ્યો તેથી મુમુક્ષુને મૂંઝવણ ટળી જતાં કેટલી પ્રફુલ્લતા આવે? આવા પુરુષનો જોગ કોઈ મહા પુણ્યે થયો તેનું માહાત્મ્ય અપાર છે. ગમે તે ગતિ થાય તોપણ જો શરણ છે તો અવશ્ય મોક્ષે લઈ જશે. આ કાળમાં આવા [illegible] મળ્યા તે અહોભાગ્ય! એક વચન પણ ખરા હૃદયથી આરાધે [illegible] કલ્યાણ થશે. પુરુષાર્થ કરવો જોઈએ, આત્માની દાઝ રાખી [illegible] પર પ્રેમ વધારે, તેમતેમ બોધ પરિણમે. પરંતુ મને સત્પુરુષનું [illegible] લાગ્યું નથી તેથી પરમપ્રેમનો એક અંશ પણ [illegible] વચન સાંભળી ઉલ્લાસભાવ, સ્નેહ આવે તેમ [illegible] ગાતાં ઉત્સાહમાં ધારો બેસાડી દે તેવો [illegible] નથી. સંસારનો સ્નેહ પલટાઈને ભગવાન [illegible] અપૂર્વ સ્નેહ પ્રગટે તો — સાચી [illegible] લાગી મૂકે, તેમ એક અંશ [illegible] માટે અનંત કાળનાં કર્મો [illegible]

માટે પરમ પ્રભાવ — બળ જોઈએ તે નથી. સિંહનો શિકાર કરવા જતાં સસલાથી બીએ તે કેમ પાલવે? તેમ સંસારનાં બંધનો તોડવા બળ, હિંમત, પુરુષાર્થ જોઈએ તે નથી.

અચલરૂપ આસક્તિ નહિ, નહીં વિરહનો તાપ;
કથા અલભ તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ. ૭.

આત્મસ્વરૂપ પામવા માટે સતત ઇચ્છા, લગની, રટણ લાગવું જોઈએ તેવી આસક્તિ મારામાં નથી. ક્ષણિક વસ્તુઓમાં આસક્તિ છે. "જૈસી પ્રીતિ હરામકી તૈસી હર પર હોય, ચલ્યો જાય વૈકુંઠમેં, પલ્લો ન પકરે કોય." વળી વિરહમાં દુઃખ થવું જોઈએ, ઝંખના રહેવી જોઈએ તે પણ નથી. કૃપાળુદેવે પ્રભુશ્રીજીને લખ્યું હતું કે 'વિરહમાં પણ કલ્યાણ છે." વિરહમાં પણ જો સત્પુરુષ વિશેષ સાંભરે ને પ્રેમ વર્ધમાન થાય તો હિતકારી છે. પણ તેવો વિરહાગ્નિનો તાપ લાગવો જોઈએ.

વળી તારી સર્વ જીવો પ્રત્યે અત્યંત કરુણા, અલૌકિક પ્રીતિ છે. "કોને તારું ને કોને પાર ઉતારું!" એવી નિષ્કારણ કરુણા છે. જે તીર્થંકરો તથા જ્ઞાનીઓ મોક્ષે ગયા છે તેમણે પરમ પ્રેમથી પોતાને તથા પરને તારવા ભારે પુરુષાર્થ કર્યો છે. નિરંતર પ્રમાદ રહિતપણે પુરુષાર્થ કરી સર્વ કષ્ટોને સહન કરીને પોતે મોક્ષે ગયા ને સાથે કેટલાયને તાર્યા! તે એકતાર તન્મય પ્રીતિ અથવા આવેશપૂર્ણ ભક્તિની કથા પણ વિચારવી સાંભળવી આ કાળમાં દુર્લભ થઈ પડી છે. તે માટે ખેદ થવો જોઈએ તે થતો નથી.

ભક્તિમાર્ગ પ્રવેશ નહિ, નહીં ભજન દૃઢ ભાન;
સમજ નહીં નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન. ૮.

આત્માના શુદ્ધ સ્વરૂપને પામવા ભક્તિ એ મુખ્ય સાધન છે. આત્માર્થે વાંચવું, વિચારવું, બોધ સાંભળવો, જ્ઞાન, ધ્યાન એ સર્વ ભક્તિ છે. તે ભક્તિનો રંગ ક્યારે લાગે કે દેહ તે હું નહિ, હું આત્મા છું એમ સમજાય તો પરમાં પ્રીતિ છે ત્યાંથી ફરીને આત્મસ્વરૂપ પ્રત્યે

અથવા સત્પુરુષ જે તે લક્ષ કરાવે છે તેમના પ્રત્યે પ્રેમ બહુમાન ભક્તિ પ્રગટે. જેમણે આત્માનો લક્ષ કરાવ્યો અને આત્માને સર્વ દુઃખથી મુક્ત કરવામાં જે નિમિત્ત છે એવા જ્ઞાની ગુરુ પ્રત્યે અનન્ય ભક્તિ જાગે. શાસ્ત્રમાં ભક્તિના નવ ભેદ બતાવ્યા છે.

" શ્રવણ, કીર્તન, ચિંતવન, સેવન, વંદન, ધ્યાન;
લઘુતા, સમતા, એકતા, નવધાભક્તિ પ્રમાણ."—શ્રી બનારસીદાસ.

તેમાં એકતા—સદ્‌ગુરુનું શુદ્ધ સ્વરૂપ ને પોતાનું શુદ્ધ સ્વરૂપ બે એક જ છે એવો અનુભવ થાય ત્યાં પરાભક્તિ છે. આત્માનું દર્શન જ્ઞાન સુખ પ્રગટે છે. કહ્યું છે કે " ભગવાન મુક્તિ આપવામાં કૃપણ નથી, પણ ભક્તિ આપવામાં કૃપણ છે." અહીં ભક્તિ એટલે આત્મ-સ્વરૂપ ધર્મનો માર્ગ, તે પામવો દુર્લભ છે. તે પરમાર્થ પ્રત્યે સત્પુરુષ પ્રત્યે યથાર્થ પ્રેમ પ્રગટે તો જ પમાય છે. એવા ભક્તાત્મા સત્પુરુષના યોગથી ભક્તિનો રંગ—આત્મા પામવાની તાલાવેલી લાગે છે. એવી ભક્તિ મારામાં નથી. વળી ભજન કીર્તન સ્તવનમાં દૃઢ લક્ષ—એકાગ્રતા—તન્મયપણું આવવું જોઈએ તે પણ આવતું નથી. મનુષ્યભવ પામીને મારે શું કરી લેવાનું છે? તેનો સ્પષ્ટ ખ્યાલ પણ નથી. ધર્મ અથવા કર્તવ્ય શું છે? તેની સમજણ નથી, તેથી બીજી વસ્તુમાં રોકાઈ રહ્યો છું. સત્સંગના ક્ષેત્રમાં આત્માની વાત થતી હોય ત્યાં એવા વિચાર જાગે અને કર્તવ્યની સમજણ પડે. પરંતુ એવા ઉત્તમ સ્થળે રોકાવાનું બની શકતું નથી. સત્સંગલાભ લઈ શકાતો નથી.

*કાળદોષ કળિથી થયો, નહિ મર્યાદાધર્મ;
તોય નહીં વ્યાકુળતા, જુઓ પ્રભુ! મુજ કર્મ. ૯.

કળિકાળને લઈને ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. તે પ્રાપ્તિ થાય તો પણ સાધના કરવી દુર્લભ છે. ક્ષેત્રનો પ્રભાવ હોય તેમ [1]કાળનો પણ પ્રભાવ છે. આ કાળમાં બધાં નિમિત્તો ધર્મને વિપરીત થાય તેવાં છે.

૧. " શાસ્ત્રોને વિષે આ કાળને અનુક્રમે ક્ષીણપણા યોગ્ય કહ્યો છે; અને તે પ્રકારે અનુક્રમે થયા કરે છે. એ ક્ષીણપણું મુખ્ય કરીને પરમાર્થસંબંધીનું

નિવૃત્તિના સ્થળે સત્પુરુષનો યોગ હોય ત્યાં કાળ કંઈ નડતો નથી. પ્રભુશ્રીજી હતા ત્યારે તેમની સમીપે ચોથા આરા જેવું લાગતું. બોધ અને ભક્તિથી આત્મા ઠરતો. સંસારનું વિસ્મરણ થતું. તેમ આવા વિપરીત કાળમાં પણ જો જીવ સત્પુરુષની આજ્ઞા અનુસાર ભક્તિ કરવાનો નિયમ કરે, વ્રત ત્યાગ દ્વારા મર્યાદા કરે ને તેને દૃઢ રીતે વળગી રહે તો ધર્મસાધન બની શકે. એમ મર્યાદા એટલે આજ્ઞા-આરાધનરૂપ ધર્મ જીવને બચાવી શકે. સત્પુરુષની આજ્ઞામાં લક્ષ રાખે તો પાપ કરતો અટકે. સત્પુરુષની આજ્ઞારૂપી અંકુશ છે, છતાં તે અંકુશમાં વર્તાતુ નથી. નિયમિત ધર્મઆરાધન કરવા કહ્યું છે તે થતું નથી. તે માટે વ્યાકુળતા—મૂંઝવણ થવી જોઈએ તે પણ થતી નથી. મારાં કેવાં ભારે કર્મ છે! કૃપાળુદેવે કહ્યું છે કે ભારેકર્મી જીવો આ કાળમાં અવતરે તેથી ધર્મની જિજ્ઞાસા ઘટતી જાય, લોકોમાં વાહ

---

કહ્યું છે જે કાળમાં અત્યંત દુર્લભપણે પરમાર્થની પ્રાપ્તિ થાય તે કાળ દુષમ કહેવા યોગ્ય છે; જો કે સર્વ કાળને વિષે પરમાર્થપ્રાપ્તિ જેનાથી થાય છે, એવા પુરુષોનો જોગ દુર્લભ જ છે, તથાપિ આવા કાળને વિષે તો અત્યંત દુર્લભ હોય છે. જીવોની પરમાર્થવૃત્તિ ક્ષીણપરિણામને પામતી જતી હોવાથી તે પ્રત્યે જ્ઞાની પુરુષોના ઉપદેશનું બળ ઓછું થાય છે; અને તેથી પરંપરાએ તે ઉપદેશ પણ ક્ષીણપણાને પામે છે, એટલે પરમાર્થમાર્ગ અનુક્રમે વ્યવચ્છેદ થવા જોગ કાળ આવે છે.

આ કાળને વિષે અને તેમાં પણ હમણાં લગભગના સેંકડાથી મનુષ્યની પરમાર્થવૃત્તિ બહુ ક્ષીણપણાને પામી છે; અને એ વાત પ્રત્યક્ષ છે. સહજાનંદ સ્વામીના વખત સુધી મનુષ્યોમાં જે સરળ વૃત્તિ હતી, તે અને આજની સરળવૃત્તિ એમાં મોટો તફાવત થઈ ગયો છે. ત્યાં સુધી મનુષ્યોની વૃત્તિને વિષે કંઈ કંઈ આજ્ઞાંકિતપણું, પરમાર્થની ઇચ્છા અને તે સંબંધી નિશ્ચયમાં દૃઢતા એ જેવાં હતાં તેવાં આજે નથી. તેથી તો આજે ઘણું ક્ષીણપણું થયું છે, જોકે હજુ આ કાળમાં પરમાર્થવૃત્તિ કેવળ વ્યવચ્છેદ પ્રાપ્ત થઈ નથી, તેમ સત્પુરુષ રહિત ભૂમિ થઈ નથી, તોપણ કાળ તે કરતાં વધારે વિષમ છે, બહુ વિષમ છે; એમ જાણીએ છીએ." શ્રીમદ્ રાજચંદ્ર શ્રાવણ વદ ૧૪, ૧૯૪૮.

વાહ કહેવડાવવા બધું કરે. પરમાર્થ—આત્માનું હિત શાથી થાય એ સૂઝતું નથી. નિરંકુશતા વધતી જાય છે. મા-બાપનું કહ્યું ન માને તો ભગવાનનું કહેલું શું વિચારે? ભગવાન હતા એ જ ન માને. શાસ્ત્રોને કલ્પના માને અને પોતાની કલ્પનાએ સ્વચ્છંદે બધું પ્રવર્તન કરે. બીજાં કામ આડે પરમાર્થ માટે અવકાશ જ નથી.

સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ. ૧૦

સેવા—સત્પુરુષે જે આજ્ઞા આપી છે તેની આરાધના એટલે આત્માની ઉપાસના થતી નથી. આળસ, ઊંઘ, પ્રમાદ, વિકથા આદિ તેમાં પુરુષાર્થ કરવા દેતાં નથી. દેહ ને ઇન્દ્રિયોને અર્થે બધું પ્રવર્તન થાય છે. ખાવું, પીવું, હરવું, ફરવું, નહાવું ધોવું, ઊંઘવું, જોવું, સૂંઘવું, સાંભળવું વગેરે દેહ ને ઇન્દ્રિયનાં કાર્યોમાંથી આત્માને પોતાનું હિત કરવાને અવકાશ જ મળતો નથી. દેહને રાજા બનાવી દીધો છે ને આત્મા નોકર થઇ ગયો છે. આત્મા સુખી છે કે દુઃખી? તે વિચારવાનો પણ વખત નથી. મૃત્યુ પછી પોતાની શી ગતિ થશે એ સંભાળ લેવાતી નથી. આત્માર્થે કંઇ પુરુષાર્થ થતો નથી.

દેહ અને ઇન્દ્રિયથી પ્રાપ્ત થતા બાહ્ય પદાર્થો છે, તેમાં રાગ કરીને જીવ કર્મબંધ કરી રહ્યો છે. તે બાહ્ય પ્રવૃત્તિથી નિવર્તીને આત્માના હિતમાં જોડાવા અહીં બોધ કર્યો છે. બાહ્યાત્મા મટી અંતરાત્મા થવા આ ૨૦ દોહામાં સમજાવ્યું છે. મન-વૃત્તિને આત્માર્થમાં જોડવાનાં સાધન જેવાં કે અલ્પ આહાર, અલ્પ વિહાર, અલ્પ નિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા અને અનુકૂળ સ્થાન ઇત્યાદિ છે. તેથી મન આત્માને આધીન થાય ને દેહ ને ઇન્દ્રિયોને આત્માર્થે પ્રવર્તાવી શકાય. પરંતુ તે પણ મારાથી બનતું નથી.

તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાંહિ;
નહિ ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહિ. ૧૧.

હું દેહ ને ઇન્દ્રિયને વશ છું, ત્યાં સત્પુરુષ સિવાય કોઈ બચાવે તેમ નથી. પરંતુ તેમનો મને વિયોગ છે. કોઈ પ્રિય જનનો કે હિતસ્વીનો વિયોગ થાય તો ઘડી ઘડી સાંભરે. પરંતુ વચન ને નયન દ્વારા વૃત્તિ બહાર ફરતી હોવાથી તેવું સ્મરણ પણ થતું નથી. વિયોગ હોય છતાં ચિત્ત ત્યાં લાગ્યું હોય તો તેનું જ રટણ રહે અને નજર સામે તેની જ મૂર્તિ દેખાય. જે રીતે પ્રવર્તતા તે બધું યાદ આવે. પરંતુ આમ-તેમ બધે જોયા કરે, નકામું બડબડ બોલ્યા કરે તો ભગવાન શી રીતે સાંભરે? વચનથી વેર કે પ્રીતિ થાય છે, તેથી ભવ ઊભા થાય. નયન પણ બાહ્ય વસ્તુઓ પ્રત્યે રાગદ્વેષ કરાવી ઘણાં કર્મ બંધાવે છે તેથી એ બન્નેનો સંયમ કરવો જોઈએ. સત્પુરુષના વિયોગમાં તેમનું શરણ લઈને વચન નયનને સ્મરણ, કીર્તન, દર્શનાદિમાં રોકવાં. બીજેથી રોકીને ગુપચુપ આત્માર્થ સાધી લેવો. લોકપ્રસંગ ઘટાડી આત્માર્થમાં લાગી રહેવું.

વળી જે તારા ભક્ત નથી તેઓ આસક્તિપૂર્વક સંસારની ખટપટમાં લાગી રહ્યા છે. તેમના પ્રસંગમાં આવતાં તન્મય થઈ જાઉં છું, તેમ ન કરતાં તે પ્રત્યે ઉદાસભાવ-ઉપેક્ષાભાવ રહેવો જોઈએ. તેમજ ગૃહકુટુંબ આદિનાં કાર્યો ઘણા આનંદ સાથે કરું છું. પરંતુ તેમાં મારાપણું કરવાથી આત્માને બંધન કરી દુઃખમાં લઈ જશે એમ સમજી ત્યાં પણ ઉદાસ રહેવું જોઈએ. જ્ઞાની ગૃહવાસને ભાલા સમાન અને કુટુંબનાં કાર્યને કાળ એટલે મૃત્યુ સમાન જાણે છે! તેમ મને થતું નથી. નકામી વાતોમાં વખત કાઢી નાખે. અરીસામાં જોઈને કલાક ખોટી થાય! ઘરનાં કાર્યમાં જરૂર પૂરતો વખત આપી દેહ પાસે ભક્તિ, ધર્મ, ધ્યાન વગેરે કામ કરાવવું. આત્માર્થે બને તેટલું ખોટી થવું.

અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાંહિ;
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ. ૧૨.

ભગવાન યાદ આવે તો ભગવાનનું માહાત્મ્ય લાગે. તેને બદલે હું કેમ વખણાઉં, કેમ સારો દેખાઉં એમ અહંભાવ રહે છે. જન્મથી જ અહંભાવનો અભ્યાસ થવા માંડે છે. પોતાનું સ્વરૂપ વિસારીને

જ્યાં જન્મ્યો ત્યાંની પરિસ્થિતિમાં મારાપણું થઈ જાય છે. દેહ તે હું, મારું આ નામ, આ મારાં સગાં, આ મારું ગામ, આ મારું ઘર વગેરે જે જે સંયોગો પ્રાપ્ત થાય તેમાં એટલો બધો અહંભાવ ને મમત્વભાવ થઈ જાય છે કે નિરંતર તેના જ સંકલ્પવિકલ્પ થયા કરે છે. આ વિપરીત સમજણ છે તે જ મિથ્યાત્વ છે. પરવસ્તુમાં અહંભાવ મમત્વભાવ થઈ ગયો છે તે દૂર થાય તો સમકિત જાગે; ને હું દેહાદિથી ભિન્ન આત્મસ્વરૂપ છું તે મનાય, પરંતુ અત્યારે તો સ્વપ્નાની સૃષ્ટિમાં ગૂંચવાઈ જવાય તેમ મોહરૂપ નિદ્રાથી ઉત્પન્ન થયેલા આ સંસારરૂપ સ્વપ્નામાં એકાકાર થઈને દુઃખી થઈ રહ્યો છું. પરંતુ ત્યાં લક્ષ કરે કે હું આ નહિ. હું તો શાશ્વત છું, હાલ માનું છું તે અવસ્થા તો થોડા કાળ માટે છે, તો જાગૃત થાય.

"ઊપજે મોહ વિકલ્પથી, સમસ્ત આ સંસાર;
અંતર્મુખ અવલોકતાં વિલય થતાં નહિ વાર."

પ્રભુશ્રીજી કહેતા કે તું વાણિયો નહિ, બ્રાહ્મણ નહિ, સ્ત્રી નહિ, પુરુષ નહિ, ઘરડો નહિ, જુવાન નહિ એ પર વિચાર કરે તો ભૂલ સમજાય.

સત્પુરુષ રાતદિવસ આત્માના પુરુષાર્થમાં રહે છે તો આપણે કેટલો પુરુષાર્થ કરવો જોઈએ? સત્પુરુષે બોધ કર્યો હોય અને આજ્ઞા આપી હોય તે નિરંતર વિચારે, હૃદયમાં કોતરી રાખે. વેદના આવે, સંજોગો વિપરીત હોય તોપણ ભુલાય નહિ, તો તે સ્વધર્મસંચય કર્યો કહેવાય. ધર્મ મન, વચન ને કાયાથી આરાધે; તે પોતે કરવું, અન્ય પાસે કરાવવું કે કોઈ કરતું હોય તો તેને સારું કહેવું—અનુમોદના કરવી એમ નવ પ્રકારે ધર્મભાવના વર્ધમાન થાય છે. બીજી વાત કરવા કરતાં ધર્મની, સત્સંગની વાત કરીએ તો લાભ થાય. ચોથા આરામાં સત્પુરુષો ઘણા વિચરતા તથા તેમનો બોધ પામવો સુલભ હતો. આ કાળમાં તો મહા પુણ્ય હોય તેને ક્વચિત્ મળે. માટે જે આજ્ઞાબોધ વગેરે પ્રાપ્ત થયું હોય તેને અત્યંત દુર્લભ સમજી

આરાધવું. નિરંતર લક્ષ રાખી પોષવું. જેમકે એક શેઠ વૃદ્ધ થયા હતા તેમણે એક દિવસ સગાં વગેરેને પોતાને ત્યાં એકત્ર કર્યાં અને પોતાના ચાર છોકરાઓની વહુઓ હતી તેમને બોલાવીને દરેકને ડાંગરના પાંચ પાંચ દાણા આપ્યા. તેમાં સહુથી મોટી હતી તેણે વિચાર્યું કે ડોસાનું મગજ ખસી ગયું છે તેથી બધાની વચ્ચે કંઈ દાગીનો કે કીમતી ચીજ આપવાને બદલે આવા દાણા આપ્યા એમ વિચારી તેણે ફેંકી દીધા. બીજીએ વિચાર્યું કે દાણા તો ખાવા માટે હોય એમ વિચારી છોડાં ઉખેડીને ખાઈ ગઈ. ત્રીજીએ વિચાર્યું કે સસરાજીએ દાણા આપ્યા છે તે નકામા તો નહિ હોય, કોઈ વાર કામ લાગશે એમ વિચારી ડાબલીમાં સાચવીને સંઘરી રાખ્યા. ચોથી સઉથી નાની વહુ હતી તે બહુ વિચક્ષણ હતી. તેણે તે પાંચ દાણા પોતાને પિયેર મોકલી તેને વવરાવ્યા. નવા દાણા થયા તેનાથી બીજે વર્ષે ફરી ખેતી કરાવી. એમ પાંચ વર્ષ કરાવ્યું તેથી ઘણાં ગાડાં ભરાય એટલી ડાંગર થઈ. પાંચ વર્ષ પછી શેઠે ફરીથી બધાંની વચ્ચે બોલાવી દાણાનું શું કર્યું હતું તે પૂછ્યું. બે જણીએ પોતાની વાત કહી. ત્રીજીએ પોતે સંઘરેલા દાણા લાવીને બતાવ્યા અને ચોથી વહુએ કહ્યું કે તે દાણા લાવવા તો ઘણાં ગાડાં જોઈશે. પછી તે મુજબ પોતાને પિયેરથી ગાડાં ને ગાડાં ભરીને દાણા આણ્યા. આથી શેઠે તેને ઘરની તિજોરી સોંપી. જેણે દાણા સાચવી રાખ્યા હતા તેને ઘરની બીજી દેખરેખ સોંપી. જે ખાઈ ગઈ હતી તેને રસોડાનું કામ સોંપ્યું. અને જેણે દાણા ફેંકી દીધા હતા તેને સાફસૂફ કરવાનું કામ સોંપ્યું. આ પરથી સમજવાનું કે સત્પુરુષ પાસેથી આત્માની વાત મળી હોય તેને વિસારી ન મૂકતાં સંઘરવી અને જેટલો બને તેટલો પુરુષાર્થ કરી આત્મારૂપી ધર્મવૃક્ષને વર્ધમાન કરવું.

પ્રથમ સમકિત – શ્રદ્ધા થાય પછી સ્વધર્મસંચય થઈ શકે, સત્પુરુષદ્વારા મળેલી આજ્ઞા આરાધે તો તે સમકિત થવાનું બળવાન કારણ છે. શાસ્ત્રમાં ધર્મ ચાર પ્રકારે કહ્યો છે. (૧) અહિંસા ધર્મ (૨) સ્વરૂપ ચિંતવનરૂપ ધર્મ (૩) રત્નત્રય એટલે જ્ઞાનદર્શન ચારિત્રરૂપ ધર્મ (૪)

ક્ષમા આદિ દશ લક્ષણરૂપ ધર્મ. આ પ્રમાણે સમજીને ધર્મ આરાધે તેથી આત્માનું સ્વરૂપ સમજાય અને આત્માના ગુણો દયા, શાંતિ, સમતા, ક્ષમા આદિ છે, તે પ્રગટ થાય. એ રીતે આત્મધર્મની વૃદ્ધિ થતાં સંસારની વાસના દૂર થાય ત્યારે સંસારના પદાર્થોથી નિવર્તે.

પરંતુ જ્ઞાની ન મળે ત્યાં સુધી ખરો ધર્મ શું તે સમજાતું નથી. લૌકિક રીતે અનેક માન્યતાઓ થઈ ગઈ હોય છે. જપ તપ વગેરે ઘણું કરે અને માને કે હું ધર્મ કરું છું. પરંતુ ત્યાં વાસના સંસારની હોય તેથી સંસારની જ વૃદ્ધિ કરે. લૌકિક વિચારો ત્યાગીને સત્પુરુષની વાત પર લક્ષ આપે તો આત્માનો લક્ષ થાય. જગતમાં ધર્મ ઘણા કરે છે. પરંતુ ત્યાં જ્ઞાન કેમ થતું નથી? પોતે પણ અત્યાર સુધી ધર્મ અનેક રીતે કર્યો હશે છતાં સંસારથી મુક્ત કેમ ન થયો? કઈ ભૂલ રહી ગઈ? એ વિચારે તો સત્પુરુષનું કહેલું માન્ય થાય. પ્રભુશ્રીજી કહેતા કે ચોખ્ખો થઈને આવ. કામધંધા, માન – પ્રતિષ્ઠા, ઘરકુટુંબમાં પ્રતિબંધ થઈ ગયો છે. આત્મા સિવાયની સર્વ પ્રકારની વાસના છોડવી જોઈએ, બધેથી નિવર્તે – વૈરાગ્ય પામે તો આત્મા શુદ્ધ થાય ને સમકિત પ્રગટે.

> એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
> નહીં એક સદ્‌ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩.

સંસારથી તરવા માટે અનેક સાધનો છે તેમાંનાં મુખ્ય ઉપરની ગાથાઓમાં વર્ણવ્યાં છે. આ સાધનો રોજ વિચારી આરાધવાનાં છે. સંસારમાં જીવને બંધાવાનાં કારણો અનેક છે તેમ છૂટવાના ઉપાયો પણ અનેક છે. જે જીવો મોક્ષે ગયા છે તે આ સાધનો આરાધીને મુક્ત થયા છે. પરંતુ મારાથી તો હજુ એક પણ સાધન યથાર્થ રીતે થયું નથી. વળી આત્માના અનંત ગુણો છે તે કર્મને લઈને અવરાઈ ગયા છે. જ્યાં સુધી મિથ્યાત્વ ટળીને સમકિત – આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી સત – આત્માનો ખરો ગુણ એક પ્રગટ્યો ન કહેવાય. દયા શાંતિ ક્ષમા વગેરેને તો હજુ ઓળખ્યા પણ નથી. મિથ્યાત્વ અવસ્થાના ગુણો પણ ...

પરિભ્રમણનાં કારણ છે તેથી પાપ-રૂપ જ છે, અવગુણ છે. એમ મારામાં પાત્રતા નથી તેથી હે ભગવાન! આપની સન્મુખ આવતાં પણ શરમાઉં છું. મારામાં એકે ગુણ નથી અને આપ સર્વ ગુણસંપન્ન છો તો આપની સન્મુખ આવવા ધૃષ્ટતા શી રીતે કરું?

કેવળ કરુણા-મૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી! હાથ. ૧૪

છતાં હું તમારી સમક્ષ ઊભો રહેવાની હિંમત કરું છું કારણકે તમે સાક્ષાત્ કરુણારૂપ છો, દીન-રાંકના બંધુ છો, નાથ છો. જે નમ્ર ગરીબ થઈને શરણે આવે તેને તમે વિના વિલંબે સહાય કરો છો. તો હે પ્રભુ! હું મહા પાપી ને અત્યંત નિરાધાર છું. સંસારમાં આપના સિવાય મારું કોઈ નથી. અનાદિ કાળથી સંસારરૂપી કૂવામાં હું પડ્યો છું. તેમાંથી બહાર કાઢવા મારા પર કૃપાદૃષ્ટિ કરો. અથવા 'ગ્રહો પ્રભુજી હાથ' એટલે આપના બોધરૂપી હાથથી મને તારો. સત્પુરુષના બોધનું અવલંબન પકડી રાખે તો વિષય-વિકાર અને પાપોથી જીવો પાછા વળે. તેને વિચાર આવે કે આ તો બંધનનાં કારણો છે ને મારે તો મોક્ષે જવું છે. સત્પુરુષ કરુણાને લઈને બોધ કરે છે. તેમાંનો એક શબ્દ પણ પકડાશે તો સંસારથી બચાશે. જ્ઞાનીનાં વચનો એવાં બળવાળાં હોય છે કે ૨૫ વર્ષ શાસ્ત્રાભ્યાસ કરતાં ન સમજાય તે સત્પુરુષના યોગથી થોડા વખતમાં પ્રાપ્ત થાય!

અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરુ સંતને, મૂક્યું નહિ અભિમાન. ૧૫.

આ દુઃખરૂપ સંસારમાં અજ્ઞાનપણે હું ક્યારથી આથડું છું? તેનો વિચાર કરતાં કંઈ છેડો હાથ લાગતો નથી. અર્થાત્ હું અનાદિ કાળથી એ સ્થિતિમાં છું! કર્મને આધીન જન્મમરણ કરું છું. હે ભગવાન! હું પરાધીનપણે સંસારમાં રખડી દુઃખી દુઃખી થઈ રહ્યો છું પરંતુ મને સત્નું ભાન થયું નથી. સંત અથવા સત્પુરુષનું ઓળખાણ થવું એ જ સમકિત છે. અનંતકાળથી ભ્રમણ કરતાં છૂટવા માટે પ્રયત્નો

કર્યો હશે પરંતુ તે સાચા જ્ઞાનીની આજ્ઞાએ ન થયા. જ્ઞાનીનો જોગ ક્વચિત્ થયો ત્યારે સંસાર પ્રત્યે વૈરાગ્ય ન થયો. તેથી તેમના કહ્યા પ્રમાણે ન વર્ત્યો. પરને પોતાનું માનવારૂપ અભિમાન મુકાયું નહિ. જ્ઞાની સંત મળ્યા તેમની ગુરુ તરીકે આરાધના કરી નહિ. સૃષ્ટિમાં જ્ઞાની તો અનંત થયા છે ને થશે તે સઘળા પૂજ્ય છે; પરંતુ જે જ્ઞાની સંતે બોધ આપી જ્ઞાન પમાડયું તે ગુરુ છે. તેમની સેવા સર્વાર્પણપણે આજ્ઞા આરાધનપૂર્વક કરવી જોઈએ, એ રીતે ગુરુસેવા મેં કરી નથી.

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક. ૧૬.

સદ્‌ગુરુની આજ્ઞા સિવાય પોતાની મેળે અથવા કુગુરુના અવલંબને જપ, તપ, શ્રાવકપણું, દીક્ષા વગેરે સાધનો કર્યાં, તે સત્ ક્રિયા હોવા છતાં સંસારમાં જ રખડાવનારી થઈ કારણકે તેથી વિવેક એટલે સ્વપરનો ભેદ અથવા સમકિત, તેનો અંશ પણ આવ્યો નહિ. આત્મહિત શું છે? તે શી રીતે થાય? તેની જરા પણ સમજણ પડી નહિ. મારે આ જ કરવાનું છે એવી સમજણપૂર્વકની શ્રદ્ધા ન આવી. સત્ય, અસત્ય, હિત, અહિત, કર્તવ્ય અકર્તવ્ય વગેરેનો લેશ પણ વિવેક થયો નહિ.

સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્‌સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય? ૧૭.

ધર્મ માટે જેટલાં સાધનો મળી આવ્યાં તે બધાં કર્યાં પરંતુ તે બધાં સાધનો આત્માને સંસારમાંથી મુક્ત કરવાને બદલે બંધન કરનારાં નીવડ્યાં. અસત્ સાધન હોવાથી શુભાશુભ બંધ કરી સંસાર વધારનારાં થયાં. હવે મારી સમજ પ્રમાણે તો એકે ઉપાય બાકી રહ્યો નથી. ખરાં આત્માને મુક્ત કરે એવું સત્‌સાધન શું તે હજુ જાણ્યું નથી. શાસ્ત્રમાં કહ્યું છે તે બધું કરી ચૂક્યો પણ માર્ગ હાથ ન લાગ્યો; કેમકે શાસ્ત્રમાં તો માર્ગ કહ્યો છે પણ મર્મ કહ્યો નથી. મર્મ તો

સત્પુરુષના અંતરમાં રહ્યો છે. તે મર્મ સમજવો બાકી રહ્યો છે. તે સત્પુરુષની ભકિત દ્વારા સમજાય. સત્પુરુષે આચર્યો તે ધર્મ. ભકિતથી 'સત્પુરુષના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ-ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે અને સહેજે આત્મબોધ થાય' (છ પદનો પત્ર). જ્ઞાની આત્માના ઉપયોગમાં રહે છે તેથી તેમને બીજું પ્રવર્તન કરતાં પણ સંવર છે. આસ્રવમાં સંવર છે. સંવર એટલે આત્મામાં ઉપયોગ રહે તેથી કર્મ બંધન થતાં અટકે, તે જેથી થાય એ સત્સાધન. તે જ્ઞાનીની અંતર્ચર્યા ઓળખતાં સમજાય, ત્યારે પોતે આરાધી શકે. કૃપાળુદેવ જ્ઞાની હતા કારણકે તેઓ ઘણી વિકટ ઉપાધિઓ છતાં નિર્લેપપણે આત્મસ્વરૂપમાં જ સ્થિર રહેતા. એ આશ્ચર્યકારી દશા સમજવા ભક્તિ જોઈએ.

પ્રભુ પ્રભુ રઢ (લય) લાગી નહિ, પડ્યો ન સદ્ગુરુ પાય;
દીઠા નહિ નિજ દોષ તો, તરિયે કોણ ઉપાય? ૧૮

બાળક હઠ લે તો જે માગે તે સિવાય બીજી ગમે તેવી કીમતી વસ્તુથી પણ ન માને તેમ જ્ઞાનીએ કહ્યું તે જ કરવું એવી રઢ લાગે. પ્રભુ આત્માનું શુદ્ધ સ્વરૂપ, તે પામવા સિવાય બીજું કંઈ ન ગમે. બીજાં સર્વ કાર્યો પ્રત્યે વૈરાગ્ય આવે. સ્વાભાવિક ઉપશમ એટલે સહેજે કષાયની મંદતા થાય. માત્ર આત્માની જ ઝુરણા થાય કે આત્મા જાણ્યા સિવાય જીવવું નથી. એમ મરણિયો થાય ત્યારે મિથ્યાત્વ ખસે એવું છે. સામાન્ય વ્રતાદિથી કંઈ ન બને. પરંતુ તેવી લય લાગવા માટે પ્રથમ સદ્ગુરુની ઉપાસના કરવી પડે, પ્રભુને પામવા ગુરુકૃપા જોઈએ. નમસ્કારાદિથી વિનય કરવો જોઈએ. નમ્રતા ન આવે ત્યાં સુધી પોતાના દોષો જણાય નહિ. દોષ દેખાય ત્યારે કાઢવાનો પ્રયત્ન કરે. કાંટો ખૂંચે તો કાઢી નાખે તેમ. રાગદ્વેષરૂપી અનંત દોષો છે પરંતુ તેની ખબર નથી. અજ્ઞાનને લઈને નિરાંતે ઊંઘે છે. સદ્ગુરુ તેને જગાડે છે. જાગે પછી પુરુષાર્થ આદરે. પ્રભુશ્રીજી કહેતા કે જાગ્યા ત્યાંથી સવાર. સદ્ગુરુનો યોગ થયા અગાઉ પણ જીવે અવ્યક્તપણે ભગવાનને-સત્ને

જાવાની ભાવના સેવી હોય છે; તેના ફળરૂપ મનુષ્યભવ, સત્પુરુષનો યોગ વગેરે મળે છે. વળી સંસારમાં રોગ, મરણ વગેરે દુઃખના પ્રસંગોમાં કલ્યાણ કરવાના ભાવ થાય છે, તેવામાં સારું નિમિત્ત મળી જાય તો આત્મા બળવાન થઈ આગળ વધે, પરંતુ તેવું નિમિત્ત ન બને તો ફરી બીજા પ્રસંગો લગ્ન વગેરેના આવતાં આવેલો વૈરાગ્ય તદ્દન જતો રહે છે, ભૂલાઈ જાય છે. કેટલાક લોકો વૈરાગ્યની ધૂનમાં જંગલમાં કે હિમાલય દેશ પર્વતની ગુફામાં જતા રહી એકાંત સેવે છે, પરંતુ ત્યાં પણ પરિણામ બદલાતાં ગમે તે વસ્તુમાં ફરી આસકત થઈ જાય છે. જેમકે ભરતજી યોગ સાધતાં હરણીના બચ્ચામાં મોહ પામી બંધાયા. આત્મપ્રાપ્ત માટે તીવ્ર ભાવ થયો હોય તે વખતે સદ્‌ગુરુ મળે ને ઉપદેશ ગ્રહણ કરે તો વૈરાગ્ય વધે. સત્પુરુષનો યોગ થયો, બોધ મળ્યો, તો પછી સ્વચ્છંદ મૂકવો જોઈએ. બીજી બધી ઇચ્છાઓ છોડીને સદ્‌ગુરુને શરણે રહેવું જોઈએ. પોતાના દોષ ઓળખી દૂર કરીને પાત્રતા લાવવી જોઈએ. પોતાના દોષ જુએ નહિ અને અન્યના દોષો જોવામાં ખોટી થાય તો મળેલો યોગ વૃથા જાય. માટે સત્સંગમાં પોતાના દોષ કાઢવા કમ્મર કસવી જોઈએ. આત્મા પામવા માટે લગની લાગે, સદ્‌ગુરુની આજ્ઞાએ વર્તાય અને પોતાના દોષો દૂર કરવામાં પુરુષાર્થ થાય તો આત્મપ્રાપ્તિ થાય. તરવા માટે આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. આવો યોગ મહા દુર્લભ છે તે વૃથા ગયો તો ફરી મળવો મુશ્કેલ છે.

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય ? ૧૯.

જીવ પોતાના દોષો વિચારે, અભિમાન મૂકે તો પુરુષાર્થ કરી શકે. રાગદ્વેષ અને અજ્ઞાનને વશ સમયે સમયે અનંત કર્મ બાંધી રહ્યો છે. જગતમાં જે દોષો દેખાય છે તે બધાય મેં પરિભ્રમણ કરતાં કર્યા છે અને હજુ નહિ ચેતાય તો અનંત પરિભ્રમણ કરવું પડશે. એક આત્મા મારો છે. છતાં પરમાં અહંત્વ મમત્વ થઈ ગયું છે અને ગાઢ

નિ-૨

કર્મને લીધે આત્માની અનંત શક્તિઓ અવરાઈ ગઈ છે. મારે દોષે મને બંધન છે. તે સર્વ કર્મ બંધનનો કર્તા હું જ અનંત કાળથી અનંત દોષોનું ઘર બની રહ્યો છું. દોષો કરવા અને તેનું અભિમાન કરવું એ અધમાધમનું લક્ષણ છે. તેમ હું મારું સ્વરૂપ ભૂલીને કર્મરૂપી દોષથી પ્રાપ્ત થયેલ કુળ, રૂપ, બળ, વિદ્યા, ધન, સંપત્તિ વગેરે બાહ્ય સામગ્રીમાં અભિમાન કર્યા કરું છું. ઉપદેશ સાંભળવા છતાં પણ હું મારા દોષો છોડતો નથી માટે આખા જગતમાં મારા જેવો કોઈ અધમ-પાપી નથી.

કોઈની પાસે થોડા પૈસા હોય અને માને કે મારી પાસે પૂરતું છે તો વધારે કમાવા પ્રયત્ન ન થઈ શકે, મારી પાસે કંઈ નથી, ઘણું મેળવવું છે એમ વિચારે તો મહેનત કરે. તે પ્રમાણે પોતાના દોષો વિચારી અભિમાન મૂકે તો આત્માના અનંત ગુણો સત્સુખ વગેરે મેળવવા પુરુષાર્થ કરી શકે. જીવ અનાદિ કાળથી ભિખારી જેવો છે. માટે હવે આત્મા પ્રાપ્ત કરવાની સામગ્રી મળી તો ચેતી જવું. અભિમાન મૂકીને પુરુષાર્થ ન કરે તો સાધનો મળ્યાં છે તે વૃથા જાય અને જેમ ઊંચેથી પડેલો વધુ પછડાય તેમ સંસારમાં દીર્ઘ કાળ રખડે.

**પડી પડી તુજ પદપંકજે, ફરી ફરી માગું એ જ;**
**સદ્ગુરુ સંત સ્વરૂપ તુજ, એ દૃઢતા કરી દેજ. ૨૦.**

બધા દોષો દૂર થવાનો ઉપાય સદ્ગુરુનું શરણ છે.

"માનાદિક શત્રુ મહા, નિજ છંદે ન મરાય;
જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય."
(આત્મસિદ્ધિ ગાથા ૧૮)

તેથી પરમાત્માને ફરી ફરી નમસ્કાર કરીને વારંવાર એ જ માગ છું. તે શું ? સદ્ગુરુમાં દૃઢ શ્રદ્ધા. વળી સદ્ગુરુ સંતમાં ને હે પ્રભુ તારામાં ભેદ માનું નહિ. આત્મજ્ઞાની સદ્ગુરુ એ તારારૂપ જ છે એ નિઃશંકપણે માનું અને તેમને શરણે રહું. "સત્પુરુષમાં જ પરમેશ્

બુદ્ધિ તેને જ્ઞાનીઓએ પરમધર્મ કહ્યો છે અને એ બુદ્ધિ પરમ દૈન્યત્વ સૂચવે છે. જેથી સર્વ પ્રાણી વિષે પોતાનું દાસત્વ મનાય છે અને પરમ યોગ્યતાની પ્રાપ્તિ હોય છે." (આંક ૨૧૬). સત્પુરુષ પ્રત્યે પરમેશ્વરબુદ્ધિ થઈ પરમ ભક્તિભાવ, શરણભાવ જાગે ત્યારે ૨ મંદિત થાય છે. સદ્ગુરુના ચરણની સેવાથી જ પરમાત્માની પ્રાપ્તિ થાય છે એમ દૃઢ શ્રદ્ધા થાય એટલું માગું છું.

આમ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીને માગ્યું કે સાચા સદ્ગુરુની પ્રાપ્તિ અને તેમના પ્રત્યે દૃઢ શ્રદ્ધા થાય એવી કૃપા કર.

મંગલમય સદ્ગુરુચરણ,
મુજ મનમાં હો સ્થિર;
વિઘ્ન ટળે હું નહિ ગણું,
વસે હૃદયમાં વીર.

---

૨

ૐ સત્

શું સાધન બાકી રહ્યું ! કૈવલ્ય બીજ શું !

---

(ત્રોટક છંદ)

યમ નિયમ સંજમ આપ કિયો,
પુનિ ત્યાગ બિરાગ અથાગ લહ્યો;

વનવાસ લિયો મુખ મૌન રહ્યો,
દૃઢ આસન પદ્મ લગાય દિયો. ૧.

યમ-આખા જીવન માટે જે વ્રત લેવામાં આવે તે જેમકે પાંચ અણુવ્રત કે મહાવ્રત. તેમાં ક્વચિત્ આગાર રાખવો પડે કેમકે પૂર્ણપણે સર્વ વખતે ન પળે પણ પ્રયત્ન તેની પૂર્ણતાએ પહોંચવા માટે હોય.

નિયમ-જે થોડા વખત માટે ખાસ નિયમ કરીએ તે. જેમકે એક મહિનો મારે અમુક ત્યાગ અથવા આજે મૌન છે કે ઉપવાસ છે. વ્રત કરતાં નિયમ વધુ પૂર્ણ રીતે પાળવાના હોય છે, તેમાં અપવાદ ન થવા દે. જેમકે દિગ્વ્રત તે યમ છે અને દેશાવકાશી વ્રત તે નિયમ રૂપે હોય છે. આઠ દષ્ટિમાં પ્રથમ પાંચ મહાવ્રતરૂપી યમ આવે એમ કહ્યું છે. બીજી દષ્ટિમાં નિયમ પંચ-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરનું ધ્યાન-આવે છે એમ કહ્યું છે.

સંયમ-પાંચ ઇન્દ્રિય ને છઠ્ઠા મનના નિગ્રહરૂપ એમ ૭ પ્રકારે અને છકાય જીવની રક્ષા મળી ૧૨ પ્રકારે પાળે.

[1]ત્યાગ ને વૈરાગ્યમાં શો ફેર ? ત્યાગ એટલે કોઈ બાહ્ય વસ્તુ અથવા અંતરના વિભાવ ભાવને છોડવા તે. અને વૈરાગ્ય એટલે વિ+રાગ=રાગ નહિ તે. એટલે આસક્તિ રહિત થવું. વસ્તુ છોડે પણ આસક્તિ રહે એમ બને. જો આસક્તિ એટલે રાગને દૂર કરે તો જ તે વસ્તુનો ત્યાગ ટકે. તેથી આસક્તિ છે ત્યાં સુધી ખરો ત્યાગ નથી. ત્યાગ અને વૈરાગ્ય ઉત્કૃષ્ટ રીતે બધાં વખાણે તેવો કર્યો. બધું છોડીને જંગલમાં એકલો તદ્દન મૌનપણે રહ્યો. છતાં જ્ઞાન ન હતું ત્યાં સુધી સંકલ્પવિકલ્પ અંતરવાચા તો હોય જ. વૈરાગ્ય પણ ઉપરનો જ હોય કારણકે જ્ઞાન-ગર્ભિત નથી. વળી કહે છે કે પદ્માસન એવું દૃઢ લગાવ્યું કે ચળે નહિ

---

૧. ત્યાગ:—"આત્મ પરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય અધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે." (શ્રીમદ્ રાજચંદ્ર અંક ૫૦૩)

વૈરાગ્ય:—"ગૃહ કુટુંબાદિ ભાવને વિષે અનાસક્ત બુદ્ધિ થવી તે વૈરાગ્ય છે." (શ્રીમદ્ રાજચંદ્ર અંક ૪૧૮)

વનવાસ લિયો મુખ મૌન રહ્યો,
દૃઢ આસન પદ્મ લગાય દિયો. ૧.

યમ-આખા જીવન માટે જે વ્રત લેવામાં આવે તે જેમકે પાંચ અણુવ્રત કે મહાવ્રત. તેમાં ક્વચિત્ આગાર રાખવો પડે કેમકે પૂર્ણપણે સર્વ વખતે ન પળે પણ પ્રયત્ન તેની પૂર્ણતાએ પહોંચવા માટે હોય.

નિયમ-જે થોડા વખત માટે ખાસ નિયમ કરીએ તે. જેમકે એક મહિનો મારે અમુક ત્યાગ અથવા આજે મૌન છે કે ઉપવાસ છે. વ્રત કરતાં નિયમ વધુ પૂર્ણ રીતે પાળવાના હોય છે, તેમાં અપવાદ ન થવા દે. જેમકે દિગ્વ્રત તે યમ છે અને દેશાવકાશી વ્રત તે નિયમ રૂપે હોય છે. આઠ દૃષ્ટિમાં પ્રથમ પાંચ મહાવ્રતરૂપી યમ આવે એમ કહ્યું છે. બીજી દૃષ્ટિમાં નિયમ પંચ-શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરનું ધ્યાન-આવે છે એમ કહ્યું છે.

સંયમ-પાંચ ઇન્દ્રિય ને છઠ્ઠા મનના નિગ્રહરૂપ એમ છ પ્રકારે અને છકાય જીવની રક્ષા મળી ૧૨ પ્રકારે પાળે.

[1]ત્યાગ ને વૈરાગ્યમાં શો ફેર ? ત્યાગ એટલે કોઈ બાહ્ય વસ્તુ અથવા અંતરના વિભાવ ભાવને છોડવા તે. અને વૈરાગ્ય એટલે વિ+ રાગ=રાગ નહિ તે. એટલે આસક્તિ રહિત થવું. વસ્તુ છોડે પણ આસક્તિ રહે એમ બને. જો આસક્તિ એટલે રાગને દૂર કરે તો જ તે વસ્તુનો ત્યાગ ટકે. તેથી આસક્તિ છે ત્યાં સુધી ખરો ત્યાગ નથી. ત્યાગ અને વૈરાગ્ય ઉત્કૃષ્ટ રીતે બધાં વખાણે તેવો કર્યો. બધું છોડીને જંગલમાં એકલો તદ્દન મૌનપણે રહ્યો. છતાં જ્ઞાન ન હતું ત્યાં સુધી સંકલ્પવિકલ્પ અંતરવાચા તો હોય જ. વૈરાગ્ય પણ ઉપરનો જ હોય કારણકે જ્ઞાન-ગર્ભિત નથી. વળી કહે છે કે પદ્માસન એવું દૃઢ લગાવ્યું કે ચળે નહિ

૧. ત્યાગઃ—"આત્મ પરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય અધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે." (શ્રીમદ્ રાજચંદ્ર અંક ૫૦૩)

વૈરાગ્યઃ—"ગૃહ કુટુંબાદિ ભાવને વિષે અનાસક્ત બુદ્ધિ થવી તે વૈરાગ્ય છે." (શ્રીમદ્ રાજચંદ્ર અંક ૪૧૮)

મનપૌન નિરોધ સ્વબોધ કિયો,
હઠજોગ પ્રયોગ સુ તાર ભયો;
જપ ભેદ જપે તપ ત્યૌંહિ તપે,
ઉરસેંહિ ઉદાસી લહી સબપેં. ૨

મનની વૃત્તિઓનો નિરોધ કરી, સ્થિરતા કરી તથા પવન એટલે શ્વાસોચ્છ્વાસ, તેને રોકવાનો અભ્યાસ કર્યો. યોગનાં આઠ અંગ-યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ—છે. એ બધાં મિથ્યાદૃષ્ટિ પણ કરે છે, પરંતુ સૂક્ષ્મબોધ—આત્મજ્ઞાન ન હોવાથી ફળદાયી થતાં નથી.

મન અને પ્રાણને રોકીને આત્માનો વિચાર કર્યો. સ્વબોધ—પોતે કોણ છે? પોતાનું સ્વરૂપ શું છે? તે જાણવા ધ્યાન વગેરે પણ કર્યાં. એમ જીવે સ્વરૂપનો વિચાર અનેક વાર કર્યો, પરંતુ તેમાં ભૂલ જ આવી. આત્માને જેવો ચિંતવે તેવો જણાય. "આત્મસ્વરૂપનો નિર્ણય થવામાં અનાદિથી જીવની ભૂલ થતી આવી છે.' (અંક ૭૫૦). આત્માનું જે જ્ઞાન થયું તે ભૂલવાળું, અવળું હતું, મિથ્યા હતું; છતાં તેણે એમ માન્યું કે મને સ્વબોધ થયો છે. એવી કલ્પના કરી એમ અહીં કહેવું છે. ત્યાર પછી મન વચન કાયાની પ્રવૃત્તિને વશ કરવા અનેક ઉપાયો હઠયોગના પ્રયોગો ઉગ્ર કષ્ટ આપનારા કર્યા. અનેક પ્રકારની સાધનાઓ આદરી તેમાં એકધ્યાનપણે લાગી રહ્યો.

મંત્રો અનેક જાતના છે. તેને જપવાના ભેદ પણ અનેક છે. જેમકે અમુક સંખ્યામાં, અમુક વખતે, અમુક દ્રવ્ય સહિત જપવા. તે રીતે ઘણા પ્રકારના મંત્રો ઘણા પ્રકારે જપ્યા. અનેક જાતની તપશ્ચર્યા પણ અનેક રીતે આરાધી. મનથી સર્વ પદાર્થ તરફ વૈરાગ્ય ધારણ કર્યો. કંઈ ગમે નહિ—ખાવું, પીવું, પહેરવું, ઓઢવું વગેરે જીવન પર પૂરો વૈરાગ્ય આવ્યો. સંસારમાં કંઈ સાર નથી એમ પણ લાગ્યું.

સબ શાસ્ત્રનકે નય ધારિ હિયે,
મતમંડન ખંડન ભેદ લિયે;
વહ સાધન બાર અનંત કિયો,
તદપિ કછુ હાથ હજુ ન પર્યો. ૩

અનેક પ્રકારનાં શાસ્ત્રો છે. જેમકે ચરણાનુયોગ, કરણાનુયોગ, ધર્મકથાનુયોગ વગેરે. તે સર્વ શાસ્ત્રોને તેના નયપૂર્વક એટલે નિશ્ચય અને વ્યવહારનયની અપેક્ષાની સમજણ પૂર્વક શીખ્યો, સમજ્યો. તેથી મત કેમ સ્થાપિત કરવા ને ઉથાપવા તેનું રહસ્ય જાણ્યું. એ રીતે અનેક ધર્મમતો સ્થાપિત કર્યા તેમ જ અનેક ધર્મમતો ઉખેડી નાખ્યા. જેમકે મહાવીર સ્વામિના પુર્વ ભવોમાં થયું હતું.

આ બધાં સાધનો જીવે અનાદિ કાળથી અનેક ઉત્સર્પિણી અવસર્પિણીમાં ભમતાં અનેકાનેક વખત (બાર=વાર) કર્યાં છે, છતાં તેને હજુ તેનું ફળ કંઈ પ્રાપ્ત થયું નથી. ધર્મ સાધનો કર્યાં પણ ધર્મ ન પામ્યો.

અબ ક્યોં ન બિચારત હૈ મનસેં,
કછુ ઔર રહા ઉન સાધનસેં ?
બિન સદ્‌ગુરુ કોય ન ભેદ લહે;
મુખ આગલ હૈ કહ બાત કહે. ૪

જ્ઞાની કહે છે કે હવે થોભ! ને વિચાર કે એ સાધનો સફળ કેમ ન થયાં? શું બાકી રહી ગયું? તો કે ગુરુ વિના જ્ઞાન નથી. મર્મ તો સદ્‌ગુરુના અંતરમાં રહ્યો છે. તે બતાવે સમજાવે ત્યારે સમજાય તેમ છે. સદ્‌ગુરુની સહાય વિના પોતાની મેળે સ્વચ્છંદે કોઈ ને ધર્મનું રહસ્ય પ્રાપ્ત થતું નથી. કારણ તે આત્માને મૂકીને પરમાં જ શોધે છે. બાહ્ય આરાધના અને સાધનોને ધર્મ માને છે. જ્યારે સદ્‌ગુરુ મળે તો કહે કે ધર્મ એ તો તારું મૂળ સ્વરૂપ જ છે. સત્ એ તો પાસે જ છે, દૂર નથી. તેની સમજણ સાચા સદ્‌ગુરુ જેમણે પોતે સત્ પ્રાપ્ત

કર્યું છે તેમના બોધે આવે છે. પાત્રતા અને સદ્દબોધ બે મળે ત્યારે સમજાય.

કરુના હમ પાવત હૈ તુમકી,
વહ બાત રહી સુગુરુગમકી;
પલમેં પ્રગટે મુખ આગલસેં,
જબ સદ્દગુરુચર્ન સુપ્રેમ બસેં. ૫.

સદ્દગુરુ કૃપાળુદેવ કહે છે કે મને તમારા પર પરમ દયા આવે છે. તેથી કહું છું કે સત્ની પ્રાપ્તિ તો સુગુરુગમ એટલે સત્-ગુરુ-ગમ અર્થાત્ આત્મારૂપ ગુરુ જ્યારે યથાર્થ વિચારે ને સમજે ત્યારે થાય છે. નિશ્ચયનયથી આત્મા જ આત્માનો ગુરુ છે. એને જ્યારે પોતાની દાઝ આવશે ત્યારે સદ્દગુરુનો બોધ ગ્રહણ કરી તેની આજ્ઞાને આધારે પોતાને જાણવાનો પુરુષાર્થ કરશે. સમજશે ત્યારે કામ થશે. બોધ મળ્યો તે સમજવો જોઈએ. એ રીતે ખરો ખપી બનીને જે સદ્દગુરુની આજ્ઞાને આરાધશે તે સહજમાં આત્મજ્ઞાન-સમકિત પામશે. પરંતુ તે ક્યારે બને? અનન્ય પ્રેમ આવે, સર્વને બાળીને ભસ્મ કરે એવો પ્રેમરૂપ અગ્નિ, તેમાં ઝંપલાવે ત્યારે. બીજી કંઈ અપેક્ષા ન રાખતાં સઘળેથી પ્રીતિને સંકેલીને તે એકમાં જ તન્મય બને. મૂર્તિનો એક સમયનો પણ વિરહ તેને મરણ તુલ્ય લાગે. તે કોઈ બીજા પ્રકારની પ્રીતિ નહિ પરંતુ સુપ્રેમ એટલે આત્માનું શુદ્ધ પરમાત્મસ્વરૂપ તે પ્રત્યે એકતાર ભક્તિ તે જાગે ત્યારે આત્માનું દર્શન થાય. વળી તેવી અનન્ય પ્રીતિ સદ્દગુરુના ચરણમાં સ્થિરપણે ટકવી જોઈએ. વૃત્તિ ક્ષણ પણ બીજે ન જતાં ત્યાં જ વસે. (=વાસે) આત્માથી વિશેષ પ્રીતિનું સ્થાન તેને ન હોય. બીજા સર્વ પ્રત્યે સ્વાભાવિકપણે વૈરાગ્ય આવે. પ્રેમ પ્રીતિ ઇચ્છા તો તે સ્વરૂપમાં જ સ્થિર રહે વૃત્તિ ત્યાં જ લાગી રહે ત્યારે આત્મા પ્રગટ જણાય. વૃત્તિને બહાર જતી રોકીને આત્મામાં જોડવી એ જ પુરુષાર્થ છે. તે તો પોતે વિચારે ને કરે ત્યારે થાય જ્ઞાનીપુરુષનું શરણું હશે તો જ તે બની શકશે. ભક્તિ પ્રેમ સદ્દગુરુના આત્મસ્થિરતારૂપ

શુદ્ધ સ્વરૂપમાં શુદ્ધપણે વસે—જોડાય તો તરત શુદ્ધ આત્માનો અનુભવ પ્રગટે.

તનસેં, મનસેં, ધનસેં, સબસેં,
ગુરુદેવકી આન સ્વઆત્મ બસેં;
તબ કારજ સિદ્ધ બને અપનો,
રસ અમૃત પાવહિ પ્રેમ ઘનો. ૬.

જીવે પ્રેમ બીજે વેરી નાખ્યો છે. તનમાં, ધનમાં, મનમાં અને બીજી સંસારની અનેક વસ્તુઓમાં. તે સર્વથી અધિકપણે પોતાની સર્વ શક્તિથી પ્રેમ સદ્‌ગુરુમાં જોડે. સદ્‌ગુરુ તો નિઃસ્પૃહ છે. તેથી તેઓ આપણી પાસે કંઈ માગતા નથી. માત્ર આપણા હિત માટે તેમણે કરેલી આજ્ઞા ખરા પ્રેમથી આરાધવાની છે. તેમની આજ્ઞા એ જ સર્વસ્વ માની હૃદયમાં વિચારે. હર પળે તે આરાધવાનું લક્ષ રાખે, ભૂલે નહિ. દૃઢપણે અંતરમાં ધારણ કરે.

ત્યારે જ કાર્યની સફળતા થાય. સત્પુરુષ જે અમૃતસાગર છે તેમની પ્રાપ્તિ થાય. અને તેમનો પ્રેમ કૃપાદૃષ્ટિ અવશ્ય પામે. આજ્ઞા આરાધે ત્યારે કૃપા પમાય.

વહ સત્ય સુધા દરશાવહિંગે,
ચતુરાંગુલ હે દગસે મિલહે;
રસ દેવ નિરંજન કો પિવહી,
ગહિ જોગ જુગોજુગ સો જિવહી. ૭.

તે કૃપાદૃષ્ટિ છે તે જ સત્ય સુખ કે જેને અંત નથી, સુધા—અમૃત છે તેને ઓળખાવે છે. "ચતુરાંગુલ હે દગસે મિલહે" એ લીટીનો અર્થ પ્રભુશ્રીજી ઘણાને પૂછતા પણ પોતે કહેતા નહિ. તેમણે કૃપાળુદેવને અર્થ પૂછેલો ત્યારે કૃપાળુદેવે કહ્યું હતું કે જ્યારે અનુભવ થશે ત્યારે તે સમજાશે. એક રીતે એવો અર્થ નીકળે છે કે ચતુર પુરુષને આંગળી કરીને દિશા બતાવે છે ત્યારે તે દગ એટલે સમ્યગ્-

દર્શનને જ્ઞાનીના સંકેતને અનુસરતાં પ્રાપ્ત કરે છે. મિલહે – મળે છે, પ્રાપ્ત કરે છે.

તે આત્મા કેવો છે ? રસસ્વરૂપ છે. रसो वै सः । એમ ઉપનિષદ્‌માં વાક્ય છે. આત્માનુભવ રૂપ રસ પીનાર કોઈ વિરલા નિરંજન દેવ એટલે શુદ્ધસ્વરૂપ આત્મા છે કે જેનો જોગ ગ્રહીને – પામીને જીવ અજર અમર થાય છે. તે પદમાં અનંતકાળ સ્થિતિ કરી રહે છે. સમ્યક્‌દૃષ્ટિ જ્ઞાની અને જ્ઞાનીના આશ્રિત મોક્ષમાર્ગમાં જ રહે ને અનુક્રમે આગળ વધી મોક્ષ પ્રાપ્ત કરે. "કોઈ પણ તથારૂપ જોગને પામીને જીવને એક ક્ષણ પણ અંતરભેદ જાગૃતિ થાય તો તેને મોક્ષ વિશેષ દૂર નથી" ( અંક ૫૦૩ ). સત્પુરુષ સાચા મળે, બોધ આપે, પછી જીવ જો તે બોધ અને આજ્ઞા પ્રત્યે અપૂર્વ પ્રેમ આણી, બળિયો થઈને આરાધે તો પાત્ર થાય અને આગળ દશા પ્રાપ્ત કરતાં સમકિત પામે. જેને સમ્યગ્દર્શન થાય છે, તે ભાગ્યશાળી જીવ પરમાત્મારૂપ નિરંજન દેવનો રસ ( આનંદ, રમણતા ) અનુભવે છે; એવા યોગને પામેલો યોગી યુગોયુગ જીવે છે – અમર થાય છે. " અબ હમ અમર ભયે ન મરેંગે "

પરપ્રેમ પ્રવાહ બઢે પ્રભુસેં,
સબ આગમ ભેદ સુઉર બસેં;
વહ કેવલકો બિજ ગ્યાનિ કહે,
નિજકો અનુભૌ બતલાઈ દિયે. ૮.

પ્રભુ પ્રત્યેનો અલૌકિક પ્રેમ દિવસે દિવસે વૃદ્ધિ પામે, જેમ નદીનો પ્રવાહ હોય તે ક્યાંય ખળી ન રહેતાં વધુ જોસથી આગળ વધે, તેવી રીતે ભક્તિ પ્રેમ વર્ધમાન થાય તેમ તેમ યોગ્યતા આવે. એનું નામ જ સ્વધર્મ છે. ગમે તેવો પાપી હોય તે પણ આ પ્રેમપ્રવાહથી પવિત્ર બની જાય છે. દઢ પ્રહારી એક નિશ્ચયે અડગ રહ્યા તો સર્વ કર્મની નિર્જરા કરી નાખી. તેમ આત્મપ્રાપ્તિ માટે સર્વાર્પણપણે પૂરા પ્રેમથી સત્પુરુષની ઉપાસના કરતાં કર્મનો ક્ષય થાય. એ શ્રદ્ધા, એ પ્રેમ એ જ માર્ગ છે. તે સમજાવવા માટે જ બધાં શાસ્ત્રો લખાયાં છે. એ

હોય તો શાસ્ત્રો વાંચતાં પોતાને તેવો જ અનુભવ છે એમ જણાય. પ્રભુશ્રીજીને એવી અપૂર્વ ભક્તિ હતી તેથી ગમે તે શાસ્ત્ર પોતે સમજી શકતા અને કહેતા કે "શાસ્ત્રોનું કથન અમને સાખ પૂરે છે." એવો પરમ પ્રેમ તે જ શ્રદ્ધા -- સમકિત છે. ત્યાંથી જ મોક્ષની શરૂઆત છે. તેને જ જ્ઞાનીઓએ કેવલજ્ઞાનનું બીજ કહ્યું છે. એવો દૃઢ પ્રેમ જ્ઞાની પ્રત્યે થતાં આત્મદર્શન પમાય છે. જ્યાં આત્મજ્ઞાન પ્રકાશે છે તે પ્રત્યે અપૂર્વ પ્રેમ આવતાં, ત્યાં ધ્યાન સ્થિર થતાં આત્મદર્શન પમાય છે – પોતાના આત્માનો અનુભવ પ્રગટે છે. સમાધિશતકમાં કહ્યું છે કે :—

भिन्नात्मानमुपास्यात्मा परो भवति तादृशः ।
वर्तिर्दीपं यथोपास्य भिन्ना भवति तादृशी ॥

ભાવાર્થ :— જેવી રીતે દીવો કરવો હોય ત્યારે કઠણ કોડિયામાં સ્નેહ (તેલ) ભરીને ઝટ સળગે તેવા રૂની દીવેટ યથાર્થ રીતે મૂકી જ્યાં દીવો પ્રગટ બળતો હોય ત્યાં દીવેટ પ્રગટતા સુધી ધરી રાખવામાં આવે તો દીવે દીવો થાય છે. તેમ જે મહાત્માએ સમ્યક્ત્વરૂપી દીવો પ્રગટ કર્યો છે તે મહાત્માના ચરણ કમળની ઉપાસના, અચળ પ્રેમ અને પ્રતીતિ હૃદયમાં રાખી, અતિ નમ્રભાવે કરવામાં આવે અને યોગ્યતા સંપૂર્ણ થતાં સુધી ધીરજ રાખી, વિનય ભક્તિ કર્યા કરે તો જે મહાત્માનાં ચરણારવિંદ તેણે સેવ્યાં છે, તેની દશાને એટલે સમ્યક્ દશાને તે ઉપાસક પામે છે, પરમપદને પામે છે.

જ્ઞાની સદ્‌ગુરુની પ્રશસ્ત ભક્તિ સેવા જીવ કરે, જ્ઞાનીની આજ્ઞા આરાધે તો તેને સંસાર પરની આસક્તિ ઘટવા માંડે અને જ્ઞાનીની આત્મદશાની ઓળખાણ થતાં તેમાં રુચિ પ્રગટે ત્યારે જે આત્માનો ઉપયોગ બહાર છે તે ફરીને પોતામાં સ્થિર થવાનો પુરુષાર્થ જાગે અને એ રીતે કર્મની સ્થિતિ ઘટતાં અને પરિણામની શુદ્ધિ થતાં કોઈ અપૂર્વ વખતે આત્મસ્વરૂપનું દર્શન જીવને થઈ જાય છે. એ આત્મદર્શન — સમ્યક્‌દર્શન કે સમકિત જો એક વાર થયું તો પછી

જેમ બીજમાંથી વૃક્ષ થાય છે તેમ તે વધતાં વધતાં જીવ તે ભવે કે જન્માન્તરમાં પુરુષાર્થ કરી ઘાતિયાં કર્મોનો ક્ષય કરી કેવલજ્ઞાન પ્રગટાવશે અને તેથી જન્મમરણ ટળી જઈ આત્મા શાશ્વત મોક્ષને પામશે.

—o—

૩

## ક્ષમાપના

—o—

હે ભગવાન! હું બહુ ભૂલી ગયો,

વ્યવહારમાં કંઈ દોષ થયો હોય તો એમ કહેવાય છે કે હું બહુ ભૂલી ગયો. હવે નહિ કરું. પરંતુ અહીં જે દોષ અથવા ભૂલ કહેવી છે તે સર્વ ભૂલની મૂળ ભૂલ, સૈદ્ધાંતિક ભૂલ છે કે જેના કારણે અનાદિ કાળથી સંસારમાં રખડવું પડે છે, જન્મમરણ થયા કરે છે, તે એ કે અન્યને પોતાનું માનવું અને પોતે પોતાને ભૂલી જવું. ભાવનાબોધમાં કૃપાળુદેવે ભરતેશ્વરનું દૃષ્ટાંત આપ્યું છે, તેમાં આંગળી પરથી વીંટી સરી પડવાથી ભરતેશ્વરને સ્વપરનો વિચાર જાગૃત થયો કે હું મને સ્વરૂપવાન માનું છું તે તો વસ્ત્ર આભુષણની શોભા છે અને શરીરની શોભા માત્ર ત્વચાને લઈને છે. ત્વચા ન હોય તો જણાય કે તે મહા દુર્ગંધી પદાર્થોથી ભરપૂર છે. આવો દેહ તે પણ મારો નથી તો તે નવયૌવનાઓ, તે કુળદીપક પુત્રો, તે અઢળક લક્ષ્મી, તે છ ખંડનું રાજ્ય વગેરે મારાં ક્યાંથી હોય? એ સર્વને મેં મારાં માન્યાં, તેમાં સુખની કલ્પના કરી તે અજ્ઞાનને લઈને ભૂલ થઈ હતી. હવે કોઈ પર વસ્તુમાં મમત્વ ન કરું. અહો! હું બહુ ભૂલી ગયો, એટલું કહેતાંમાં તો ભરતેશ્વરના અંતરમાંથી તિમિરપટ ટળી ગયું અને શુકલધ્યાન પ્રાપ્ત થયું તેથી અશેષ ઘનઘાતી કર્મ બળીને ભસ્મ થયાં તેથી કેવળજ્ઞાન પ્રગટ થયું! ભરતેશ્વરની રિદ્ધિ ઉત્કૃષ્ટ હતી તોપણ તેનું મમત્વ તેઓએ ઉતારી નાખ્યું. તેમ દરેક જીવ વિચારે તો સમજાય કે અનાદિ કાળથી પરવસ્તુમાં મિથ્યા મમત્વ કરીને

આત્માને બંધન કર્યું છે તેથી જન્મમરણ થાય છે. પોતાનું શું એ વિચારે તો ભૂલ સમજાય અને ખરેખરી રીતે ભૂલ સમજાય, ત્યારે, પશ્ચાત્તાપ કરે.

### મેં તમારાં અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં.

શાથી ભૂલી ગયો ? મનુષ્યદેહ દુર્લભ છે. તેની એક ઘડી પણ અમૂલ્ય છે. તેમાં કોઈ સત્પુરુષનો ઉપદેશ મળવો અત્યંત દુર્લભ છે. એવા સત્પુરુષનાં વચનો પ્રાપ્ત થવાં ત્રણે કાળે અત્યંત દુર્લભ હોવાથી અમૂલ્ય છે, છતાં જ્યારે તે મળી આવ્યાં ત્યારે તેનું માહાત્મ્ય જાણ્યું નહિ. તેને સામાન્યમાં ગણી કાઢ્યાં અથવા તો પૂરાં સાંભળ્યાં જ નહિ. સત્પુરુષના એક એક વચનને લક્ષમાં લેવાથી કોઈ કોઈ જીવ સંસાર તરી ગયા છે—મોક્ષે ગયા છે. સત્પુરુષનાં વચન વિચારીને જીવે લક્ષ કરી લેવાનો છે કે હવે મારે શું કરવાનું છે ? જો લક્ષ બંધાઈ જાય તો પછી તેના પ્રયત્નમાં લાગી જાય. કોઈએ પચાસ હજાર રૂપિયા કમાવા એમ લક્ષ કર્યો હોય અને પછી પ્રયત્ન કરે તો તેથી અર્ધા પણ કમાઈ શકે; પરંતુ લક્ષ જ ન હોય તો તેવો પ્રયત્ન કરી નકે નહિ. તેવી રીતે સત્પુરુષના વચનથી આત્માનું હિત શામાં છે, તે વિચારીને શું કરવું તેનો લક્ષ થવો જોઈએ. એ રીતે સત્પુરુષનાં વચનો લક્ષમાં લીધાં નહિ તેથી હજી સંસારનો અંત આવ્યો નથી.

### તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો મેં વિચાર કર્યો નહીં.

ભગવાને જીવ અને અજીવ અને તેના વિસ્તારરૂપે ૯ તત્ત્વ અથવા ૬ દ્રવ્ય કહ્યાં છે. તેમાં આખા વિશ્વના પદાર્થો આવી જાય છે અને જીવને મોક્ષની પ્રાપ્તિ કેમ થાય તે દર્શાવ્યું છે. અથવા તો આત્મા એ જ અનુપમ તત્ત્વ છે. આત્માને જાણતાં વિશ્વનાં પદાર્થોનું જ્ઞાન પણ યથાર્થપણે થાય છે. ભગવાને કહેલાં આ તત્ત્વોને ઊંડા ઊતરી વિચાર્યાં નહિ. તત્ત્વ સમજાવું એ સિદ્ધાંતબોધ છે, તે થવા પ્રથમ ઉપદેશબોધ અથવા વૈરાગ્ય ને ઉપશમની જરૂર છે. કષાયની મંદતા થાય, માત્ર

મોક્ષ અભિલાષા થાય, આત્માનું હિત કરવાના ભાવ જાગે ત્યારે જિજ્ઞાસુ કે આત્માર્થી બને ત્યારે સદ્‌ગુરુનો બોધ સિદ્ધાંતબોધ રુચે અને પછી તેનો જ વિચાર કરે. બીજા સંસારના વિચારો છોડીને ભગવાનના કહેલા તત્ત્વોનો વિચાર કરે.

**તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીલને સેવ્યું નહીં.**

ભગવાનનાં વચન સાંભળે, વિચારે પછી તેને આચરવાના ભાવ થાય. ભગવાને જે ઉત્તમ ચારિત્ર અથવા શીલ ઉપદેશ્યું છે કે આત્મ-સ્વરૂપમાં રહેવું, તે શીલ મેં પાળ્યું નહિ. અથવા વ્યવહારથી મુનિના ધર્મો અને ગૃહસ્થના ધર્મો પ્રણીત કર્યા છે તે રીતે વર્તન કર્યું નહિ. પ્રયત્ન કરતાં કરતાં જ્યારે સદ્‌વર્તન સહજ થઈ જાય ત્યારે તે શીલ કહેવાય. ભગવાનની આજ્ઞાનુસાર વર્તવાનો પ્રયત્ન કર્યો નહિ. સત્પુરુષનાં વચન હૃદયમાં ઊતરી જાય પછી તે પ્રમાણે આચરણ કરવું તે શીલ. પ્રથમ સત્પુરુષનાં વચનો લક્ષમાં લે એટલે શ્રદ્ધા દૃઢ થાય, પછી તેને ઊંડા વિચારી તત્ત્વ સમજે એટલે જ્ઞાન થાય અને તે પ્રમાણે આચરણ કરે એટલે શીલ અથવા ચારિત્ર આવે. એમ દર્શન, જ્ઞાન અને ચારિત્રની અગત્યતા દર્શાવી.

**તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં.**

શીલમાં આત્માના બધા ગુણો જેવા કે દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા વગેરે સમાય છે. તે ગુણોને લૌકિક અર્થમાં જાણ્યા છે. પરંતુ ભગવાને જેને દયા, શાંતિ વગેરે કહ્યાં છે તેની ઓળખાણ પડી નથી. દયાના ઘણા ભેદ છે તે મોક્ષમાળા-શિક્ષાપાઠ ૯મામાં બતાવ્યા છે; તેમાં સ્વદયા એટલે પોતાના આત્માને અનાદિ કાળથી કર્મબંધ કરી દુઃખી કર્યો છે તે બંધનથી મુક્ત કેવી રીતે થાય? તે વિચારી ધર્મમાં પ્રવેશ કરવો. જે કંઈ ધર્મક્રિયા વગેરે કરવું તે આત્માર્થે કરવું. આત્માને કર્મબંધનથી મુક્ત કરવા લક્ષપૂર્વક વર્તવું તે દયા છે. તથા

દયાને ધર્મનું મૂળ કહી છે. બોલવું નહિ તેને શાંત રહેવું એમ કોઈ માને છે. ભગવાને સમકિત કરવા કહ્યું છે. પોતાના આત્માને ઓળખે પછી તેમાં રહેવું તે શાંતિ છે. સમકિત નથી થયું ત્યાં સુધી ક્રોધાદિ ન કરે તો પુણ્ય બંધાય પરંતુ આત્માનો લક્ષ નથી ત્યાં સુધી કર્મથી ન છૂટે. આત્માનો લક્ષ હોય ત્યાં પછી કષાય રોકે વગેરે તે બધું આત્મામાં રહેવા અર્થે થાય છે. શાંતિ એટલે બધા વિભાવ પરિણામથી થાકવું, નિવૃત્ત થવું. સ્વભાવ પરિણામે ઓળખે પછી વિભાવ પરિણામ ગમે નહિ તેથી નિવૃત્ત થાય. વિભાવથી હઠી સ્વભાવમાં આવે તો કલ્યાણ છે. કલ્યાણ એ જ શાંતિ છે. આત્માનું ઓળખાણ હોય તો તેનું માહાત્મ્ય લાગે એટલે જે કરે તે આત્માર્થે થાય. ક્ષમા એટલે નિમિત્ત હોય તોપણ ક્રોધાદિ ન કરે. બળપૂર્વક સ્વભાવમાં જ રહેવું તે ક્ષમા છે. ક્ષમા આત્માનો ગુણ છે. ક્રોધાદિ વિભાવ છે. પવિત્રતા એટલે આત્માની શુદ્ધતા સર્વથી પવિત્રમાં પવિત્ર વસ્તુ આત્મા છે. તે કર્મને લઈને અશુદ્ધ થઈ રહ્યો છે. મોક્ષ કહ્યો નિજ શુદ્ધતા. જેટલી કર્મનિર્જરા થાય તેટલી શુદ્ધતા–પવિત્રતા થઈ કહેવાય. સમકિત થાય ત્યારથી નિર્જરા થવા માંડે છે. આત્માની કર્મમલરહિત દશા થવી તે મોક્ષ છે. દયા, શાંતિ વગેરે કરીને એ શુદ્ધ ભાવનું ઓળખાણ કરવાનું છે. સમકિત ગુણ આવે એટલે આત્માના બધા ગુણો ઓળખાય. સર્વ ગુણાંશ તે સમકિત. સમકિત થતાં આત્મા વિભાવમાંથી ફરીને સ્વભાવ તરફ ઢળે છે. શુદ્ધાત્મામાં પરિણમવું તે જ પવિત્રતા છે.

**હે ભગવન્ ! હું ભૂલ્યો; આથડ્યો, રઝળ્યો અને અનંત સંસારની વિટંબનામાં પડ્યો છું. હું પાપી છું. હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલિન છું.**

આત્માના ગુણો ઓળખ્યા નહિ ત્યાં સુધી ભૂલ્યો તેથી સંસારમાં આથડ્યો–અજ્ઞાનને લીધે જન્મમરણ કર્યાં. તૃષ્ણાથી દુઃખી થતો રઝળ્યો અને અનંત સંસારની વિટંબણામાં પડ્યો. છું. કેટલું દુઃખ લાગ્યું ત્યારે

આ વચનો નીકળ્યાં હશે! સંસાર અત્યંત દુઃખરૂપ લાગે ત્યારે ત્યાંથી પ્રીતિ ખસે એવું છે. સંસારથી પ્રીતિ ઊઠે ત્યારે પરમાર્થમાં જોડાય, અનંત કાળનો આ સંસાર છે. મહાવીર ભગવાને જમાલીને કહ્યું હતું કે સંસાર શાશ્વત છે અને અશાશ્વત પણ છે. આવો સદા રહેવાનો છે. માટે શાશ્વત અને અમુક જીવની અપેક્ષાએ તે અશાશ્વત છે. જીવ જાગે ને પુરુષાર્થ કરે તો તે સંસારથી છૂટી શકે તેથી અનંત કાળનો સંસાર છતાં બધા જીવ તેમાં અનંત કાળ રહે એવું નથી. અનાદિસાંત પણ છે. સમકિત નથી થયું ત્યાં સુધી અનંત સંસારની ઉત્પત્તિ કરી રહ્યો છું. પાપી છું. મિથ્યાત્વ છે તો પાપી જ છે. બધાં પાપનું મૂળ મિથ્યાત્વ છે. જેને છૂટવું છે તેણે પ્રથમ મિથ્યાત્વને ટાળવા લક્ષ રાખવાનો છે, ધન, રૂપ, બળ, વિદ્યા, કુળ, જાતિ, ઐશ્વર્ય અને તપ એ આઠ પ્રકારના મદ છે તેમાં તણાઈ જાય છે. નજીવી વસ્તુ મળી તેનો અહંકાર. અનંતાનુબંધી કષાય મિથ્યાત્વ સાથે રહે છે, તેને પ્રથમ કાઢવાના છે. માન ન હોય તો અહીં જ મોક્ષ હોય. હું જાણું છું એમ થાય છે તે અનંતાનુબંધી માન છે. તે જાય તો તો સમકિત થાય. મિથ્યાત્વ જાય ત્યાંથી જ મોક્ષની શરૂઆત છે. જ્યાં સુધી કર્મ-રજ છે ત્યાં સુધી મલિન છે. કર્મ નિમિત્તે ભાવ મલિન થાય છે. તેથી તે આત્માને અપવિત્ર કરે છે.

હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી, હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું; અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેકશક્તિ નથી અને હું મૂઢ છું, હું નિરાશ્રિત છું, અનાથ છું.

હું આવો છું પણ પરમાત્મા પવિત્ર છે સર્વ કર્મરજથી રહિત છે. તેથી તેમનું અવલંબન લેવા કહે છે કે, હે પરમાત્મા! તમારા કહેલા તત્ત્વ વિના મારો મોક્ષ નથી. તત્ત્વ એટલે દેવગુરુધર્મ. જ્યારે મોક્ષ કરવો હશે ત્યારે આ ત્રણનું અવલંબન લેવું પડશે. હું શું કરું છું? ક્ષણે ક્ષણે શું કરી રહ્યો છું તેની કાળજી રાખવી જોઈએ. હું નિરંતર પ્રપંચમાં

પડયો છું. પ્રપંચ-પંચ ઇન્દ્રિયોના વિષયોમાં લાગી રહેવું તે બધા પ્રપંચ છે. જોવા, સાંભળવા વગેરેમાં ખોટી થઈ રહ્યો છે. પરમાત્મા તરફ વળવું હોય તો ઇન્દ્રિયોનો સંયમ જોઈએ. પરંતુ હું તો નિરંતર પ્રપંચમાં વર્તું છું, અજ્ઞાનથી-વિપરીત બુદ્ધિથી તેને સારું માન્યું છે. જે છોડવાનું છે તેને સારું માન્યું છે, હિતકારી માન્યું છે તેથી છૂટી શકે નહિ. અનાદિ કાળથી અજ્ઞાનથી અંધ થયો છું, પણ સદ્ગુરુના ઉપદેશથી વિવેક આવે તો અજ્ઞાન દૂર થાય. પરંતુ એવી વિવેક કરવાની શક્તિ પણ મારામાં નથી. વિવેક આવે તો તે અજ્ઞાન ટાળે એવો બળવાન છે. વિવેકનું કામ જુદું કરવાનું છે. હિત અહિત, દેહ ને આત્મા વગેરેને જેમ છે તેમ ભિન્ન ઓળખવાં તે વિવેક છે. અજ્ઞાન હોય ત્યાં વિવેક ન હોય. વિવેક ન હોય ત્યાં મૂઢતા હોય. વિવેકશકિત એટલે ભેદજ્ઞાન, અજ્ઞાનદશામાં પણ જો છૂટવાની જિજ્ઞાસા હોય તો મૂઢ ન કહેવાય. પરંતુ વિવેકશક્તિ નથી અને તેનું ભાન પણ નથી તે મૂઢતા છે. તે દિશાની ખબર નથી, તેનો વિચાર નથી છતાં પોતાને ડાહ્યો માને, હું સમજું છું એમ માને તે મૂઢતા છે. અજ્ઞાન દશામાંથી બહાર નીકળવું હોય તો જ્ઞાની પુરુષનો આશ્રય લેવો જોઈએ. ત નથી, તેથી નિરાશ્રિત છું. અનાથ છું. જેનું આ સંસારમાં કોઈ ન હોય તે અનાથ કહેવાય. ખરો નાથ આત્મા છે; તે પ્રગટે ત્યારે સનાથ થવાય. સદ્ગુરુનો આશ્રય મળે તોપણ સનાથ થવાય.

**નિરાગી પરમાત્મા ! હું હવે તમારું, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું.**

નાથ કોણ ? નિરાગી પરમાત્મા, જેણે પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. આખું જગત રાગદ્વેષમાં પડયું છે. પરમાત્મા નિરાગી છે. જેને સંસારમાંથી છૂટવું હોય તેણે શું કરવું ? પરમાત્મારૂપ દેવ, તેમણે ઉપદેશેલો ધર્મ, અને તે ધર્મને સમજીને પોતે આચરે તેમજ અન્યને સમજાવે એવા મુનિ અથવા ગુરુ આ ત્રણ શરણ છે. તેની ઉપાસના કરતાં જીવ શરણવાળો થાય.

મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુક્ત થઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપનો હું હવે પશ્ચાત્તાપ કરું છું.

શરણુ કેમ પ્રાપ્ત થતુ નથી ? જીવ અપરાધી છે. જેની આરાધના કરવી જોઈએ તેની આરાધના કરતો નથી. પોતામાં દોષો છે તે જણાતા નથી. સત્તામાં દોષ હોય તે જણાય નહિ; નિમિત્ત મળે દોષ ઊભા થાય. આત્માની આરાધના નથી કરતો એ મોટો દોષ છે. જે જે કારણને લઈને આત્માની આરાધના થતી નથી તે મારાં પાપો ટળી જાય, એ મારી અભિલાષા છે. પાપથી મુક્ત થાય તો નિર્દોષ થાય. મોક્ષ શું ? આત્માની શુદ્ધતા-પાપ રહિત દશા એ જ મોક્ષ છે બધાં કર્મ પાપ છે. તેમાં ચાર ઘાતિયાં કર્મ મુખ્ય પાપ છે. તે જાય તો પરમાત્મા થવાય. તેથી તે ઘાતિયાં કર્મ તોડવા પ્રયત્ન કરવો જોઈએ. 'ઘાતી ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિસન જગનાથ." પાપ થતું હોય તો પછી શું કરવું ? પશ્ચાત્તાપ. પાપ કરીને રાજી થાય, તેનું અભિમાન કરે તો તીવ્ર કર્મ બાંધે. જેમકે શ્રેણિક રાજાએ બાણ માર્યું ને હરણને વીંધીને ઝાડમાં પેસી ગયું; તેનું અભિમાન કરવાથી નરકનું આયુષ્ય બાંધ્યું અને પ્રસન્નચંદ્ર રાજર્ષિએ ક્રોધના વિચારોથી સાતમી નરકે જવાય એવાં પાપનાં દળીઆં બાંધ્યાં; પરંતુ પાછો પશ્ચાત્તાપ કરવાથી છૂટી ગયા. પાપથી મુક્ત કેમ થવાય ? પશ્ચાત્તાપ કરવાથી, વીસ દોહરા, ક્ષમાપના વગેરે બોલવાનો હેતુ એવો પશ્ચાત્તાપ જગાડવાનો છે ઘણા ભવ નિષ્ફળ ગયા પણ હવે આ ભવમાં આત્માર્થ કરી લઉં. ખરો પશ્ચાત્તાપ જાગે તો પ્રસન્નચંદ્ર રાજર્ષિની જેમ ઠેઠ કેવળજ્ઞાન સુધી પહોંચી જાય. ભૂલ થઈ હોય તેની માફી માગે તો પોતાને હિત થાય અને બીજાને પણ અસર થાય છે. પશ્ચાત્તાપથી જાગૃત થવાય છે ખોટે રસ્તેથી પાછો વળી સન્માર્ગે આવે તો શું કરવું તેનો ઊંડો વિચાર કરી શકે.

જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઊતરું છું તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે.

પોતાના દોષો અંતરમાં તપાસતાં ભગવાન તરફ નજર જાય છે. ભગવાનનું અંતર કેવું છે. તે સમજાય ત્યારે મારુ અંતર પણ તેવું જ છે એમ જણાય. ભગવાનમાં દોષ કે વિભાવ નથી એ વિચારતાં પોતે દોષ અને વિભાવથી પાછો વળે. ત્રણ લોકના નાથ શુદ્ધ આત્મા રૂપ ભગવાન છે. ભગવાનના તત્ત્વ–આત્મ સ્વરૂપ સુધી નજર જાય તો ચમત્કાર લાગે કે મારું સ્વરૂપ તમે પ્રગટ કર્યું તેવું જ છે! મૂળ સ્વરૂપમાં ક્યાંય ભેદ નથી, કર્મને લઈને ભેદ કહેવાય છે. "જિનપદ નિજપદ એકતા."." ક્ષમાપનાની વચ્ચે મૂકેલા આ વાક્યમાં કૃપાળુદેવે ઉત્તમ મર્મની વાત કહી દીધી છે. "કર વિચાર તો પામ," વસ્તુ સ્વરૂપ સમજવા જે ઊંડો વિચાર કરવામાં આવે તે સૂક્ષ્મવિચાર છે. "વસ્તુ વિચારત ધ્યાવતે મન પાવે વિશ્રામ, રસ સ્વાદત સુખ ઉપજે અનુભવ યાકો નામ." એમ બનારસીદાસે કહ્યું છે. બીજા વિચારથી મન થાકી જાય, માથું દુઃખે, આત્માનો વિચાર કરતાં સુખ ઊપજે, શાંતિ થાય. ઊંડો ઊતરું છું એટલે બાહ્યભાવથી છૂટું છું. જ્ઞાની પુરુષના વચનના અવલંબને પોતાનું ખરું સ્વરૂપ સમજાય છે. સદ્‌ગુરુના બોધે જે વિચારણા થાય તે સુવિચારણા છે. બીજા વિચારોથી રોકીને મનને આત્મવિચારમાં લઈ જવું હોય તો ત્યાં આત્મવીર્ય ફોરવવું પડે છે. પછી તેનો અભ્યાસ થઈ જતાં મન તે તરફ સહેજે ઢળે ત્યારે બીજાં કામ કરતાં પણ આત્મ-વિચારમાં રહી શકે. ભગવાનનું સ્વરૂપ અદ્‌ભુત છે! વૈરાગ્ય, ઉપશમ વડે ઊંડા ઊતરતાં મારા સ્વરૂપને પ્રકાશિત કરે તેવું તમારું સ્વરૂપ કેવું જણાય?

**તમે નિરાગી, નિર્વિકારી, સત્‌ચિદાનંદસ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્યપ્રકાશક છો.**

જ્ઞાની પુરુષ કેવા નિશ્ચિંત છે, સુખી છે તેનો વિચાર કરીએ તો આપણું ચિત્ત એ ભાવમાં જાય છે; જ્ઞાની પુરુષ કેવા છે તે કહે છે. નિરાગી! તે દશા સમજવા પોતાને રાગ છોડવો પડે. જ્યારે પોતાને રાગદ્વેષ થાય ત્યારે ભગવાનનું નિરાગી સ્વરૂપ સંભારે તો રાગદ્વેષ જતા રહે. નિર્વિકારી, રાગદ્વેષથી થતા સર્વ વિકારથી રહિત, સત્‌–આત્મા

સત્ ચિદ્ આનંદ સ્વરૂપ, આત્માને જાણવાથી થતા આનંદ સ્વરૂપ, ભગવાન આત્મિક સુખવાળા છે. રાગ, વિકાર અને વિષયાદિનો આનંદ દુઃખનાં કારણ છે. ભગવાન તેથી છૂટ્યા છે. પોતાના આત્માનું સહજ સુખ અનુભવે છે. આટલું તો અપૂર્ણ દશામાં પણ ક્વચિત્ હોય; હવે પૂર્ણ દશાનાં લક્ષણો કહે છે. ભગવાન પૂર્ણ દશાને પામ્યા હોવાથી અનંતજ્ઞાની અને અનંતદર્શી છે. "હે મુમુક્ષુ, એક આત્માને જાણતાં સમસ્ત લોકાલોકને જાણીશ. અને સર્વ જાણવાનું ફળ પણ એક આત્મપ્રાપ્તિ છે; માટે આત્માથી જુદા એવા બાહ્ય ભાવો જાણવાની વારંવારની ઇચ્છાથી તું નિવર્ત અને એક નિજસ્વરૂપને વિષે દૃષ્ટિ દે, કે જે દૃષ્ટિથી સમસ્ત સૃષ્ટિ જ્ઞેયપણે તારે વિષે દેખાશે."

સર્વ આવરણ દૂર થયાં હોવાથી ભગવાનને ત્રણે લોકનું ત્રણે કાળનું જ્ઞાન છે. તેથી ત્રૈલોક્ય પ્રકાશક છે. આ ભગવાનના ગુણોમાં ચિત્ત રાખવા યોગ્ય છે. બીજું જાણવાની ઇચ્છાથી નિવર્તી જ્ઞાનીના સ્વરૂપનો લક્ષ રાખવો.

**હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.**

આ ક્ષમાપના કોઈ સાંસારિક સુખની ઇચ્છાથી કરી નથી. માત્ર આત્માનું હિત થાય, કર્મબંધથી મુક્ત થવાય એ હેતુથી કરી છે. ખરા ભાવથી ભગવાનને સાક્ષી રાખીને કરી છે. પૂર્વે બાંધેલાં કર્મનો ઉદય તો આવે પરંતુ તે વખતે રાગદ્વેષ ન કરતાં સમતા ક્ષમા રાખું જેથી ફરી તેવાં કર્મ ન બંધાય એમ ભગવાન પ્રત્યે યાચના છે, બીજું કંઈ પ્રયોજન નથી. જે આવે તે ખમી ખૂંદવું. ભગવાનને ભૂલવા નહિ, મરજી ન છોડવી. દઢતા હોય તો ક્ષમા રહે.

**એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલ રસ્તામાં અહોરાત્ર હું રહું, એ જ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ!**

ભગવાન પાસે શું માગ્યું તે કહે છે. એક પળ પણ તમારા કહેલા તત્ત્વની શંકા ન થાય. તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું. નિઃશંકતા એ સમકિતનો પહેલો ગુણ છે. એક પળ માત્ર શંકા થાય તો બધું બગાડી નાખે, ગાઢ કર્મ બાંધી લે. શંકા સંતાપકારી છે. શંકા રહિત સમકિતીને રાતદિવસ પુરુષાર્થ જાગે, રાત દિવસ આત્મામાં વૃત્તિ લાગી રહે. એમ એ રીતે મોક્ષમાર્ગમાં વર્તું એ માગ્યું. "પુષ્પમાળા"માં ભક્તિકર્તવ્ય અને ધર્મકર્તવ્ય એમ ભેદ બતાવ્યા છે. સત્પુરુષની આજ્ઞાએ સ્તુતિ, નિત્યનિયમ, સ્વાધ્યાય વગેરે કરવું તે ભક્તિ છે અને તે કરતાં જે આત્મહિતના વિચાર આવે, કષાયની મંદતા થાય, આત્માનાં પરિણામ સ્થિર થાય તે ધર્મ છે. શરૂઆતમાં ભક્તિ એ મુખ્ય છે. તેનું પરિણામ ધર્મ છે તે આગળ ઉપર સમજાય છે. દેહને અંગે બીજાં કાર્યમાં પ્રવર્તવું પડે ત્યારે રાત્રે નિદ્રામાં પણ ભાવના તો આત્માર્થ કરવાની જ રહે એમ લક્ષ રાખવો. એમ દિવસે તેમ જ રાત્રે ભગવાનની આજ્ઞામાં ધર્મધ્યાનમાં પ્રવર્તાય એ જ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ એટલે મારી સર્વ ઇચ્છા તેમ જ વર્તન મોક્ષ માટે જ હો.

**હે સર્વજ્ઞ ભગવાન! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું.**

હે ભગવાન! આપ સર્વજ્ઞ છો તેથી બધું જાણો છો. મારાં સત્તામાં રહેલ કર્મને પણ જાણો છો. હું અલ્પજ્ઞ તમને શું કહું? મારાં કર્મજન્ય પાપો ક્ષય થાય અને ફરી તેવાં ન બંધાય એવી સમતા ક્ષમા ધીરજ રહે એમ ઇચ્છું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

મારા આત્માનું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ એવી ભાવનાથી વિરમું છું. સર્વ વિભાવ પરિણામથી થાકવું, નિવૃત્ત થવું તે શાંતિ છે. તેથી અવશ્ય કલ્યાણ થાય છે.



# ૭ પદનો પત્ર

---

અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્ગુરુદેવને અત્યંત ભક્તિથી નમસ્કાર.

અનન્ય શરણ એટલે અનાદિ કાળથી સંસારમાં નિરાધારપણે પરિભ્રમણ કર્યું, તે દુઃખથી બચાવનાર અને આધાર આપનાર સદ્ગુરુ સમાન કોઈ નથી. સંસારમાં અનંત દુઃખ છે. તેમાંથી તારનાર એક સદ્ગુરુ જ છે. તેઓ જીવને સમ્યગ્દર્શન કરાવી સાચું અંતર શરણ પકડાવે છે. અરિહંત, સિદ્ધ, ધર્મ, સાધુ એમ ચાર શરણ વ્યવહારથી કહે છે તે બાહ્ય શરણ છે, તે સમકિત નથી થયું ત્યાં સુધી ન સમજાય; ને આ તો અંતર શરણ એવા આત્માને ઓળખાવનાર છે તેથી અનન્ય શરણના આપનાર એવા સદ્ગુરુદેવ છે. તેમને અત્યંત—જે કલ્પેલી મર્યાદા રૂપ અંત—તેને ઉલ્લંઘી જાય એવી અમર્યાદિત ભક્તિથી નમસ્કાર હો!

"વાસ્તવિક જ્ઞાન અનન્ય શરણ એટલે પોતાના જ અવલંબનથી રહ્યું છે"...(પંચાધ્યાયી-અધ્યાય ૧ શ્લોક ૫૪૨, ૫૪૩).

શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાનીપુરુષોએ નીચે કહ્યાં છે તે છ પદને સમ્યક્દર્શનના નિવાસનાં સર્વોત્કૃષ્ટ સ્થાનક કહ્યાં છે.

જેમણે આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે એવા જે જ્ઞાની પુરુષ તેઓએ નીચેનાં છ પદને સમ્યક્ત્વનાં નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક—રહેવાનાં સ્થાન—કહ્યાં છે. આ ભાવો વિચારતાં તપાસતાં તેમાંથી સમ્યક્ત્વ મળી આવે છે, દરેક પદમાં આત્મા રહ્યો છે અને છએમાં પણ એક જ આત્મા છે...નિત્ય છે...કર્તા, ભોક્તા... મોક્ષ...મોક્ષપ્રાપ્તિ છે. એટલે

ભગવાન પાસે શું માગ્યું તે કહે છે. એક પળ પણ તમારા કહેલા તત્ત્વની શંકા ન થાય. તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું. નિઃશંકતા એ સમકિતનો પહેલો ગુણ છે. એક પળ માત્ર શંકા થાય તો બધું બગાડી નાખે, ગાઢ કર્મ બાંધી લે. શંકા સંતાપકારી છે. શંકા રહિત સમકિતીને રાતદિવસ પુરુષાર્થ જાગે, રાત દિવસ આત્મામાં વૃત્તિ લાગી રહે. એમ એ રીતે મોક્ષમાર્ગમાં વર્તું એ માગ્યું. "પુષ્પમાળા"માં ભક્તિકર્તવ્ય અને ધર્મકર્તવ્ય એમ ભેદ બતાવ્યા છે. સત્પુરુષની આજ્ઞાએ સ્તુતિ, નિત્યનિયમ, સ્વાધ્યાય વગેરે કરવું તે ભક્તિ છે અને તે કરતાં જે આત્મહિતના વિચાર આવે, કષાયની મંદતા થાય, આત્માનાં પરિણામ સ્થિર થાય તે ધર્મ છે. શરૂઆતમાં ભક્તિ એ મુખ્ય છે. તેનું પરિણામ ધર્મ છે તે આગળ ઉપર સમજાય છે. દેહને અંગે બીજાં કાર્યમાં પ્રવર્તવું પડે ત્યારે રાત્રે નિદ્રામાં પણ ભાવના તો આત્માર્થ કરવાની જ રહે એમ લક્ષ રાખવો. એમ દિવસે તેમ જ રાત્રે ભગવાનની આજ્ઞામાં ધર્મધ્યાનમાં પ્રવર્તાય એ જ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ એટલે મારી સર્વ ઇચ્છા તેમ જ વર્તન મોક્ષ માટે જ હો.

**હે સર્વજ્ઞ ભગવાન! તમને હું વિશેષ શું કહું? તમારાથી કંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું.**

હે ભગવાન! આપ સર્વજ્ઞ છો તેથી બધું જાણો છો. મારાં સત્તામાં રહેલ કર્મને પણ જાણો છો. હું અલ્પજ્ઞ તમને શું કહું? મારાં કર્મજન્ય પાપો ક્ષય થાય અને ફરી તેવાં ન બંધાય એવી સમતા ક્ષમા ધીરજ રહે એમ ઇચ્છું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

મારા આત્માનું કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ એવી ભાવનાથી વિરમું છું. સર્વ વિભાવ પરિણામથી થાકવું, નિવૃત્ત થવું તે શાંતિ છે. તેથી અવશ્ય કલ્યાણ થાય છે.



# ૭ પદનો પત્ર

---

અનન્ય શરણના આપનાર એવા શ્રી સદ્ગુરુદેવને અત્યંત ભક્તિથી નમસ્કાર.

અનન્ય શરણ એટલે અનાદિ કાળથી સંસારમાં નિરાધારપણે પરિભ્રમણ કર્યું, તે દુઃખથી બચાવનાર અને આધાર આપનાર સદ્ગુરુ સમાન કોઈ નથી. સંસારમાં અનંત દુઃખ છે. તેમાંથી તારનાર એક સદ્ગુરુ જ છે. તેઓ જીવને સમ્યગ્દર્શન કરાવી સાચું અંતર શરણ પકડાવે છે. અરિહંત, સિદ્ધ, ધર્મ, સાધુ એમ ચાર શરણ વ્યવહારથી કહે છે તે બાહ્ય શરણ છે, તે સમકિત નથી થયું ત્યાં સુધી ન સમજાય; ને આ તો અંતર શરણ એવા આત્માને ઓળખાવનાર છે તેથી અનન્ય શરણના આપનાર એવા સદ્ગુરુદેવ છે. તેમને અત્યંત–જે કલ્પેલી મર્યાદા રૂપ અંત–તેને ઉલ્લંઘી જાય એવી અમર્યાદિત ભક્તિથી નમસ્કાર હો !

"વાસ્તવિક જ્ઞાન અનન્ય શરણ એટલે પોતાના જ અવલંબનથી રહ્યું છે"...(પંચાધ્યાર્યા–અધ્યાય ૧ શ્લોક ૫૪૨, ૫૪૩ ).

શુદ્ધ આત્મસ્વરૂપને પામ્યા છે એવા જ્ઞાનીપુરુષોએ નીચે કહ્યાં છે તે છ પદને સમ્યક્દર્શનના નિવાસનાં સર્વોત્કૃષ્ઠ સ્થાનક કહ્યાં છે.

જેમણે આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે એવા જે જ્ઞાની પુરુષ તેઓએ નીચેનાં ૭ પદને સમ્યક્ત્વનાં નિવાસના સર્વોત્કૃષ્ટ સ્થાનક–રહેવાનાં સ્થળ–કહ્યાં છે. આ ભાવો વિચારતાં તપાસતાં તેમાંથી સમ્યક્ત્વ મળી આવે છે, દરેક પદમાં આત્મા રહ્યો છે અને છએમાં પણ એક જ આત્મા છે....નિત્ય છે....કર્તા, ભોક્તા... મોક્ષ...મોક્ષપ્રાપ્તિ છે. એટલે

આત્મા, તેની ઓળખાણ, બંધથી અટકી મુક્ત થવું એમ અંતરંગ ધર્મની શ્રદ્ધા સમજણ તે જ સમ્યક્દર્શન છે.

**પ્રથમ પદ :—**

**'આત્મા છે.' જેમ ઘટપટ આદિ પદાર્થો છે, તેમ આત્મા પણ છે. અમુક ગુણ હોવાને લીધે જેમ ઘટપટ આદિ હોવાનું પ્રમાણ છે; તેમ સ્વપરપ્રકાશક એવી ચૈતન્યસત્તાનો પ્રત્યક્ષ ગુણ જેને વિષે છે એવો આત્મા હોવાનું પ્રમાણ છે.**

પ્રથમ પદ આત્મા છે, આમાં આત્મા સમજવા બે પદાર્થ લીધા છે—જીવ અને અજીવ. અજીવ પાંચ છે—પુદ્દગલ, ધર્મ, અધર્મ, આકાશ, અને કાળ. તેમાંથી અહીં પુદ્દગલના દૃષ્ટાંત તરીકે ઘટ ને પટ કહ્યાં છે. ઘડો કે વસ્ત્ર અજીવ છે પણ તેને જાણનાર જોનાર બીજો પદાર્થ પણ છે તે જીવ છે. વળી જેમ ઘડા પર ગરણું વીંટયું હોય તેને જોનાર આત્મા જુદો છે, તેમ ઘટ એટલે દેહ તે પટ એટલે વસ્ત્ર સહિત છે તેમાં આત્મા રહ્યો છે. એમ દેહ અથવા પુદ્દગલ અને આત્મા બે ભિન્ન પદાર્થ છે તે બતાવ્યું.

દેહ વસ્ત્ર વગેરે બધા જડ પદાર્થો તેના ગુણો રૂપ રસ ગંધ સ્પર્શ વગેરેથી જાણી શકાય છે. ગુણો ન હોય તો ગુણી ન જણાય તેવી રીતે આત્મા પણ તેના ગુણોથી જણાય છે. જે ઘટપટાદિને જાણે છે અને પોતાના આત્મસ્વરૂપને પણ અનુભવથી જાણે છે તે આત્મા છે અથવા ચૈતન્ય સત્તા ( હોવાપણું ), જીવ છે એમ કહેવાય છે, 'હું છું' એમ જણાય છે, તે જીવવાપણું એવો ગુણ જેનો છે તે પદાર્થ—આત્મા પણ છે એમ દરેક રીતે પ્રગટ અનુભવમાં આવે છે. જ્ઞાન—જાણવું, દર્શન—જોવું, સુખદુઃખનું વેદવું વગેરે ગુણ જેના છે તે ચેતનરૂપ પદાર્થ આત્મા છે. સ્વપ્રકાશકતાથી અનુભવી શકાય છે પરપ્રકાશકતાથી અનુ· માની શકાય છે, સાબિત થાય છે. સ્વપરપ્રકાશકગુણ પ્રત્યક્ષ છે તે આત્માનું લક્ષણ છે.

બીજું પદ :—

'આત્મા નિત્ય છે.' ઘટપટઆદિ પદાર્થો અમુક કાળવર્તી છે. આત્મા ત્રિકાળવર્તી છે. ઘટપટાદિ સંયોગે કરી પદાર્થ છે. આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે; કેમ કે તેની ઉત્પત્તિ માટે કોઈપણ સંયોગો અનુભવ યોગ્ય થતા નથી, કોઈ પણ સંયોગી દ્રવ્યથી ચેતનસત્તા પ્રગટ થવાયોગ્ય નથી, માટે અનુત્પન્ન છે. અસંયોગી હોવાથી અવિનાશી છે, કેમ કે જેની કોઈ સંયોગથી ઉત્પત્તિ ન હોય, તેનો કોઈને વિષે લય પણ હોય નહીં.

બીજું પદ આત્મા નિત્ય છે:—ઘટપટ આદિ જડ પુદ્ગલ પરમાણુઓના સંયોગ-એકત્ર-થવાથી બને છે. તે છૂટાં પડે ત્યારે તે પદાર્થો નાશ થએલા મનાય છે, આત્મા કોઈ એવાં પુદ્ગલો મળવાથી કે આકાશાદિ અન્ય દ્રવ્યના મળવાથી ઉત્પન્ન થયો નથી પણ સ્વાભાવિક પદાર્થ છે. જેમ રસાયણશાસ્ત્રમાં હાઈડ્રોજન, નાઈટ્રોજન વગેરે મેળવીને કોઈ નવો પદાર્થ બનાવે છે તેમ આત્મા કોઈ બનાવી શક્યું નથી એમ, જો આત્મા બનતો હોત તો તે બજારમાં વેચાતો મળી શકત, ભવિષ્યમાં પણ કોઈ એવી રીતે આત્મા ઉપજાવે એ શક્ય નથી. ત્રણે કાળે તે ઉત્પન્ન ન કરી શકાય એવો છે તેથી અનુત્પન્ન છે. અને જે અનુત્પન્ન હોય તે અવિનાશી પણ હોય છે. કેમકે કોઈ પદાર્થોની મેળવણીથી બન્યો હોય તો તે પદાર્થો છૂટા પડતાં તેનો નાશ થાય. જેમકે સોનું ઘસાતાં ઘસાતાં અમુક કાળે માટી રૂપ બની નાશ પામે છે. પરંતુ આત્મા અનંત કાળથી જન્મ મરણના દુઃખો વેદતો સંસારમાં ફરે છે છતાં તેના અસંખ્યાત પ્રદેશમાંથી એક પ્રદેશ પણ છૂટો પડતો નથી, તે ટંકોત્કીર્ણ સંપૂર્ણપણે પોતાના સ્વરૂપે અખંડિત રહ્યો છે, રહે છે અને રહેશે. ત્રણે કાળ તેનું તેમ જ હોવાપણું છે તેથી નિત્ય છે.

"અનુત્પન્ન એવો આ જીવ તેને પુત્રપણે ગણવો કે ગણાવવાનું ચિત્ત રહેવું એ સૌ જીવની મૂઢતા છે" "જેની ઉત્પત્તિ કોઈ પણ

અન્ય દ્રવ્યથી થતી નથી તેવા આત્માનો નાશ પણ ક્યાંથી હોય? અજ્ઞાનથી અને સ્વસ્વરૂપ પ્રત્યેના પ્રમાદથી આત્માને માત્ર મૃત્યુની ભ્રાંતિ છે, તે જ ભ્રાંતિ નિવૃત્ત કરી શુદ્ધ ચૈતન્ય નિજઅનુભવ પ્રમાણ સ્વરૂપમાં પરમ જાગ્રત થઈ જ્ઞાની સદાય નિર્ભય છે.'' આત્મા નિત્ય છે તેનો દૃઢ લક્ષ થાય તો ''અબ હમ અમર ભયે ન મરેંગે'' એમ આનંદઘનજી મહારાજે ગાયું છે એવો અનુભવ થાય.

ત્રીજું પદ :—

'આત્મા કર્ત્તા છે.' સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે. કંઈને કંઈ પરિણામ ક્રિયાસહિત જ સર્વ પદાર્થ જોવામાં આવે છે. આત્મા પણ ક્રિયાસંપન્ન છે. ક્રિયાસંપન્ન છે, માટે કર્તા છે. તે કર્ત્તાપણું ત્રિવિધ શ્રી જિને વિવેચ્યું છે; પરમાર્થથી સ્વભાવ—પરિણતિએ નિજસ્વરૂપનો કર્ત્તા છે, અનુપચરિત (અનુભવમાં આવવાયોગ્ય, વિશેષ સંબંધસહિત) વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્ત્તા છે, ઉપચારથી ઘર, નગર આદિનો કર્ત્તા છે.

ત્રીજું પદ આત્મા કર્તા છે:—સર્વ પદાર્થને પોતાનું કાર્ય એટલે અર્થક્રિયા છે. ક્રિયા બે પ્રકારે ૧. માત્ર પોતારૂપે પરિણમનરૂપ ૨. પરિસ્પન્દન એટલે હલનચલનરૂપ. છએ દ્રવ્ય સમયે સમયે પરિણમવારૂપ ક્રિયા કરી રહ્યાં છે. પુદ્‌ગલ ને જીવને બંનેને ક્રિયા છે.

ચેતનનું ક્રિયારૂપે પ્રવર્તન થાય છે તે શ્રી જિને ત્રણ પ્રકારે બતાવ્યું છે. (૧) શુદ્ધનિશ્ચયનય વિભાવ પરિણમનને લક્ષમાં લેતો નથી, શુદ્ધ દ્રવ્યની પરિણતિને જ લક્ષમાં લે છે, તેથી સ્વભાવ પરિણમનથી પોતાના ચેતન ગુણોપણે જ આત્મા પરિણમે છે અને ચેતન સ્વભાવનો જ કર્તા થાય છે. (૨) ચેતનનું જ વિભાવપણે પરિણમન થાય છે ત્યારે અનુપચરિત એટલે અનુભવમાં આવવા યોગ્ય અત્યંત નિકટ સંબંધવાળાં કર્મના સંબંધરૂપ વ્યવહારનયથી આઠ કર્મનો આત્મા કર્ત્તા કહેવાય છે. પણ રીતે વિભાવ પરિણામને નિમિત્તે કર્મપુદ્‌ગલ ગ્રહણ થઈ પુણ્યપાપ બંધાય છે; તે દ્રવ્ય કર્મનો કર્ત્તા આત્મા (અસદ્‌ભૂત અનુપચરિત

વ્યવહારનયથી) સંબંધને લઈને કહેવાય છે; તે દ્રવ્યકર્મ જો કે સૂક્ષ્મ છે તેથી જોવામાં આવતાં નથી પરંતુ આત્માને જન્મમરણ, સુખદુખનાં કારણ હોવાથી મહત્ત્વનાં છે. (૩) પુદ્ગલ પદાર્થોમાં ફેરફાર કરવારૂપ, ઘર, નગર ઇત્યાદિ અનેક કાર્ય જીવ કરે છે, તે આત્માથી વિશેષ દૂર અને સ્પષ્ટ ભિન્ન છે તેથી પુદ્ગલ ક્રિયાઓનો આત્મામાં આરોપ કરવારૂપ ઉપચારથી પુદ્ગલ પદાર્થોનો તે કર્તા છે.

ચોથું પદ :—

'આત્મા ભોક્તા છે.' જે જે કંઈ ક્રિયા છે તે તે સર્વ સફળ છે, નિરર્થક નથી. જે કંઈ પણ કરવામાં આવે તેનું ફળ ભોગવવામાં આવે એવો પ્રત્યક્ષ અનુભવ છે. વિષ ખાધાથી વિષનું ફળ; સાકર ખાવાથી સાકરનું ફળ; અગ્નિસ્પર્શથી તે અગ્નિસ્પર્શનું ફળ, હિમને સ્પર્શ કરવાથી હિમસ્પર્શનું જેમ ફળ થયા વિના રહેતું નથી, તેમ કષાયાદિ કે અકષાયાદિ જે કંઈ પણ પરિણામે આત્મા પ્રવર્તે તેનું ફળ પણ થવા યોગ્ય જ છે, અને તે થાય છે. તે ક્રિયાનો આત્મા કર્ત્તા હોવાથી ભોક્તા છે.

ચોથું પદ આત્મા ભોક્તા છે:—બધા પદાર્થને અર્થક્રિયા હોય છે, તેનું ફળ પણ આવે છે પરંતુ તે ફળથી સુખદુઃખ અનુભવવાની શક્તિ એક આત્મામાં જ છે તેથી તે ભોક્તા છે. વિષ, અમૃત, અગ્નિ, હિમ વગેરેમાં જે વિશિષ્ટ ગુણો છે તેનો સંબંધ થતાં, આત્મા તે ગુણોને અનુભવવારૂપ ફળ પામે છે. લોહચુંબકથી જેમ સોય આકર્ષાઈ આવે છે; તેમ તીવ્ર કે મંદ કષાય સહિત આત્મા પરિણમે તો તેવો કર્મબંધ થાય છે અને કષાયરહિતપણે પરિણમે તો કર્મ બંધાતાં નથી. જીવ જો કર્મ બાંધે તો સંસારનાં સુખદુઃખરૂપ ફળ પામે છે અને કર્મ ન બાંધે તો બંધરહિત આત્માનું સહજ સુખ ભોગવવારૂપ મોક્ષ-ફળ પામે છે. પરમાર્થથી સ્વભાવપરિણતિએ આત્મા નિજસ્વરૂપનો ભોક્તા છે; અનુપચરિત વ્યવહારથી તે [illegible]

પાંચમુ પદ :—

'મોક્ષપદ છે' જે અનુપચરિત વ્યવહારથી જીવને કર્મનું કર્ત્તાપણું નિરૂપણ કર્યું, કર્ત્તાપણું હોવાથી ભોક્તાપણું નિરૂપણ કર્યું, તે કર્મનું ટળવાપણું પણ છે; કેમ કે પ્રત્યક્ષ કષાયાદિનું તીવ્રપણું હોય પણ તેના અનભ્યાસથી, તેના અપરિચયથી, તેને ઉપશમ કરવાથી, તેનું મંદપણું દેખાય છે. તે ક્ષીણ થવા-યોગ્ય દેખાય છે, ક્ષીણ થઈ શકે છે. તે તે બંધભાવ ક્ષીણ થઈ શકવાયોગ્ય હોવાથી તેથી રહિત એવો જ શુદ્ધ આત્મસ્વભાવ તે રૂપ મોક્ષપદ છે.

પાંચમું પદ મોક્ષપદ છે :— છ પદમાં જે કર્ત્તાપણું છે તે સામાન્યપણે કર્મના કર્ત્તાપણાની અપેક્ષાથી કહ્યું છે. પોતાના સ્વરૂપે પરિણમવું ત્યાં કર્ત્તાપણું કહેવા માત્ર છે. આત્માના વિભાવ પરિણમનથી—મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય ને યોગથી—અથવા રાગદ્વેષ રૂપ કષાયથી—જીવ કર્મ બાંધે છે અને બાંધેલાં કર્મ કાળ પાકયે રસ આપે ત્યારે સુખદુઃખ વેદાય તેથી જીવને કર્મનો કર્ત્તા ને ભોક્તા કહ્યો છે. એ રીતે અનાદિ કાળથી તે કર્મનો વ્યવસાયી છે. સદ્ગુરુ કહે છે કે તે કર્મ ટાળી શકાય છે એનો વિચાર કરીએ તો સ્પષ્ટ ખાતરી થાય. કષાયને લઈને બંધ પડે છે. નિમિત્ત મળતાં ક્રોધ, કામ, લોભ આદિ કરવાનો ખૂબ અભ્યાસ છે, તે અભ્યાસ છોડી દે એટલે કે તેવા નિમિત્તમાં આત્માનું બળ વાપરી ક્ષમાદિ ધારણ કરે. ક્રોધાદિ ભાવોને ભૂલવા સ્વાધ્યાયાદિમાં મનને રોકે. પૂર્વે કષાય કર્યા હોય તેની વિસ્મૃતિ કરે અને વર્તમાને કષાય રહિત વર્તે. કોઈ દુષ્ટ માણસનો પરિચય થઈ ગયા પછી અપરિચય કરવો હોય તો સામો મળે છતાં ઓળખતા નથી એમ વર્તે, વિસ્મૃતિ કરે તેવી રીતે. એમ અભ્યાસ કરતાં બુદ્ધિપૂર્વક કષાયરહિતપણે આત્મસ્વરૂપમાં રહેવાય તો ઉપશમ થાય. એટલે અમુક વખત કષાયના ઉદયમાં તણાય નહિ. એમ અપ્રમત્ત દશાથી આત્માનું બળ વધતું જાય ત્યારે એક વખત પૂરતું બળ કરી શ્રેણી માંડે ને તે

કષાયોને મૂળમાંથી ઉખેડી નાંખે – સત્તામાંથી જ ક્ષય કરી નાખે ત્યારે તે હંમેશને માટે છૂટી જાય. એમ પ્રથમ અનંતાનુબંધી પછી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ અને છેવટે સંજ્વલન કષાયોને ક્ષય કરે ત્યારે મોક્ષ થાય. આત્માનું કર્મ – કર્તાભોક્તાપણું ટળે, અને તેની શક્તિઓ વધતી વધતી પૂર્ણતાને પામે. ક્રોધાદિ ઘટાડી શકાય છે, એ તો પ્રત્યક્ષ અનુભવની વાત છે, તો પછી તેનો સર્વથા ક્ષય પણ થઈ શકે એટલે કે મોક્ષપદની, કષાય રહિત અથવા કર્મ-બંધરહિત દશાની ખાતરી થાય છે.

છઠ્ઠું પદ :—

**તે 'મોક્ષનો ઉપાય છે.' જો કદી કર્મબંધ માત્ર થયા કરે એમ જ હોય તો તેની નિવૃત્તિ કોઈ કાળે સંભવે નહિ; પણ કર્મબંધથી વિપરીત સ્વભાવવાળાં એવાં જ્ઞાન, દર્શન, સમાધિ, વૈરાગ્ય, ભક્ત્યાદિ સાધન પ્રત્યક્ષ છે; જે સાધનના બળે કર્મબંધ શિથિલ થાય છે, ઉપશમ પામે છે, ક્ષીણ થાય છે માટે તે જ્ઞાન દર્શન, સંયમાદિ મોક્ષપદના ઉપાય છે.**

છઠ્ઠું પદ તે મોક્ષનો ઉપાય છે :— આસ્રવ એટલે કર્મ આવવાના કારણ કષાય વગેરે બતાવ્યાં, તેથી વિરુદ્ધ સ્વભાવવાળાં સંવરનાં કારણો બતાવે છે. જેથી કર્મ આવતાં અટકે અને જૂનાં કર્મ ખરી જાય તે સંવર અને નિર્જરા રૂપ મોક્ષનો ઉપાય છે.

જ્ઞાન :— આત્મજ્ઞાન. પરને જાણી રહ્યો છે તેથી પાછો વળીને આત્મસ્વરૂપને જેમ છે તેમ જાણે તો કર્મ બંધાતાં અટકે.

દર્શન :— સમ્યક્દર્શન. જીવાજીવાદિ પદાર્થોનું સ્વરૂપ જેમ ભગવાને કહ્યું છે તેમ શ્રદ્ધે અને આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરે તેથી કર્મ આવતાં રોકાય.

સમાધિ :— સમ્યક્ચારિત્ર. આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવા યોગની ક્રિયાને રોકે તેથી કર્મ નિર્જરે ને નવાં ન બંધાય. "આત્મપરિણામની સ્વસ્થતાને શ્રી તીર્થંકર સમાધિ કહે છે."

વૈરાગ્ય :— રાગ નહિ તે. સંસારમાં દેહાદિમાં આસક્તિ છે તેથી કર્મ આવે છે. તે દેહાદિ, આત્માનો અનુભવ થતાં તેને નીરસ લાગે, તે જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય છે. તેથી કર્મ નિર્જરે અને નવા ભવ ઊભા ન થાય.

ભક્તિ :— શુદ્ધાત્મા પ્રત્યે ભાવ, પ્રશસ્ત રાગ, શુદ્ધ સ્વરૂપનો લક્ષ અને તે પ્રાપ્ત કરવા આત્મસ્વરૂપમાં તન્મયતા, પ્રેમ. એથી પરવસ્તુનો મોહ ટળે ને સત્પુરુષની આજ્ઞાએ વર્તતાં પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરે. ભક્તિથી પોતાના દોષો, ઉણપ જાણી દૂર કરે. પરમાત્મા સ્વરૂપને ભજતાં પરમાત્માના ગુણો પ્રગટે.

એમ આ બધાં સાધનો લૌકિક અર્થમાં નહિ. પરંતુ ખરેખર શુદ્ધાત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે કરે તો મોક્ષના ઉપાય છે.

મોક્ષનાં આ સાધનોમાં પ્રથમ જ્ઞાન એટલે સમ્યક્જ્ઞાન કહ્યું છે. સમ્યક્જ્ઞાન તે આત્મા છે. તે શાથી પ્રાપ્ત થાય? ધ્યાન અને સ્વાધ્યાયથી. સ્વાધ્યાય એટલે આત્માનો લક્ષ થવા અર્થે જે શીખવું ભણવું વિચારવું તે, જ્ઞાન આરાધના. તે સ્વાધ્યાય પાંચ પ્રકારે છે: (૧) વાચના એટલે ગુરુ પાસે કંઈ શીખવાની આજ્ઞા મળવી અથવા ગુરુ શિષ્યને વિધિપૂર્વક વાચના એટલે પાઠ આપે છે. (૨) પૃચ્છના એટલે પોતાની કે પરની શંકા દૂર કરવા વિનયપૂર્વક પૂછવું ને કહે તે અવધારવું તે. (૩) પરાવર્તના એટલે ફેરવવું, એક વખત વાંચેલું મોઢે કરેલું ફરી ફરી વાંચવું, ફેરવવું, ધૂન લગાવવી. એથી ચિત્ત રોકાય છે અને એકાગ્રતા થતાં આત્મામાં જોડાય. મુખપાઠ ફેરવવામાં એ જ લક્ષ જોઈએ. પ્રભુશ્રીજી કહેતા કે "પાનું ફરે ને સોનું ઝરે." કૃપાળુદેવ એક જ ગાથા કલાક બે કલાક સુધી બોલતા. (૪) અનુપ્રેક્ષા એટલે અર્થ વિચારવો, ભાવના કરવી, (૫) ધર્મકથા એટલે કંઈ વિચાર આવ્યો હોય તે વ્યવસ્થિત રીતે કહી બતાવવો તે – વ્યાખ્યાન, ચર્ચા. એમ ધર્મ કથા કરવાથી વિશેષ વિચાર કરવો પડે છે અને કદી ભુલાય નહિ

એવી સજ્જડ છાપ બેસે છે. વ્યાખ્યાન કરનારને ધર્મકથા આત્માના લક્ષે કરે તો સ્વહિતાર્થે છે. સાંભળનારને તે વાચના રૂપે થાય છે. આ સ્વાધ્યાયના ભેદો કહ્યા. જ્ઞાનના ભેદો મતિ શ્રુત અવધિ મનઃપર્યયને કેવળ એમ મુખ્ય પાંચ છે તે આત્મજ્ઞાન સહિત છે, તેમાં ઉપયોગ જોડવો. અભિક્ષ્ણજ્ઞાનોપયોગ એટલે નિરંતર સ્વાધ્યાય અને જ્ઞાન-ધ્યાનમાં વર્તવું તે સંવરનું મુખ્ય સાધન છે.

દર્શન એટલે શ્રદ્ધા; દેવગુરુધર્મની શ્રદ્ધા. ગુરુ પર શ્રદ્ધા હોવાથી તેમની આજ્ઞા માન્ય થાય. આત્માની શ્રદ્ધા દૃઢ કરી લેવી. ૭ પદ વિચારી દૃઢ શ્રદ્ધા કરવી. નવતત્ત્વ સમજવાં, જેટલા પ્રમાણમાં શ્રદ્ધા દૃઢ તેટલા પ્રમાણમાં વીર્ય સ્ફુરે છે. "રુચિ અનુયાયી વીર્ય ચરણ ધારા સધે" રુચિ હોય તેટલું વીર્ય સ્ફુરે અને તેટલા પ્રમાણમાં ચરિત્ર અથવા આત્મામાં સ્થિરતા કરી શકે.

સમાધિ—"આત્મપરિણામની સ્વસ્થતાને શ્રી તીર્થંકર સમાધિ કહે છે." "સર્વ પર દ્રવ્યથી વૃત્તિ વ્યાવૃત્ત કરી આત્મા અકલેશ સમાધિને પામે છે." "પરમ સુખસ્વરૂપ પરમોત્કૃષ્ટ શાંત શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ સમાધિને સર્વ કાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર. સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છું. એક કેવળ શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ... પરમ શાંત ચૈતન્ય હું માત્ર નિર્વિકલ્પ છું. નિજસ્વરૂપમય ઉપયોગ કરું છું. તન્મય થાઉં છું."

ઉપશમ વૈરાગ્ય—જ્યાં કષાય કલેષ નથી તે ઉપશમ અને ગૃહકુટુંબ આદિમાં આસક્તિ કરે તે વૈરાગ્ય. અન્યત્વ ભાવના ભાવવાથી વૈરાગ્ય દૃઢ થાય છે.

ભક્તિ—મોક્ષ માટે જ્ઞાનમાર્ગ ને ભક્તિમાર્ગ એમ બે માર્ગ છે. જ્ઞાનમાર્ગમાં જે જ્ઞાન પ્રગટ છે તેમાં એકાગ્ર થતાં સમકિત પ્રગટાવે પછી સમ્યક્જ્ઞાનની આરાધના કરતાં કરતાં, તેમાં જ સ્થિર થતાં કર્મ ક્ષય કરી કેવલજ્ઞાન પ્રગટ કરે છે. આ માર્ગ બહુ વિકટ છે. કોઈક

તીર્થંકર જેવા બળવાન પુરુષ એ દ્વારા કર્મક્ષય કરી શકે. મોહ બહુ બળવાન છે. તે ઉદય આવીને આત્માને રાગદ્વેષ કરાવી વિષયભોગમાં આસક્ત કરી સમકિતથી પાડી દે છે. વળી સમકિત થવામાં તો પ્રથમ સત્પુરુષના અવલંબને જ બળ આવે છે. જે બળવાન પુરુષો વર્તમાન જન્મમાં નિરાલંબપણે સમકિત પ્રગટ કરે છે તેઓએ પણ પૂર્વ જન્મમાં સત્પુરુષની આરાધના કરી હોય છે. તેથી સમકિત થવામાં સત્પુરુષ જ્ઞાનીગુરુનું અવલંબન બળ આપનારું છે અને ઠેઠ કેવલજ્ઞાન પ્રગટે ત્યાં સુધી જ્ઞાનીનું અવલંબન સામાન્ય બળવાળા જીવોને જરૂરનું છે. જ્ઞાનીની આરાધના કરતાં, તેમની આજ્ઞાએ ચાલતાં, તેમનાં વચનો વિચારતાં સુગમપણે આત્મભાવના કરી શકાય છે. માનાદિ શત્રુઓનો નાશ કરી શકાય છે.

"ભક્તિ આદિ" સાધન કહ્યાં, તેમાં વિનય, દાન, તપ વગેરે અનેક સાધનો આત્માને કર્મક્ષય કરવા જ્ઞાન પમાડવા ખપનાં છે. શરૂઆતમાં સમકિત થવામાં જીવોને ભિન્ન ભિન્ન સાધન વિશેષ હિત-કારી થાય છે, પરંતુ આગળ વધતાં કર્મક્ષયનો માર્ગ બધા જીવો માટે વધારે સરખો થતો જાય છે.

તે સમ્યક્‌જ્ઞાન દર્શન અને ચારિત્ર અથવા સંયમ એ ઉપાયો વડે કર્મનો સંવર ને નિર્જરા થઈ સંપૂર્ણ કર્મક્ષય થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે.

**શ્રી જ્ઞાનીપુરુષોએ સમ્યક્‌દર્શનના મુખ્ય નિવાસભૂત કહ્યાં એવાં આ છ પદ અત્રે સંક્ષેપમાં તે જણાવ્યાં છે. સમીપમુક્તિ-ગામી જીવને સહજ વિચારમાં તે સપ્રમાણ થવા યોગ્ય છે, પરમ નિશ્ચયરૂપ જણાવાયોગ્ય છે, તેનો સર્વ વિભાગે વિસ્તાર થઈ તેના આત્મામાં વિવેક થવાયોગ્ય છે. આ છ પદ અત્યંત સંદેહરહિત છે, એમ પરમપુરુષે નિરૂપણ કર્યું છે. એ છ પદનો વિવેક જીવને સ્વસ્વરૂપ સમજવાને અર્થે કહ્યો છે.**

સમ્યક્‌દર્શનના હેતુ આ છ પદ સંક્ષેપમાં કહ્યાં, તે જે પૂર્વના

આરાધક, સમીપમુક્તિગામી—કર્મથી અલ્પકાળમાં છૂટનારા છે, એવા હળુકર્મી જીવોને સ્વાભાવિકપણે જ સાચાં મનાય છે. સાંભળે ને વિચારે તેમ તે બધી જ રીતે ન્યાયયુક્ત લાગે અથવા સમીપમુક્તિગામીને તેના વિચારમાં ઊંડા ઊતરતાં આત્માનો સાક્ષાત્કાર થઈ તે અનુભવસિદ્ધ સપ્રમાણ થાય. ટૂંકામાં ૭ પદ સાંભળતાં તે પર વિસ્તારથી વિચાર કરે, તેને આત્મા તે અનાત્માનો ભેદ સમજાય એવો વિવેક થાય છે. આ ૭ પદની સત્યતા વિષે જરા પણ શંકાને સ્થાન નથી એમ ભગવાને કહ્યું છે. આ ૭ પદનું વિવેચન સંસારમાં ભૂલા પડેલા અજ્ઞાની જીવને પોતાના સ્વરૂપનું ભાન થાય, આત્મસ્વરૂપ સમજાય તે અર્થે છે.

અનાદિ સ્વપ્નદશાને લીધે ઉત્પન્ન થયેલો એવો જીવનો અહંભાવ, મમત્વભાવ, તે નિવૃત્ત થવાને અર્થે આ છ પદની જ્ઞાનીપુરુષોએ દેશના પ્રકાશી છે. તે સ્વપ્નદશાથી રહિત માત્ર પોતાનું સ્વરૂપ છે, એમ જો જીવ પરિણામ કરે, તો સહજમાત્રમાં તે જાગૃત થઈ સમ્યક્દર્શનને પ્રાપ્ત થાય; સમ્યક્દર્શનને પ્રાપ્ત થઈ સ્વસ્વભાવરૂપ મોક્ષને પામે. કોઈ વિનાશી, અશુદ્ધ અને અન્ય એવા ભાવને વિષે તેને હર્ષ, શોક, સંયોગ, ઉત્પન્ન ન થાય. તે વિચારે સ્વસ્વરૂપને વિષે જ શુદ્ધપણું, સંપૂર્ણપણું, અવિનાશીપણું, અત્યંત આનંદપણું, અંતરરહિત તેના અનુભવમાં આવે છે. સર્વ વિભાવ પર્યાયમાં માત્ર પોતાને અધ્યાસથી ઐક્યતા થઈ છે, તેથી કેવળ પોતાનું ભિન્નપણું જ છે. એમ સ્પષ્ટ પ્રત્યક્ષ—અત્યંત પ્રત્યક્ષ અપરોક્ષ તેને અનુભવ થાય છે. વિનાશી અથવા અન્ય પદાર્થના સંયોગને વિષે તેને ઇષ્ટઅનિષ્ટપણું પ્રાપ્ત થતું નથી. જન્મ, જરા, મરણ રોગાદિ બાધા રહિત સંપૂર્ણ માહાત્મ્યનું ઠેકાણું એવું નિજસ્વરૂપ જાણી; વેદી તે કૃતાર્થ થાય છે,

શાથી સમજાયું નથી ? અનાદિ કાળથી મિથ્યાત્વરૂપ સ્વપ્નદશાથી જીવને પરને પોતે માનવારૂપ અહંભાવ થયો છે. હું દેહ, કાકો, મામો,

વાણિયો, બ્રાહ્મણ, પુરુષ, સ્ત્રી વગેરે અનેક રૂપે માને છે; પણ પોતે તો એ દેહના ધર્મથી ભિન્ન જ્ઞાનદર્શન સુખસ્વરૂપ અજર અમર અવિનાશી છે. વળી પોતાને દેહરૂપ માનીને બધી પરવસ્તુમાં મારું તારું માની રહ્યો છે. આવું જે અજ્ઞાન તે દૂર કરવા જ્ઞાનીપુરુષોએ આ છ પદનો ઉપદેશ પ્રકાશ્યો છે. આખું જગત જુઓ તો પરને પોતે માનવારૂપ અહંભાવ અને પર વસ્તુમાં મારાપણું કરવારૂપ મમત્વભાવમાં પડયું છે. આવો જે અનાદિકાળનો મોહ, મિથ્યાત્વ, તે દૂર કરવા જ્ઞાની પુરુષે છ પદ સમજાવ્યાં છે. હવે પરમાં પોતે માનવારૂપ સ્વપ્નદશા છે તેમાંથી જીવ પાછો વળીને પોતાનું સ્વરૂપ વિચારે, પરમાં પરિણમી રહ્યો છે તેને બદલે પરથી જુદું એવું પોતાનું આત્મસ્વરૂપ છે એમાં પરિણમે તો તો તરત જ આત્મભાનમાં આવી સમ્યક્દર્શનને પ્રાપ્ત થાય. સમ્યક્ત્વ થવાથી કર્મનો ક્ષય કરતાં કરતાં પોતાનું શુદ્ધ આત્મસ્વરૂપ એવો જે મોક્ષ તેને મેળવે. પોતાનું સ્વરૂપ પરથી જુદું જાણ્યું પછી પરપદાર્થને નિમિત્તે તેને હર્ષ શોક, સંયોગ, એકતા, પર તે હું એમ ન થાય. દેહાદિ પર પદાર્થો વિનાશી અશુદ્ધ અને આત્માથી જુદા અન્ય છે, તે રૂપ પોતાને ન માને. પોતાનું સ્વરૂપ તો તેથી ઊલટું શુદ્ધ પોતાથી જ સંપૂર્ણ છે. તેને કોઈની જરૂર નથી. વળી તે અવિનાશી છે અને તે પરમ આનંદરૂપ છે, તે તેને મિથ્યાત્વદશાની ૭ પ્રકૃતિરૂપ અંતરપટ છેદાવાથી પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. પછી તેને પોતાની ભૂલ સમજાય છે કે આત્મા સિવાય બીજે બધે જે એકતા કરી હતી તે અધ્યાસ ( ભ્રાંતિ ) ભૂલ થઈ હતી अधि+आस् જે સ્થળ બેસે તે પોતાની જગ્યા અથવા તે રૂપ હું છું એમ થઈ જાય છે તેવી રીતે અનાદિ કાળથી દેહમાં વસવાથી દેહને જ આત્મા માન્યો અથવા રાગાદિ વિભાવોને આત્મા માન્યો છે. અભ્યાસ કરતાં અધ્યાસ વધારે દઢતા બતાવે છે. અભ્યાસ તો ક્વચિત્ ભૂલી પણ જવાય પણ અધ્યાસ તો ઊંઘમાં પણ ન ભૂલે. તે જ્યારે આત્માનો સાક્ષાત્કાર થાય ને આનંદ અનુભવે ત્યારે આત્માને સર્વ વિભાવ પર્યાયોથી સર્વથા ભિન્ન જાણે,

બેમાં એકતા કરવાની ભૂલ ન કરે. જાણે બે વચ્ચે વજ્રની ભીંત હોય તેમ ચેતનને જડથી ભિન્ન જ માને. સ્પષ્ટ, પ્રત્યક્ષ, અત્યંત પ્રત્યક્ષ, અપરોક્ષ એ એક એકથી વિશેષ શુદ્ધતા સૂચવે છે. અપરોક્ષમ તો નિર્વિકલ્પ સમાધિ છે. ત્યાં કંઈ જ વિકલ્પ નથી રહેતો, સમકિત ઉપયોગની સંપૂર્ણ સ્થિરતારૂપે હોય છે. જ્યારે ઉપયોગ આત્મામાં ન રહે અને લબ્ધિરૂપ સમ્યક્ત્વ હોય ત્યારે પણ વિનાશી અને આત્માથી પર એવા પદાર્થોમાં તેને ઇષ્ટઅનિષ્ટપણાથી એકાકારપણું થાય નહિ. કારણ કે જન્મ જરા મરણ રોગ વગેરે દુઃખથી રહિત એવું આત્માનું શુદ્ધ સ્વરૂપ કે જેના સુખ આગળ સર્વ વસ્તુઓ તુચ્છ લાગે છે તે પ્રાપ્ત થયું છે. જેના વિના અનાદિ કાળથી ભમ્યો અને જે મળવાથી હવે અનંતકાળ સુખી રહેવાશે એવી આત્માની અનંત સમૃદ્ધિ પ્રાપ્ત કરી તેથી કૃતાર્થતા લાગે છે, કે મારે કરવાનું હતું તે કરી લીધું. મનુષ્ય-જન્મમાં મેળવવા યોગ્ય એક સમ્યક્ત્વ છે તે કરી લીધું.

જે જે પુરુષોને એ છ પદ સપ્રમાણ એવાં પરમ પુરુષનાં વચને આત્માનો નિશ્ચય થયો છે, તે તે પુરુષો સર્વ સ્વરૂપને પામ્યા છે, આધિ વ્યાધિ, ઉપાધિ, સર્વ સંગથી રહિત થયા છે, થાય છે, અને ભાવિકાળમાં પણ તેમ જ થશે.

આ ૭ પદ જેમને અનુભવથી સિદ્ધ થયાં છે એવા પરમપુરુષનાં વચન સાંભળી જેમણે આત્માના નિશ્ચય કર્યો ને પુરુષાર્થ કરી પોતાના આત્માનો સાક્ષાત્કાર કર્યો તે પુરુષો પરિણામે સંસારના સંગ જે આધિ વ્યાધિ ઉપાધિ રૂપ છે તેથી મુક્ત થયા છે. થાય છે અને થશે. જ્ઞાનીનાં વચન સાંભળ્યાં શ્રધ્યાં ને અનુભવરૂપ નિશ્ચયસમકિત પણ થયું તો મોક્ષ અવશ્ય થશે.

જે સત્પુરુષોએ જન્મ, જરા મરણનો નાશ કરવાવાળો, સ્વસ્વરૂપમાં સહજ અવસ્થાન થવાનો ઉપદેશ કહ્યો છે, તે સત્પુરુષોને અત્યંત ભક્તિથી નમસ્કાર છે. તેની નિષ્કારણ

કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે, એવા સર્વ સત્પુરુષો, તેનાં ચરણારવિંદ સદાય હૃદયને વિષે સ્થાપન રહો !

હવે સત્પુરુષનો ઉપકાર કહે છે કે તેમણે આત્મસ્વરૂપમાં સહજ સ્થિતિ કરવાનો ઉપદેશ કર્યો. જે પ્રમાણે વર્તવાથી ફળ શું ? તો કે જન્મ જરા મરણાદિ નાશ થાય. આ અનંત દુઃખરૂપ સંસારમાંથી અનંતસુખરૂપ મોક્ષ પ્રાપ્ત કરાવવારૂપ મહાન ઉપકાર સત્પુરુષે બોધથી કર્યો છે. તેમાં તેમણે આપણી પાસે કંઈ બદલાની સ્પૃહા રાખી નથી. તેઓનું તો સર્વ કાર્ય પૂર્ણ થયું છે તેથી તેમનો બદલો વાળી શકાય એવું આપણે કંઈ કરી શકીએ નહિ. તેમનો સર્વ જીવ પ્રત્યે નિષ્કારણ કરુણારૂપ ગુણ છે. તેમનો આપણા પર કેટલો ઉપકાર છે એ વિચારતાં પણ સત્પુરુષ પર પરમ પ્રીતિ પ્રગટે અને તેમના ઉપકારને નિરંતર સંભારતાં તેમના ગુણગ્રામ કરવાથી કર્મ દૂર થતાં આત્મસ્વભાવ – સમકિત પ્રગટે છે. આવા જે સત્પુરુષો તેમનાં ચરણારવિંદ એટલે ૧ પગ, ૨ આચરણ, ૩ વચનો ( કવિતાના ભાગ ચરણ અથવા પદ કહેવાય છે ), સદાય હૃદયમાં બહુમાનપણે પૂજ્યભાવે સ્થિર રહો. તે પદ કૃપાળુદેવે વર્ણવ્યું છે :—

"સુખધામ અનંત સુસંત ચહી, દિન રાત્ર રહે તદ્ ધ્યાન મહીં;
પર શાંતિ અનંત સુધામય જે, પ્રણમું પદ તે વર તે જય તે."

અનંત સુખનું ધામ એવું જે આત્મસ્વરૂપ તેને સંત નિરંતર ઇચ્છે છે અને રાતદિવસ તેના જ ધ્યાનમાં વર્તે છે. તેઓ પરમ શાંત અનંત સુખમય દશાને અનુભવે છે એવું જે સત્પુરુષનું પદ, દશા તેને હું નમસ્કાર કરું છું. આવી રીતે કૃપાળુદેવે નમસ્કાર કરવામાં સર્વત્ર મર્મ બતાવ્યો છે.

"પરમ સુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાંત, શુદ્ધચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વકાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર."

જે છ પદથી સિદ્ધ છે એવું આત્મસ્વરૂપ તે જેનાં વચનને અંગીકાર કર્યે સહજમાં પ્રગટે છે, જે આત્મસ્વરૂપ પ્રગટવાથી સર્વકાળ જીવ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત થઈ નિર્ભય થાય છે તે વચનના કહેનાર એવા સત્પુરુષના ગુણની વ્યાખ્યા કરવાને અશક્તિ છે; કેમ કે જેનો પ્રત્યુપકાર ન થઈ શકે એવો પરમાત્મભાવ તે જાણે કંઈ પણ ઇચ્છયા વિના માત્ર નિષ્કારણ કરુણાશીલતાથી આપ્યો, એમ છતાં પણ જેણે અન્ય જીવને વિષે આ મારો શિષ્ય છે, અથવા ભક્તિનો કર્ત્તા છે, માટે મારો છે, એમ કદી જોયું નથી; એવા જે સત્પુરુષ તેને અત્યંત ભક્તિએ ફરી ફરી નમસ્કાર હો!

આત્મસ્વરૂપ આ છ પદથી સિદ્ધ થયું. તે શાથી પ્રગટે? સત્પુરુષના વચનને અંગીકાર કરવાથી. સત્પુરુષનું યોગબળ, મન વચન કાયાનું બળ સંપૂર્ણ જગતને અને વિશેષે કરીને ભવ્ય જીવોને પરમ હિતકારી છે. આત્મસ્વરૂપની પ્રાપ્તિ થતાં પછી આ લોકભય, પરલોકભય, મરણભય વગેરે શાસ્ત્રમાં કહેલા સાત ભય અને બીજા બધા ભય દેહાશ્રિત હોવાથી નાશ પામે છે. તેથી આત્મા નિર્ભય થાય છે. અને સર્વ કાળ અનંત આત્મસુખને પ્રાપ્ત કરનારો થાય છે. જેનાં વચનબળથી ભય નાશ પામે અને હંમેશને માટે સંપૂર્ણ આનંદ પ્રાપ્ત થાય તે વચનના કહેનાર એવા સત્પુરુષનો ઉપકાર વાણીથી કહી ન શકાય એવો છે. સત્પુરુષનું વચન અંગીકાર થાય, દૃઢપણે પરિણમે ત્યાં છ પદથી સિદ્ધ એવું આત્મસ્વરૂપ પ્રગટે છે. સમકિત થયું, પોતાને પરમાત્મારૂપ જ ઓળખ્યો તેથી હવે તેને બાહ્ય સંયોગો વ્યાધિ આદિ દુઃખી કરી શકે નહિ. કારણ કે તે તો દેહમાં થાય છે. આત્મા તો સદા દેહથી ભિન્ન આનંદસ્વરૂપ છે, એવો અનુભવ થતાં ભવિષ્યનો કોઈ ભય રહેતો નથી. જીવ સદા નિર્ભય, આનંદસ્વરૂપને પામ્યો. આ શાથી થયું? માત્ર સત્પુરુષના વચનથી. તે સત્પુરુષનું સ્વરૂપ વચનથી વર્ણવી શકાય તેવું નથી. તેઓ ઉપદેશ કરે છે તે માત્ર કરુણા સ્વ-

ભારથી કંઈ પણ બદલાની ઇચ્છા વિના કરે છે. તેમનાવચનથી સમકિત થયું તેથી તેમણે સાક્ષાત્ જીવ આપ્યો. પ્રથમ દેહ એટલે મડદારૂપ પોતાને માનતો હતો, દેહને આધીન ભોગોમાં રક્ત થઈ સંસાર વધારતો હતો. એવી અજ્ઞાન દશામાંથી કરુણાળુ સત્પુરુષે વચન દ્વારા જાગૃત કર્યો અને 'આત્મા છું' એવું ભાન કરાવ્યું એટલે મડદામાંથી જીવતો કર્યો. તેનો બદલો કોઈ રીતે વળી શકે એવો છે જ નહિ. વળી સત્પુરુષ પણ સર્વથા નિઃસ્પૃહી છે. તેમને ઉપદેશ આપવામાં કોઈ પ્રત્યે શિષ્યબુદ્ધિ કે મારાપણાની બુદ્ધિ નથી; એવો વિચાર પણ તેમને હોતો નથી, કે તે મને ઉપયોગી છે, મારી સેવા કરશે. કંઈ પણ બદલાની ઇચ્છા વિના માત્ર નિષ્કારણ કરુણાથી ઉપદેશ કરે છે. એવા સત્પુરુષને અત્યંત ભક્તિએ નમસ્કાર છે.

**જે સત્પુરુષોએ સદ્‌ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે. જે ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દૃષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે, અને સહેજે આત્મબોધ થાય એમ જાણીને જે ભક્તિનું નિરૂપણ કર્યું છે, તે ભક્તિને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!**

જે સત્પુરુષોએ સદ્‌ગુરુની ભક્તિ નિરૂપણ કરી છે તે ભક્તિ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે. પ્રભુશ્રીજી કહેતા કે અમે ગુરુ બતાવી આપીએ છીએ પણ ગુરુ થતા નથી, છતાં માને નહિ અને 'પોંખનારીને પરણી બેસે' એમ ન કરવું. ગુરુ થવું એમાં મોટું જોખમ છે. બતાવનારને પણ જોખમ છે–જવાબદારી છે. કારણ કે સાચું બતાવે તો સન્માર્ગે વાળે અને ખોટું બતાવે તો શિષ્ય કદાચ છૂટે પણ ગુરુ તો ન જ છૂટે. જેમકે કૂતરાના માથામાં કીડા પડ્યા હતા, તે તેણે કુમાર્ગે વાળેલા શિષ્યો હતા, તે ગંગાના પાણીમાં ધોવાથી પાપ રહિત થયા, પણ કૂતરો પાપ રહિત ન થયો. સત્પુરુષે સદ્‌ગુરુની

ભક્તિ બતાવી તે ભક્તિ આત્માના પરમ હિતનું કારણ છે માટે તેને જરા વાર ન છોડે. આખો દિવસ ને રાત ભક્તિ કરે. તે ભક્તિમાં વર્તવાથી કંઈ પણ કરતાં સત્પુરુષ કેમ વર્તે છે તેનો લક્ષ રહે. કંઈ પણ કરતાં સત્પુરૂષનો લક્ષ આત્મા પ્રત્યે જ હોય છે. "નિરાબાધપણે જેની મનોવૃત્તિ રહ્યા કરે છે, સંકલ્પ-વિકલ્પની મંદતા જેને થઈ છે, પંચ વિષયથી વિરક્તબુદ્ધિના અંકુરો જેને ફૂટ્યા છે, ક્લેશનાં કારણો જેમણે નિર્મૂળ કર્યાં છે (ગમે તેવા પ્રસંગમાં ખોટું ન લાગે એવી સમજ દૃઢ કરી છે), અનેકાંત દૃષ્ટિયુક્ત એકાંત દૃષ્ટિને જે સેવ્યા કરે છે (સર્વ વખતે એ એ જ), જેની માત્ર એક શુદ્ધ વૃત્તિ છે તે પ્રતાપી પુરુષ જયવાન વર્તો. આપણે તેવા થવાનો પ્રયત્ન કરવો જોઈએ." સત્પુરુષ પોતાનો ઉપયોગ આત્મા પ્રત્યે જ રાખે છે. 'દેહથી ભિન્ન આત્મા છું' એ ભૂલતા નથી. આપણે દેહાદિમાં એકાકાર થઈએ છીએ તેમ તેઓ નથી થતા. નિરંતર ભેદજ્ઞાન છે, આવી તેમના આત્માની ચેષ્ટા પર પ્રેમભક્તિ જાગતાં તેને જ સ્મરે, તેને જ ઇચ્છે; તેનું જ ધ્યાન કરે તો પોતામાં પણ અપૂર્વ ગુણ એટલે સમકિત-આત્માનો અનુભવ દૃષ્ટિગોચર થાય, અને તેનો અદ્ભુત આનંદ સમજાતાં પછી બીજું બીજું સ્વચ્છંદે કરતો હતો તે સર્વથા પાછો વળે. આત્મસુખ મેળવવા પ્રયત્ન કરે. પરમાં વૃત્તિ જતી રોકીને આત્મામાં લીન થાય. આત્મામાં આત્માના અનુભવની લય લાગી જાય તો પછી સ્વચ્છંદે અવિચારીપણે જે વર્તન થતું હતું તે આપોઆપ છૂટી જાય. સત્પુરુષની ભક્તિથી સત્પુરુષની આજ્ઞાએ વર્તાય. દરેક કાર્યમાં સત્પુરુષ કેમ વર્તે ? તેમને હું કેમ વર્તું તો રુચે ? એમ વિચારી આત્માની પરિણતિ તે મુજબ કરે તેથી સ્વચ્છંદ રોકાય. અને સત્પુરુષને તો આત્મામાં રહેવું પ્રિય છે, એ સમજાતાં સહેજે આત્મબોધ થાય. ભક્તિથી આત્માનુભવમાં સહેજે સ્થિતિ થાય છે. માટે સત્પુરુષની ભક્તિ એ શિષ્યને પરમ ઉપકારી છે. એમાં સત્પુરુષને સ્વાર્થ નથી પણ સાચા પુરુષની ભક્તિ છે તે ભક્તને કલ્યાણ, મોક્ષ આપનારી છે.

સત્પુરુષને નમસ્કાર પ્રથમ તેમનો ઉપકાર વિચારીને કર્યો. પછી તે અપૂર્વ ઉપકાર કંઈ પણ બદલાની ઇચ્છા વિના કર્યો તે વિચારી નમસ્કાર કહ્યા, પછી સત્પુરુષોએ મોક્ષને આપનારી સદ્ગુરુની ભક્તિ આપી તેથી ઉપકાર માન્યો અને છેવટે આત્માનું અદ્ભુત કેવલજ્ઞાન-સ્વરૂપ જેના યોગે પ્રાપ્ત થવાનું છે તેના અતિ ઉલ્લાસભાવે સત્પુરુષને નમસ્કાર કર્યા છે તે ઉત્તમ કળશરૂપ છે.

**જો કદી પ્રગટપણે વર્તમાનમાં કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ નથી, પણ જેના વચનના વિચારયોગે શક્તિપણે કેવળજ્ઞાન છે એમ સ્પષ્ટ જાણ્યું છે, શ્રદ્ધાપણે કેવળજ્ઞાન થયું છે, વિચાર દશાએ કેવળજ્ઞાન થયું છે, ઇચ્છાદશાએ કેવળજ્ઞાન થયું છે, મુખ્ય નયના હેતુથી કેવળજ્ઞાન વર્તે છે, તે કેવળજ્ઞાન સર્વ અવ્યાબાધ સુખનું પ્રગટ કરનાર, જેના યોગે સહજ માત્રમાં જીવ પામવા યોગ્ય થયો, તે સત્પુરુષના ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ નમસ્કાર હો! નમસ્કાર હો!**

જો કે અત્યારે આત્મામાં કેવળજ્ઞાન વ્યક્તિરૂપે પ્રગટ થયું નથી તોપણ શ્રુતકેવલી જેમ શ્રુતદ્વારા કેવળીને જણાય તે સર્વ જાણી શકે છે, તેવી રીતે સત્પુરુષના વચનરૂપ શ્રુતના વિચારથી 'મારા આત્મામાં કેવળજ્ઞાન શક્તિપણે છે,' એમ સ્પષ્ટપણે જણાય છે. સમકિત થતાં શ્રદ્ધા શુદ્ધ સ્વરૂપની જ છે ત્યાં કેવળજ્ઞાન અંશે પ્રગટ થયું છે. 'સર્વ ગુણાંશ તે સમ્યક્ત્વ.' આત્માનો સમકિત ગુણ પ્રગટ થયો તે ગુણ આત્માના અનંત ગુણોને એકસરખો પ્રકાશનારો છે તેથી તે દ્વારા અંશે બધા ગુણ પ્રગટ થયા તેથી શ્રદ્ધાપણે કેવલજ્ઞાન પણ થયું છે. શુદ્ધ સ્વરૂપનો અનુભવ થયો પછી તેના જ વિચાર આવ્યા કરે. કોઈ વસ્તુની તીવ્ર ઇચ્છા હોય તે મળે તો જીવને તેના જ વિચાર આવ્યા કરે. તેને લક્ષીને બધું પ્રવર્તન કરે, તેમ અહીં કેવળજ્ઞાનની પ્રાપ્તિ શ્રદ્ધાપણે થઈ તેથી હવે તે જ સ્વરૂપનો વિચાર કરે. ઇચ્છા પણ તેની જ સતત રહ્યા કરે. સમ્યક્ત્વીને સંસારની કંઈ ઇચ્છા ન હોય; એક

શુદ્ધાત્માનો વિચાર અને તેની જ ઇચ્છા હોય. શુદ્ધ નિશ્ચયનયથી તો સર્વ આત્મામાં કેવળજ્ઞાન છે. આમ જુદી જુદી રીતે કેવળજ્ઞાનની ભાવના થતાં પરિણામે બધા દુઃખનો અંત થઈ આત્માને અનંત અવિનાશી શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે, તે જે સત્પુરુષના વચનથી જીવ ક્ષણ વારમાં પામવા યોગ્ય થયો—જે સત્પુરુષના વચનબળથી સમકિત થઈ કેવળજ્ઞાનને પામવા યોગ્ય જીવ થયો એવા પરમ પૂજ્ય સતપુરુષના અનુપમ ઉપકારને સર્વોત્કૃષ્ટ ભક્તિએ વારંવાર નમસ્કાર હો! નમસ્કાર હો!

---

## ૫

## અપૂર્વ અવસર

### ( પરમપદ પ્રાપ્તિની ભાવના )

---

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તિક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો. અપૂર્વ૦ ૧

અપૂર્વ—સમકિત થતાં પહેલાં, પ્રથમ કોઈ કાળે નહિ થયેલો એવો ભાવ આવે તે. બાહ્ય અને અભ્યંતર ગ્રંથી—બાહ્ય સગાં સંબંધી ધનધાન્ય આદિ; અભ્યંતર એટલે અંતરની મિથ્યા માન્યતા, વાસના, કષાય વગેરે. તે બધાને તપાસી મિથ્યાત્વજનિત મૂળ સહિત સૂક્ષ્મ વાસના ક્યારે છેદાશે? મહાપુરુષોનો માર્ગ સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ—મોક્ષપંથ; વસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ માને, જાણે અને પોતાના સ્વભાવમાં સ્થિર થાય, એ માર્ગે ક્યારે ચલાશે?

સર્વ ભાવથી ઔદાસીન્યવૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ૦ ૨

જગતના સર્વ પદાર્થો તરફ હેયબુદ્ધિ થાય. સારા ને ખોટા બંને સરખી રીતે આત્માને બંધનકર્તા છે માટે ન ઇચ્છે. મળે ત્યારે હર્ષશોક ન કરે. જે જે દેહને અનુકૂળ પ્રતિકૂળ લાગે છે તેમાં રાગદ્વેષ થાય છે. દેહ તો નોકર છે તેની પાસે મોક્ષનું કામ કરાવી લેવું. સંયમ સિવાય બીજા કોઈ કારણ માટે કંઈ ન કલ્પે—ન ઇચ્છે. દેહમાં મારાપણું જરા પણ ન રહે. આત્મામાં મારાપણું સમજાય ત્યારે સમકિત થાય, દર્શન મોહ જાય.

દર્શનમોહ વ્યતીત થઈ ઊપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ૦ ૩

સત્પુરુષની ભક્તિદ્વારા પરિણામે આત્મબોધ થાય, દેહથી ભિન્ન આત્માનો જે રીતે સત્પુરુષે બોધ કર્યો છે, તે પ્રમાણે આત્મદર્શન થાય. આત્માનું સ્વરૂપ યથાર્થ ઓળખતાં દર્શનમોહ જઈ સમકિત પ્રગટે ત્યારે ચારિત્રમોહનું બળ આપોઆપ ઘટે છે. દેહ માટે જે ખાવું, પીવું, હરવું, ફરવું થતું હતું તેમાં રસ ન રહે, ચારિત્રમોહની કેડ ભાંગી ગયા જેવું થાય. શુદ્ધ આત્માનું જ ધ્યાન રહ્યા કરે.

આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ૦ ૪

મન વચન કાયાની પ્રવૃત્તિ ઘટતાં ઘટતાં આત્મસ્થિરતા થાય તેમ

મુખ્યપણે દેહપર્યંત વર્તે. ભક્તિ—ધર્મધ્યાનમાંથી ઉપસર્ગ થતાં પણ ચળે નહિ, અત્યંત વિક્ષેપ કરનારા નિમિત્તો કે ભયંકર પરિષહ પડતાં પણ તે આત્મસ્થિરતા ટકી રહે, પર પ્રત્યે હર્ષશોક વગર સ્વકાર્યમાં લાગી રહે. સંકલ્પવિકલ્પ રહિત નિર્વિકલ્પ દશા રહે.

સંયમના હેતુથી યોગપ્રવર્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦ ૫

ચોથી કડીમાં ગુપ્તિનું સ્વરૂપ સમજાવ્યું છે. હવે આમાં સમિતિનું સ્વરૂપ બતાવે છે. જે કંઈ મન વચન કાયાની પ્રવૃત્તિ કરે તે ઉપયોગ સહિત એટલે આત્માનો લક્ષ ચૂક્યા વિના આજ્ઞા અનુસાર હોય. "સ્વચ્છંદ ટળે તો જ મોક્ષ થાય. સદ્ગુરુની આજ્ઞા વિના આત્માર્થી જીવનાં શ્વાસોચ્છ્વાસ સિવાય બીજું ન ચાલે એવી જિનની આજ્ઞા છે." (ઉપદેશ છાયા). સત્પુરુષની આજ્ઞા આત્માનો લક્ષ ન ચૂકવો તે છે. માટે અન્ય પ્રવૃત્તિ ન છૂટકે કરે ત્યાં પણ ઉપયોગ આત્મા પ્રત્યે હોય, પુરુષાર્થ આત્માના સ્વરૂપમાં સ્થિર થવાનો હોય સમિતિમાં વર્તવું પડે તેટલું રહીને ગુપ્તિમાં એટલે ફરી આત્મસ્વરૂપમાં લીન થાય.

પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ૦ ૬

પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં સારાખોટાપણું ન થાય. પાંચ પ્રમાદ –(૫) ઇન્દ્રિય, (૪) વિકથા, (૪) કષાય, સ્નેહ ને નિદ્રા—તેમાં જીવ ખળી ન રહે. એટલે તે બધાં આત્મામાં સ્થિર રહેવાના પુરુષાર્થને વિઘ્ન કરનારાં જાણી તેને તજે. તેમાં મન આનંદ ન પામે. ઇષ્ટ માની તેમાં ચોરી ન થાય, પછી દામાં બંધન ન કરે તે કહે છે. ચેતન કે જડ

પદાર્થોમાં રાગદ્વેષથી બંધન ન કરે. અમુક ક્ષેત્ર સારું ખોટું એમ ન કરે. ઉનાળો શિયાળો ચોમાસું સારું ખરાબ; જુવાની સારી વૃદ્ધાવસ્થા ખરાબ એમ કાળમાં પ્રતિબંધ ન કરે. ભાવ–મોક્ષ સિવાયના આદર્શો–ભાવો સેવ્યા હોય તેનો વિચાર આવતાં તેમાં ઇષ્ટપણું માની બંધાઈ ન જાય. ભવિષ્યની કે ભૂતકાળની કંઈ ઇચ્છા ન કરે, માત્ર વર્તમાનમાં જે ઉદય હોય તેને સમતાથી વેદે. ભવિષ્ય માટે આમ થાઓ કે આમ એમ કંઈ પણ લોભવૃત્તિ ન હોય; છતાં મોક્ષ માટે પુરુષાર્થ તો હોય જ. તે પુરુષાર્થ તે સંવર ને નિર્જરા. તેને સમતા ભાવથી આરાધે.

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦ ૭

ક્રોધની વૃત્તિ ક્ષય કરે. જો ક્રોધ થાય તો તે પ્રત્યે અત્યંત ક્રોધ આવે. જેમકે એક બાઈ બહુ ક્રોધી હતી તેને ચોરો લઈ ગયા ત્યાં તેનું લોહી કાઢે ને ઘા પર કિંમતી તેલ રેડે તેથી રૂઝાઈ જાય; ફરી લોહી કાઢે એમ બહુ દુઃખ પડયું. પછી ઘેર આવી ત્યારે કદી ક્રોધ ન કરવો એવી દૃઢતા કરી. તેના ભાવને ઈન્દ્રે પ્રશંસા કરતાં એક દેવ પરીક્ષા કરવા આવ્યો ને કિંમતી તેલની સાત શીશી દાસી પાસે પાડી નંખાવી છતાં તે બાઈએ ક્રોધ ન જ કર્યો. એમ બળ કરી ક્રોધને જીતે.

માન પ્રત્યે દીનપણાનું માન, એટલે માનને જીતવા મને સર્વથી છેડે બેસવાનું મળે, છેલ્લો નંબર આવે ! તેમાં માન સમજે. બધાથી હું હલકો ગણાઉં એવી ભાવના કરે. નમ્ર હોય તેના પ્રત્યે પણ અતિ નમ્રપણું બતાવે. સર્વ પ્રકારના ગર્વને ટાળે, બાહ્ય દૃષ્ટિ મૂકે અને આત્મામાં વિનય ગુણ પ્રગટાવે. નિરભિમાની થવું તેને જ ઉત્તમ સાધ્ય માને.

માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની. સર્વ પ્રસંગમાં ન લેપાતાં સાક્ષીરૂપે રહે. સાક્ષીભાવ છે તે આત્માનું જ્ઞાનસ્વરૂપ છે તેને વધારવા પ્રયત્ન કરે તેમાં જ માયા પ્રીતિ કરે છે.

લોભને તો સર્વથા દૂર કરવા પ્રયત્ન કરે.

બહુ ઉપસર્ગકર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માનજો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦ ૮

વારંવાર ઉપસર્ગ કરનાર પ્રત્યે પણ ક્રોધ ન થાય; ચક્રવર્તી જેવા નમસ્કાર કરે તોપણ માન ન થાય. સર્વથી વધારે રાગ દેહમાં છે, તો દેહત્યાગ જેવા પ્રસંગે પણ કોઈ પ્રકારે માયા ન કરે. ગમે તેટલી સિદ્ધિ કે કોઈ ઇચ્છિત વસ્તુ મળતી હોય તોપણ તે માટે માર્ગથી પડે નહિ. એટલે લોભને જીતે.

નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો.
કેશ રોમ નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ૦ ૯

નગ્નતા, કેશલોચ, સ્નાનત્યાગ તથા દંતશોધનનો ત્યાગ આદિ તથા કેશ રોમ નખ કે શરીરની શોભા ન કરવી ઇત્યાદિ મુનિઓના પ્રસિદ્ધ આચારરૂપ દ્રવ્યસંયમ અને ભાવસંયમમય નિર્ગ્રંથ દશા ક્યારે મળી ? આ ગાથામાં સંયમનું વર્ણન છે તેને ભાવપૂર્વક ઇચ્છે. તેને જ પોતાનું સહજ જીવન માને. દ્રવ્યસંયમ અને ભાવસંયમ સહિત અને મોહરૂપ ગાંઠ રહિત એવા નિર્ગ્રંથ એટલે મુનિની દશા તેની સિદ્ધિ ક્યારે થશે ? ભાવસંયમ તે રાગદ્વેષ છે ત્યાં પોતાના આત્માની હિંસા થાય છે, તેને મહાપાપ કહ્યું છે "આત્મઘાતી મહાપાપી."

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તે જ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ૦ ૧૦

શ્રી પાર્શ્વનાથ ભગવાનને જેમ પૂજા અને ઉપસર્ગ પ્રત્યે સમભાવ ભાવ રહ્યો હતો, તેમ શત્રુ વા મિત્ર સર્વ જીવો પ્રત્યે પ્રસંગમાં સમભાવે–સરખી દૃષ્ટિથી જુએ. પર્યાય દૃષ્ટિ થાય ત્યાં રાગદ્વેષ થાય છે. સમાધિશતકમાં કહ્યું છે કે જ્યારે મોહને લઈને રાગદ્વેષ થાય ત્યારે આત્મા જે સ્વ એટલે પોતામાં જ રહ્યો છે તેને વિચારે તો રાગદ્વેષ ન રહે. સર્વમાં આત્મા જુએ તો સમભાવ રહે. આ ગાથામાં રાગ-દ્વેષ થવાનાં બળવાન નિમિત્તો બતાવ્યાં છે.

માન અને અપમાનના પ્રસંગોમાં પણ સ્વભાવ રહે; જીવન-મરણના પ્રસંગોમાં પણ હર્ષશોક ન થાય, પણ સમભાવ રહે, ભવ અને મોક્ષ બે પ્રત્યે પણ સરખો અવિષમ ભાવ રહે. આ ભવે મોક્ષ થશે કે ઘણા ભવ કરવા પડશે ? તે માટે કંઈ ખેદ નથી. માત્ર મોક્ષનું જે કારણ સમભાવ તેને સેવે. તેને ન છોડે. પછી મોક્ષ થવાનો હોય ત્યારે થાય. મોક્ષ કંઈ બીજે નથી. તે આત્મામાં જ છે ને સમભાવ-સમતા–સમકિત છે ત્યાં જ મોક્ષભાવ છે. માટે તેમાં પુરુષાર્થ કરે. ખેદ ન કરે રાગદ્વેષ ન કરે.

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન, ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો. અપૂર્વ૦ ૧૧

પ્રથમ તો અનુકૂળ સ્થાને આત્મભાવ દૃઢ કરે; પછી તેની કસોટી કરવા પ્રતિકૂળ એવાં સ્મશાન આદિ એકાંત સ્થાનોને પણ સેવે. દેહાધ્યાસ ગયો હોય ને આત્મભાવ થયો હોય તેટલા પ્રમાણમાં નિર્જન સ્થાનનો

ને વાઘ સિંહ ઇત્યાદિનો ભય ન થાય. સર્વ પ્રાણીને આત્મસ્વરૂપ જ જુએ. કર્મના ઉદયે કદાચ દેહ જાય તોપણ આત્માને કંઈ થતું નથી, એમ જાણી સ્વસ્થ જ રહે. હિંસક પશુ વગેરેને દ્રવ્યદૃષ્ટિથી આત્મસ્વરૂપ જોઈ મૈત્રીભાવ જ રાખે. સામાન્ય માણસને સ્મશાન અને વાઘ-સિંહ જેવા પ્રસંગમાં અત્યંત ભય થાય છે. પણ જ્ઞાનીને દેહાધ્યાસ મટ્યો છે તે મનને સ્થિર કરવા તેવે સ્થળે જાય ત્યારે પૂર્વ કર્મ અને અનાદિ અભ્યાસને લઈને ભયનો ઉદય થાય, તેને ધ્યાનમાં રહીને જીતે છે. પુરુષાર્થ કરી આત્મામાં અડોલ રહે છે. બીજા કોઈ વિચારને અવકાશ આપતા જ નથી.

> ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહિ,
> સરસ અન્ને નહીં મનને પ્રસન્નભાવ જો;
> રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
> સર્વે માન્યાં પુદ્ગલ એક સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૨

અનેક દિવસના ઉપવાસ થાય, શરીર સુકાઈ જાય છતાં મનમાં લેશ પણ ચિન્તા ન થાય. તેમ સારું ભોજન આદિ અનુકૂળ સંયોગો મળતાં પણ મન રાજી ન થાય. જેમ કે ગુરુ શિષ્ય હતા તેમાં શિષ્ય તપ શાસ્ત્રાધ્યયન કરતો. તેને — "ગુરુ હોવાથી મને કોઈ માન નથી આપતું, ગુરુને જ બધા પૂજે છે" એવો ક્રોધ થવાથી પર્વત પરથી ગુરુ ઊતરતા હતા ત્યારે ઉપરથી શિલા ગબડાવી. ગુરુ સમજીને ખસી ગયા અને કહ્યું કે — "તારો [illegible] પતન થશે." પછી શિષ્યે વિચાર્યું કે જંગલમાં એકલો રહી જાઉં [illegible] ક્યાં આવવાની છે? [illegible] વિશાલા નગરીને કોઈ દુષ્ટ રાજાએ ઘણા કાળથી ઘેરી હતી પણ [illegible] ન હતો. તેને નિમિત્તિયાએ કહ્યું [illegible] મુનિ [illegible] જંગલમાં રહે છે તે આવીને ઉપદેશે ને નગરી [illegible] [illegible] [illegible]

સાફ કરી સેવા કરી. આથી સાધુ પ્રસન્ન થઈ ગયા કે ઓહો આણે કેવી સેવા કરી! પછી બાઈએ માગ્યું તે આપવા હા કહી ને વિશાલા જઈ સ્તુપ ઉખેડી નંખાવ્યો, તેથી લશ્કર નગરીમાં દાખલ થયું ને જીત મેળવી પણ સાધુનું પતન થયું. તેમ જ્યારે કોઈ સેવા કરે, ભક્તિ કરે, ત્યારે રાગભાવ ન થવા દેવો એ અત્યંત મુશ્કેલ છે.

ધૂળ હોય, વિષ્ટા હોય કે દેવનું રત્ન હોય તે બધા પુદ્દગલના જ પર્યાય છે. ધૂળ છે તે વિષ્ટા થાય, રત્નની પણ કાળે કરીને ધૂળ થાય, માટે જ્ઞાની તો સર્વ પુદ્દગલને સમાન ગણે છે, તેથી તેમાં ઇષ્ટઅનિષ્ટ કરતા નથી.

એમ પરાજય કરીને ચારિત્રમોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્યચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અપૂર્વ૦ ૧૩

લાંબા કાળ સુધી સંયમ આરાધે, પ્રમત્ત અને અપ્રમત્ત એમ ૬ઠ્ઠેથી ૭મે ને ૭મેથી ૬ઠ્ઠે ગુણસ્થાનકે જતાં ઘણો કાળ ગાળીને ચારિત્રમોહનીયનો જય કરે છે. ઋષભદેવ ભગવાને ૧૦૦૦ વર્ષ એ પ્રમાણે સંયમ આરાધ્યો હતો. એ રીતે પ્રયત્ન કરતાં છેવટે એવો સમય આવે કે જ્યારે શ્રેણી માંડવા સમર્થ હોય – અપૂર્વકરણનો ભાવ પ્રગટે. અહીં ઉપશમ શ્રેણી કે જેમાંથી પડાય છે તે નહિ પરંતુ ક્ષપક શ્રેણી માંડવાની છે તેમાં દરેક પ્રકૃતિઓનો ક્ષય કરે એટલે પછી તે કર્મનો ઉદય થાય જ નહિ. શ્રુત એટલે જે જ્ઞાનીની આજ્ઞા અથવા બોધ મળ્યો હોય તેનું અવલંબન લઈને શ્રેણી માંડે તેમાં માત્ર આત્માનું ધ્યાન કરતાં પ્રયત્નપૂર્વક કર્મપ્રકૃતિઓને ખપાવીને શુદ્ધસ્વભાવ પ્રગટાવે.

મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણમોહગુણસ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણસ્વરૂપવીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાન નિધાન જો. અપૂર્વ૦ ૧૪

૮ મા ગુણસ્થાનકથી ૧૦ મા સુધીમાં, મોહનીય કર્મ જે અનાદિથી પાર થયું નથી તેથી સ્વયંભૂરમણ સમુદ્ર જેવું દુસ્તર છે, તેને પાર કરી જાય છે. (સ્વયંભૂરમણ સમુદ્ર છેલ્લો સમુદ્ર હોવાથી તે પછી જમીનનો કિનારો નથી. માત્ર ઘનવાત તનવાત રહ્યા છે.) ચારિત્રમોહનીયનો ક્ષય ૧૦ ગુણસ્થાનકે થાય છે પછી ક્ષીણ મોહ નામના ૧૨ મે ગુણસ્થાનકે આવે છે, કારણ ક્ષપક શ્રેણીમાં ૧૧ મું સ્પર્શે નહિ. ૧૨ માના અંત સમયે સંપૂર્ણ વીતરાગતા સહિત કેવલજ્ઞાન, કેવલદર્શન, અનંતવીર્ય અને અનંતસુખ–જે આત્માના જ સ્વભાવ છે તે સુવર્ણ પરથી રજ ઊડી જતાં ચળકી ઊઠે તેમ આપોઆપ પ્રગટ થાય છે.

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવનાં બીજતણો આત્યંતિક નાશ જો
સર્વ ભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અપૂર્વ૦ ૧૫

ઉપર કહ્યા મુજબ ચાર ઘનઘાતી કર્મનો નાશ થતાં સયોગી કેવલી નામનું ૧૩ મું ગુણસ્થાન પ્રગટ થયું. હવે તેને બીજો ભવ કરવાનો નથી કારણ કે ભવવેલનું મોહરૂપ બીજ હતું તે બળી ગયું. તેની રાખ પણ રહી નહિ. ત્રણે કાળના સર્વ ભાવોને જાણતાં જોતાં છતાં મોહ રહિત હોવાથી લેપાતા નથી. શુદ્ધ સ્વરૂપમાં પરિણમે છે. મોહ નથી, રાગદ્વેષ નથી તેથી ત્રણ લોકને તેના સર્વ વ્યાપારને જોતાં જાણતાં છતાં સ્વાભાવિકપણે શુદ્ધ રહે છે. એવા તે મોહ રહિત વીતરાગ ભગવાન છે. હવે તેમને કંઈ કરવાનું રહ્યું નથી છતાં વીર્ય એટલે આત્માની અનંત શક્તિ પ્રગટ છે.

વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે, મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦ ૧૬

તેમનાં ચાર કર્મો ગયાં પણ ચાર તો હજી બાકી છે એટલે અર્ધાં તો છે એમ કોઈ કહે. પરંતુ તેમ નથી, જે ચાર બાકી રહ્યાં તે તો માત્ર જોવા પૂરતાં છે. જેમકે દોરડી બળી ગઈ, પછી તે પડી હોય તો દેખાય પણ રાખરૂપ હોવાથી બાંધી ન શકે, તેમ આ કર્મો કંઈ હાનિ કરી શકતાં નથી. તેમને અનંતસુખ ને અનંતવીર્ય છે તેની આગળ આ કર્મો સત્ત્વ વિનાનાં છે. કોઈ રીતે પીડા ન કરે, આયુષ્ય કર્મ છે ત્યાં સુધી દેહમાં રહેવાનું છે. તે પૂર્ણ થયે, દેહ રહિત સિદ્ધ દશા થાય છે. દેહ છતાં પણ તેમની દશા તો સંપૂર્ણપણે દેહાતીત છે; દેહ છૂટ્યા પછી ફરી દેહ તેમને કદી ધરવાનો નથી.

મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગી ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અપૂર્વ૦ ૧૭

મન વચન કાયાના યોગથી એક સમય માટે માત્ર સાતાવેદનીય કર્મનું ગ્રહણ થતું હતું તે પણ આયુષ્ય પૂર્ણ થતાં છેલ્લી ઘડીએ અયોગી ગુણસ્થાનકમાં છૂટી જાય છે અને અબંધ દશા સહિત મહાભાગ્ય, અનંતસુખદાયી દશા પ્રગટે છે; ત્યાં પુદ્ગલનો છેલ્લો સંબંધ છૂટે છે.

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુલઘુ અમૂર્ત સહજપદરૂપ જો. અપૂર્વ૦ ૧૮

એક પરમાણુ પણ તેમને સ્પર્શ કરતું નથી. યથાર્થ અસંગતા વર્તે છે. સર્વ કર્મરૂપી કલંક—મેલથી સર્વથા શુદ્ધ થયા છે, ને યોગનું કિંચિત્ ચંચળપણું પણ સર્વથા બંધ પડવાથી અડોલ, નિશ્ચળ, અત્યંત સ્થિર આત્મસ્વરૂપ હોય છે. અત્યંત શુદ્ધ, સર્વ કર્મથી મુક્ત દેહ હોવા છતાં તેનાથી તદ્દન ન્યારા—માત્ર ચૈતન્યની મૂર્તિ જેવા છે.

તો જીવે પોતે જ પ્રયત્ન કરી ઊંડા ઊતરવું જોઈએ. શ્રી તીર્થંકર જેવા પણ આત્મા હાથમાં આપે તેમ આપી શકતા નહિ. ઉપદેશ કરે પણ તે રસ્તે ચાલી પ્રાપ્ત કરવું તે જીવને આધારે છે. તેમ થવું સદ્‌ગુરુ વિના બનતું નથી. સદ્‌ગુરુ મળે ને તેમની આજ્ઞા આરાધે તે જ ખરેખર મેળવી શકે છે.

૩. નયન-નયો. જ્યાં નયનો પ્રવેશ નથી, વાણીથી પર છે, તેવું સ્વરૂપ સદ્‌ગુરુના બોધ વિના પ્રાપ્ત થતું નથી.

બૂઝી ચહત જો પ્યાસકો, હૈ બૂઝનકી રીત;
પાવે નહિ ગુરુગમ બિના, એહી અનાદિ સ્થિત. ૨

તે પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ હોય કે મારે કોઈ પણ રીતે મારું સ્વરૂપ જાણવું છે. સંસારથી છૂટવું છે; એમ ખરી તૃષા લાગી હોય તો તે તૃષા છીપાવવાનો રસ્તો છે. અનાદિ કાળથી તે માટે એક જ ઉપાય છે કે સદ્‌ગુરુને આધીન તેની આજ્ઞા સમજીને આરાધવી. પોતાની મેળે હું સમજ્યો એમ માનીને વર્તે તો કંઈ ન વળે.

એહિ નહિ હૈ કલ્પના, એહિ નહીં વિભંગ;
કયિ નર પંચમકાળમેં, દેખી વસ્તુ અભંગ. ૩

આ રસ્તો બતાવ્યો તે કલ્પિત નથી પણ ખરો છે. વિભંગ-મિથ્યા-ભૂલ ભરેલો નથી. સાચેસાચો છે. અને કયી એટલે અનેક પુરુષો આ પંચમ કાળમાં પણ તે શાશ્વત વસ્તુ-આત્મજ્ઞાનને પામ્યા છે.

નહિ દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ;
સબસેં ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ. ૪

થોડું જાણીને તું બીજાને ઉપદેશવા ન જા. જેમકે કુકડીને નાનું ઢેકું આપે તો તેનું મોં ભરાઈ જાય તેથી તેને બહાર કાઢી નાખે, તેમ તું પોતે બોધ ગ્રહણ કરવાને બદલે કાઢીને બીજાને આપવા ન જા. જેટલો બને તેટલો બોધ તારામાં સમાવી પોતા માટે વિચાર.

નથી તો અલ્પજ્ઞની વાણીથી તો તેનું વર્ણન શું થઈ શકે? તે તો માત્ર અનુભવે જ સમજાય એવું છે.

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગર ને હાલ મનોરથરૂપ જો;
તો પણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો,
પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો. અપૂર્વ૦ ૨૧

તે પરમ સિદ્ધપદનું મેં આ પદમાં ભાવનારૂપ ધ્યાન કર્યું છે. "અપૂર્વ અવસર" ધર્મધ્યાન રૂપે છે. હાલ તુરત તે પદમાં પહોંચાય એટલી શક્તિ નથી છતાં એ જ ધ્યાન છે; એ જ ભાવના છે. અને શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે મારા મનમાં દૃઢ નિશ્ચય વર્તે છે કે ભગવાનની આજ્ઞાએ વર્તતાં તે સિદ્ધ સ્વરૂપ અવશ્ય પ્રાપ્ત કરીશું.

---

૬

## બિના નયન પાવે નહીં.

બિના નયન પાવે નહીં, બિના નયનકી બાત;
સેવે સદ્ગુરુકે ચરન, સો પાવે સાક્ષાત્. ૧

આ કડીના જુદા જુદા અર્થ કરી શકાય છે.

૧. બિના નયન—અંતર્ચક્ષુ વિના આત્મા, જે બાહ્ય ચક્ષુથી દેખાતો નથી તેની વાત સમજાય નહિ.

૨. બીજો અર્થ, ની—નય, ઉપરથી નયન એટલે લઈ જવું, દોરવું. આત્મા પામવા માટે સદ્ગુરુ જોઈએ. તેઓ આત્મા તરફ લઈ જાય છે પરંતુ છેક સુધી પહોંચવા તો પોતે જ બળ કરવું પડે. ત્યાં બીજાથી લઈ જવાતું નથી. અમુક હદ સુધી પહોંચાડે પણ આગળ

તો જીવે પોતે જ પ્રયત્ન કરી ઊંડા ઊતરવું જોઈએ. શ્રી તીર્થંકર જેવા પણ આત્મા હાથમાં આપે તેમ આપી શકતા નહિ. ઉપદેશ કરે પણ તે રસ્તે ચાલી પ્રાપ્ત કરવું તે જીવને આધારે છે. તેમ થવું સદ્ગુરુ વિના બનતું નથી. સદ્ગુરુ મળે ને તેમની આજ્ઞા આરાધે તે જ ખરેખર મેળવી શકે છે.

૩. નયન-નયો. જ્યાં નયનો પ્રવેશ નથી, વાણીથી પર છે, તેવું સ્વરૂપ સદ્ગુરુના બોધ વિના પ્રાપ્ત થતું નથી.

બૂઝી ચહત જો પ્યાસકો, હૈ બૂઝનકી રીત;
પાવે નહિ ગુરુગમ બિના, એહી અનાદિ સ્થિત. ૨

તે પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ હોય કે મારે કોઈ પણ રીતે મારું સ્વરૂપ જાણવું છે. સંસારથી છૂટવું છે; એમ ખરી તૃષા લાગી હોય તો તે તૃષા છીપાવવાનો રસ્તો છે. અનાદિ કાળથી તે માટે એક જ ઉપાય છે કે સદ્ગુરુને આધીન તેની આજ્ઞા સમજીને આરાધવી. પોતાની મેળે હું સમજ્યો એમ માનીને વર્તે તો કંઈ ન વળે.

એહિ નહિ હૈ કલ્પના, એહિ નહીં વિભંગ;
કઈ નર પંચમકાળમેં, દેખી વસ્તુ અભંગ. ૩

આ રસ્તો બતાવ્યો તે કલ્પિત નથી પણ ખરો છે. વિભંગ-મિથ્યા-ભૂલ ભરેલો નથી. સાચેસાચો છે. અને કયી એટલે અનેક પુરુષો આ પંચમ કાળમાં પણ તે શાશ્વત વસ્તુ-આત્મજ્ઞાનને પામ્યા છે.

નહિ દે તું ઉપદેશકું, પ્રથમ લેહિ ઉપદેશ;
સબસેં ન્યારા અગમ હૈ, વો જ્ઞાનીકા દેશ. ૪

થોડું જાણીને તું બીજાને ઉપદેશવા ન જા. જેમકે કુકડીને નાનું દેડું આપે તો તેનું મોં ભરાઈ જાય તેથી તેને બહાર કાઢી નાખે, તેમ તું પોતે બોધ ગ્રહણ કરવાને બદલે કાઢીને બીજાને આપવા ન જા. જેટલો બને તેટલો બોધ તારામાં સમાવી પોતા માટે વિચાર.

બીજાને બોધ આપવાનું કામ તો જ્ઞાનીનું છે ને તે માટે ઘણી ઊંચી દશાની જરૂર છે. માટે તું ખોટો જ્ઞાની થઈ ન બેસ.

"સમજ્યા તે શમાઈ ગયા."

ઉપદેશ દેનારે સ્વાધ્યાય અર્થે બોલવું જોઈએ, સાંભળનાર જો ધ્યાન આપે તો હિત થાય. પરંતુ ઉપદેશ કરનારનું લક્ષ તો પોતા માટે ગ્રહણ કરવાનું હોવાથી તેને તો લાભ થવો જ જોઈએ. વાચના, પૃચ્છના, પરાવર્તના, આમ્નાય, ને ધર્મકથા એટલે ઉપદેશ એ બધા સ્વાધ્યાયના ભેદ છે. સ્વ+અધ્યાય પોતાને અર્થે વિચાર કરવો. પોતાના દોષો વિચારી દૂર કરવા. પારકાના દોષો જોવા નહિ. જ્ઞાનીને તો ઉપદેશ કરવા છતાં કર્તાપણું નથી. તેઓ ન્યારા રહીને ઉદયાધીન બોલે છે કે કંઈ કરે છે, તેથી લેપાતા નથી. તેમનો પુરુષાર્થ તો મૌન રહેવા માટે છે. જ્ઞાનીની સર્વ ક્રિયા ઉદયાધીન એટલે છૂટવા માટે છે. અજ્ઞાનીની સર્વ ક્રિયા કર્મબંધ કરનારી છે. જ્ઞાની ઉદયમાં નિર્લેપ રહીને વર્તે છે. તે દશા અગમ્ય, ઘણી ગહન છે. જ્ઞાનીનો દેશ તો આત્મસ્વરૂપમાં જ છે, "હમ પરદેશી પંખી સાધુ, આરે દેશકે નહિ રે!" તેમણે આત્મા અનુભવ્યો છે તેથી આત્માર્થે જ વાણી નીકળે છે. શુષ્કજ્ઞાની તત્ત્વની વાત કરતાં પણ બંધાય છે કારણ કે તે અહંકાર સહિત વર્તે છે. તેને આત્મ નો લક્ષ, નિર્લેપપણું-રાગદ્વેષ રહિતપણું નથી તેથી કર્મબંધ થાય જ. ખરું કર્તવ્ય તો ઉપદેશ લેવા માટે છે. મોક્ષ થતાં સુધી પહેલાં પુરુષાર્થ પોતાને તારવા માટે હોવો જોઈએ.

**જપ, તપ, ઔર વ્રતાદિ સબ, તહાં લગી ભ્રમરૂપ;**
**જહાં લગી નહિ સંતકી, પાઈ કૃપા અનૂપ. ૫**

વળી જે ક્રિયાજડ છે તે જપતપાદિ સ્વચ્છંદે કરી છુટાશે એમ માને. પરંતુ જ્યાં સુધી સંતકૃપા એટલે આજ્ઞાઆરાધનથી યોગ્યતા લાવી સત્પુરુષને સંમત થાય તેવું વર્તન કર્યું નથી ત્યાં સુધી તે ક્રિયા

મિથ્યાત્વ દૃઢ કરનારી થાય છે ખોટાને ખરું મનાવનાર ભ્રમરૂપ છે. "मोक्षमूलं गुरुकृपा" ગુરુની કૃપા એ જ મોક્ષનું મૂળ એટલે સમકિત છે. ગુરુ આજ્ઞાએ જ જપ તપ સફળ છે.

પાયાકી એ બાત હૈ, નિજ છંદન કો છોડ;
પીછે લાગ સત્પુરુષકે, તો સબ બંધન તોડ. ૬

તે ગુરુકૃપા પામવા આ કહ્યું છે કે સ્વચ્છંદે એટલે પોતાની અજ્ઞાન બુદ્ધિને આશરે વર્તે છે, સાચા ખોટાનો નિર્ણય કરે છે, તે મૂક ને સંતને આશરે સત્પુરુષની આજ્ઞા વિચારીને ક્ષણે ક્ષણે તેમના અવલંબને આચરણ કર. એ જ કર્મક્ષયનો ઉપાય છે. તેથી અવશ્ય મોક્ષ થશે. સંસારથી છૂટવા સ્વચ્છંદ મૂકી જ્ઞાનીને છંદે (મતે) ચાલવું જોઈએ.

---

## ૭

## મૂળ મારગ

---

મૂળ મારગ સાંભળો જિનનો રે,
કરી વૃત્તિ અખંડ સન્મુખ; મૂળ૦
નો'ય પૂજાદિની જો કામના રે,
નો'ય વ્હાલું અંતર ભવદુઃખ. મૂળ૦ ૧

મૂળ મારગ — મોક્ષે લઈ જાય તે માર્ગ. મોક્ષનો માર્ગ જે એક જ છે તે અહીં કહ્યો છે. તે મૂળ એટલે પ્રથમ જિન ભગવાને ઉપદેશ્યો તે જ પ્રમાણે અહીં કહેવામાં આવ્યો છે. મનની વૃત્તિને બાહ્યમાંથી રોકીને આ સમજવા માટે એકાગ્ર કરો. જ્ઞાનીની વૃત્તિ અંતર્મુખ હોય છે. તેઓ બોધ કરે ત્યારે તેમના પ્રત્યે, તેમના વચન પ્રત્યે સન્મુખ

થાય તો ગ્રહણ થાય. સત્પુરુષ પ્રત્યે સન્મુખતા આવશે તો જ તેમનો આશય સમજાશે. તે સન્મુખતા – એકાગ્રતા અખંડ એકધારી જોઈએ. વૃત્તિ તેમાં સ્થિર થાય, અન્ય પ્રત્યેથી સર્વથા રોકાય એમ વૃત્તિને ફેરવે લૌકિક વાતોમાંથી રોકીને આત્માની વાત જાણવા એકાગ્ર થાય. સર્વ શાસ્ત્રોનો સાર અહીં ટૂંકામાં કહેવાનો છે તે સ્થિર ચિત્તે એક જ ધ્યાને વિચારે તો પરિણમે તેવું છે.

જો — જુઓ. આ માન પૂજા મેળવવા અર્થે કહેવાતું નથી કે જુદો પંથ ચલાવવાનો કે એવો કોઈ સ્વાર્થ નથી. વળી ઉત્સૂત્ર પ્રરૂપણા કરીને ભવ વધારવા એ દુઃખની અંતરમાં ઇચ્છા નથી.

કરી જોજો વચનની તુલના રે,
જોજો શોધીને જિનસિદ્ધાંત; મૂળ૦
માત્ર કહેવું પરમારથ હેતુથી રે,
કોઈ પામે મુમુક્ષુ વાત. મૂળ૦ ૨

આ વચનોને તમે ન્યાયને કાંટે તોળી જોજો, તેમ જ જૈન સિદ્ધાંતો સાથે સરખાવી જોજો, તો કેવળ સત્ય જણાશે. આમાં શાસ્ત્રને અનુસરીને સત્ય વાત કહી છે. તેમાં બધાં શાસ્ત્રોનો સાર — આત્મ મુક્ત, શી રીતે થાય? એ સ્પષ્ટ ટૂંકામાં કહ્યું હોવાથી શ્રદ્ધાની દૃઢતા થવામાં હિતકારી છે, તેમ જ કોઈ સંસારથી વૈરાગ્ય પામી મુક્ત થવાની ભાવનાવાળો હશે તેને શાસ્ત્રો શોધતાં મળવું મુશ્કેલ તે સહેજે સ્પષ્ટ સમજાશે. પરંતુ જે છૂટવાનો કામી નથી તેને તેમાં મહત્ત્વ ન પણ લાગે.

જ્ઞાન, દર્શન, ચારિત્રની શુદ્ધતા રે,
એકપણે અને અવિરુદ્ધ; મૂળ૦
જિનમારગ તે પરમાર્થથી રે,
એમ કહ્યું સિદ્ધાંતે બુધ. મૂળ૦ ૩

આત્માના ગુણ જ્ઞાન, દર્શન ને ચારિત્ર છે તે વિપરીતપણે

સંસારમાં પ્રવર્તે છે, તેને આત્મામાં એકતાપૂર્વક આત્માના હિતપણે વર્તાવવા—વિરોધપણે નહિ. અન્ય વસ્તુઓનું જ્ઞાન પાંચ ઇન્દ્રિય અને મનથી થાય છે તે પ્રકારે નહિ, પરંતુ આત્માદ્વારા, આત્મસ્વરૂપનું જ જ્ઞાન, તેની જ શ્રદ્ધા અને તેમાં જ સ્થિતિ, એ રૂપ સમ્યક્ જ્ઞાન દર્શન ચારિત્ર થયા પછી તેમાં પ્રતિદિન ઉજ્જ્વળતા થતી જાય, જ્ઞાનદર્શન-ચારિત્રરૂપ આત્મા કર્મને દૂર કરી શુદ્ધતા પામતો જાય, તે શ્રી જિન ભગવાને કહેલો મોક્ષમાર્ગ આત્મામાં જ રહ્યો છે. એમ જેમણે તે આત્મા યથાર્થ જાણ્યો છે અને જાગૃત થયા છે એવા જ્ઞાનીએ શાસ્ત્રમાં કહ્યું છે.

લિંગ અને ભેદો જે વ્રતના રે,
દ્રવ્ય દેશ કાળાદિ ભેદ; મૂળ૦
પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે,
તે તો ત્રણે કાળે અભેદ. મૂળ૦ ૪

મુનિના આચારરૂપ વ્રત અને વેષ સંબંધી દ્રવ્ય, ક્ષેત્ર, કાળ વગેરે લક્ષમાં લઈને જ્ઞાનીઓએ ભેદો જણાવ્યા છે પણ તે સર્વમાં અંતર્ત્યાગ પર લક્ષ રાખી મુક્ત થવાનો મુખ્ય બોધ છે. દેશ કાળને અનુસરીને વેષ, વ્રત બાહ્ય આચરણ વગેરેમાં ભેદ પડે પરંતુ જે રીતે આત્માના જ્ઞાનાદિ ગુણોની નિર્મળતા થવાથી મોક્ષ થાય છે એ વાતમાં તો મતભેદ થઈ શકે નહિ. જે મોક્ષે ગયા છે તે સર્વ મોહનીય કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પામીને જ ગયા છે. જ્ઞાનદર્શનચારિત્રની શુદ્ધતા એ જ મોક્ષમાર્ગ છે, એમાં કંઈ ભેદ નથી. ત્રણે કાળમાં તે માર્ગ એક સરખો છે. "એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ" (આત્મસિદ્ધિ) જેઓ વસ્ત્ર વગેરેનો આગ્રહ કરે છે તેમને દેહમાં મમત્વ હોય છે તેથી સમકિતથી—મૂળમાર્ગથી ઘણું કરીને વિમુખ રહે છે.

હવે જ્ઞાન દર્શનાદિ શબ્દનો રે;
સંક્ષેપે સુણો પરમાર્થ; મૂળ૦

તેને જોતાં વિચારી વિશેષથી રે,
સમજાશે ઉત્તમ આત્માર્થ. મૂળ૦ ૫

હવે જ્ઞાન, દર્શન ને ચારિત્ર એ ત્રણનો ઉત્કૃષ્ટ ભાવાર્થ ટૂંકામાં કહેવાય છે તે સાંભળો. તે સંક્ષેપ અર્થને ઊંડા ઊતરી વિસ્તારપૂર્વક વિચારવાથી આત્માનું હિત શું તે સમજાશે. "કર વિચાર તો પામ." એમ આત્મસિદ્ધિમાં પણ કહ્યું છે.

છે દેહાદિથી ભિન્ન આત્મા રે,
ઉપયોગી સદા અવિનાશ; મૂળ૦
એમ જાણે સદ્‌ગુરુ ઉપદેશથી રે,
કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ. મૂળ૦ ૬

દેહાદિથી ન્યારો અરૂપી, જ્ઞાનસ્વરૂપ આત્મા છે. તેને ઓળખવાનું લક્ષણ ઉપયોગ છે. ચેતન સ્વરૂપ હોઈ જાણવાના કાર્યમાં નિરંતર પ્રવર્તી રહેલો તે અનુભવમાં આવે છે. વળી તે સદા વિદ્યમાન રહે છે. એમ જે આત્માનું લક્ષણ અને નિત્યતા સહિત અસ્તિત્વ જણાવ્યું તે પોતાની મેળે સ્વચ્છંદે સમજાતું નથી. પરંતુ સદ્‌ગુરુ કે જેમણે તેનો, યથાર્થ અનુભવ કર્યો છે તેઓ સાચું જ કહે છે એવી પુરુષ પ્રતીતિ-પૂર્વક પોતાના આત્માની ઓળખાણ કરે તો જ તે જ્ઞાન ખાસ–મોક્ષમાર્ગમાં ઉપયોગી થાય તેવું યથાર્થ જ્ઞાન છે. અગ્નિ સળગે તો જેમ સર્વ કંઈ ભસ્મ કરી શકે તેમ આ ભેદજ્ઞાન આત્માને આવરણ કરનાર અને દુઃખી કરનાર કર્મોના સમૂહને બાળીને ભસ્મ કરી શકે. પરંતુ જ્ઞાનીની સાક્ષીએ, જ્ઞાનીની શ્રદ્ધાએ માન્યતા થવી જોઈએ તો તે તેજાબરૂપ બને એટલે કે સમ્યક્‌જ્ઞાન થાય. સમ્યક્‌ત્વ સહિત જ્ઞાન એટલે સાચી શ્રદ્ધા–સાચા પુરુષની શ્રદ્ધા–સહિત યથાર્થ જ્ઞાન, સત્પુરુષે સાચું આત્માનું સ્વરૂપ જોયું છે, તેઓ કહે છે કે આત્મા દેહથી ભિન્ન છે, તે પ્રમાણે આત્માનું જ્ઞાન થાય તે જ સાચું છે, ખાસ છે. અન્ય પુદ્‌ગલ છે તે પોતાનું સ્વરૂપ નથી. જ્ઞાની દ્રવ્યદૃષ્ટિનો લક્ષ કરાવે છે, જ્યારે જ્ઞાનીના કહેવા પર ખરી શ્રદ્ધા આવે કે તેઓએ કહ્યું છે તે ખરું

છે, મારું જાણેલું સર્વ અજ્ઞાન; તેમણે પર્યાયદષ્ટિ મૂકીને દ્રવ્યદષ્ટિથી જોવા અને રાગદ્વેષ ન કરવા કહ્યું તે જ માનું. જ્ઞાનીની દષ્ટિએ દેહથી ભિન્ન આત્માને જાણે તો રાગદ્વેષ જાય, તે જ ખરું જ્ઞાન છે. રાગદ્વેષપૂર્વક ગમે તે જાણે તે અજ્ઞાન છે.

જે જ્ઞાને કરીને જાણિયું રે,
તેની વર્તે છે શુદ્ધ પ્રતીત; મૂળ૦
કહ્યું ભગવંતે દર્શન તેહને રે,
જેનું બીજું નામ સમકિત. મૂળ૦ ૭

જે જ્ઞાનથી જાણ્યું તેની દઢતા કરે. દેહાદિ જડ કહ્યા તેને જડ માનવા. દેહ છે તે સંયોગી, જડ, રૂપી અને દશ્ય છે. તેથી ભિન્ન આત્મા અસંયોગી, ચેતન, અરૂપી સ્વાભાવિક દ્રષ્ટા દ્રવ્ય છે. બાહ્ય પદાર્થો દશ્ય, અને જ્ઞેય છે; આત્મા દ્રષ્ટા અને જ્ઞાતા છે. દેહ સંયોગી હોવાથી વિનાશી છે, આત્મા અવિનાશી છે, આવી શુદ્ધ પ્રતીતિ–શ્રદ્ધા વર્તે તેને ભગવાને સમ્યક્દર્શન કહ્યું છે, આ વાત વખતોવખત યાદ રાખવી ને વિચારવું કે હું નાશવંતની કાળજી રાખું છું કે નિત્ય એવા આત્માની? સમકિતથી–શ્રદ્ધાથી પડવાનાં નિમિત્ત હોય છતાં કોઈ કાળે તે શ્રદ્ધાથી ચળે નહિ; રોમ રોમ એ જ વાત પસરી જાય. મરણ વખતે પણ પોતાને દેહથી ભિન્ન, અજર, અમર, અવિનાશી આત્મા માને તેથી પરભવમાં પણ તે શ્રદ્ધા સાથે જાય. એ રીતે જ્ઞાનીનાં વચન પર દઢ શ્રદ્ધા તે જ સમકિત અથવા સમ્યક્દર્શન કહ્યું છે.

જેમ આવી પ્રતીતિ જીવની રે,
જાણ્યો સર્વેથી ભિન્ન અસંગ; મૂળ૦
તેવો સ્થિર સ્વભાવ તે ઊપજે રે,
નામ ચારિત્ર તે અણલિંગ. મૂળ૦ ૮

આત્મા જ્ઞાનસ્વરૂપ ચેતન છે અને તે આત્મા સંયોગી પદાર્થથી એટલે અન્ય દ્રવ્ય મળવાથી બનતો નથી, પરંતુ સર્વથી ભિન્ન અસંગ

છે. એમ દઢ શ્રદ્ધા–પ્રતીતિપૂર્વક આત્મામાં સ્થિર થવું આત્માનું સ્વરૂપ જેવું છે તેવું ઓળખવું, તેને સર્વથી ભિન્ન જાણી તે જ એક હિતકારી છે એમ શ્રદ્ધા, રુચિ થઈ પછી તે રૂપ પરિણમવા વીર્ય સ્ફુરે છે. એ રીતે આત્માના સુખમાં સ્થિર થવું આત્મારૂપ થઈને વર્તવું તેને ચારિત્ર કહે છે. આત્માનો સ્થિરતા ગુણ તે ચારિત્ર છે. વેષ એ ચારિત્ર નથી. સમકિત થતાં અનંતાનુબંધી કષાય જાય છે તેથી સ્વરૂપાચરણ ચારિત્ર પ્રગટે છે. વ્રતની અપેક્ષા ન હોય ત્યાં તે અણુલિંગ ચારિત્ર કહેવાય. આત્મામાં સ્થિતિ થવી તે રૂપ નિશ્ચય ચારિત્ર હોય છે.

તે ત્રણે અભેદ પરિણામથી રે;
જ્યારે વર્તે તે આત્મારૂપ; મૂળ૦
તેહ મારગ જિનનો પામિયો રે,
કિંવા પામ્યો તે નિજસ્વરૂપ. મૂળ૦ ૯

આ ત્રણે આત્માથી ભિન્ન નથી. જ્ઞાન આત્મા છે. દર્શન આત્મા છે. ચારિત્ર પણ આત્મા છે. વ્યવહારનયથી જાણનાર, શ્રદ્ધનાર, વર્તનાર એમ ભેદ પડે છે. નિશ્ચયનયથી ત્રણે એક આત્મામાં જ છે. એમ ત્રણે ગુણ અભેદરૂપે વર્તે ત્યારે તે આત્મારૂપ છે અને તે જ જિનના માર્ગ પામ્યો અથવા પોતાના સ્વરૂપને પામ્યો ગણાય.

એવાં મૂળ જ્ઞાનાદિ પામવા રે,
અને જવા અનાદિ બંધ; મૂળ૦
ઉપદેશ સદ્ગુરુનો પામવો રે,
ટાળી સ્વચ્છંદ ને પ્રતિબંધ. મૂળ૦ ૧૦

આ મૂળ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ મોક્ષમાર્ગ પામવા પ્રથમ સ્વચ્છંદ ને પ્રતિબંધ મૂકીને સદ્ગુરુનો ઉપદેશ ધારણ કરવો જોઈએ. યોગ્યતા હોય તો ઉપદેશ પરિણમે. "સ્વચ્છંદ ટાળી અપ્રતિબદ્ધ થા." કલ્યાણના કારણમાં વિઘ્ન કરે તે પ્રતિબંધ છે. તે ચાર પ્રકારે–દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવપણે–જીવને બંધનરૂપ થાય. જેમકે કોઈ પદાર્થ પર મોહ હોય તો તે ઘડી ઘડી સાંભરે. કોઈ ક્ષેત્ર પર રાગ થાય જેમકે મારું ઘર, ઘેર

જ ઊંઘ આવે, દેવગતિ વિષે સાંભળ્યું હોય તો ધર્મ કરતાં તે યાદ આવે કે દેવલોકે જઈશ તે ક્ષેત્ર પ્રતિબંધ. કાળમાં પ્રતિબંધ—જેમકે ચોમાસું શિયાળો, યુવાની ગમે, અમુક ન ગમે. ભાવમાં પ્રતિબંધ—જે પ્રકારે ભાવો ફરી ફરી કર્યા હોય તેવો પછી સ્વભાવ બની જાય. સ્વચ્છંદ છે તેથી પ્રતિબંધ થાય છે. સ્વછંદ મૂકે, આજ્ઞાએ વર્તે તો પ્રતિબંધથી મૂકાય. સંસારમાં જ્યાં જ્યાં પ્રેમ વેરી નાખ્યો છે ત્યાં ત્યાં પ્રતિબંધ છે.

આ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ મોક્ષમાર્ગ વર્ણવ્યો. તેને સ્વચ્છંદ ને પ્રતિબંધ મૂકીને સદ્‌ગુરુના ઉપદેશરૂપે ધારણ કરે. તેથી અનાદિ કાળનાં બંધન તૂટે ને આત્મા મુક્ત થાય અથવા મોક્ષનું કારણ જે સમકિત—આત્મદર્શન છે તેને પ્રાપ્ત કરે.

એમ દેવ જિનંદે ભાખિયું રે,
મોક્ષમાર્ગનું શુદ્ધ સ્વરૂપ; મૂળ૦
ભવ્ય જનોના હિતને કારણે રે,
સંક્ષેપે કહ્યું સ્વરૂપ. મૂળ૦ ૧૧

મોક્ષમાર્ગ પામવા મનુષ્યભવ, સદ્‌ગુરુનો યોગ, બોધની પ્રાપ્તિ, કર્મની સ્થિતિ ઘટવી, પુણ્યનો ઉદય વગેરે પરંપરાનાં કારણો ઘણાં છે; પરંતુ મોક્ષમાર્ગનું શુદ્ધસ્વરૂપ જે સમ્યક્‌જ્ઞાનદર્શનચારિત્રરૂપ ભગવાને કહ્યું છે તે અહીં વર્ણવ્યું છે, તે દ્વારા ભવ્ય એટલે નિકટ મોક્ષગામી જીવો સમકિત પામી અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે. સ્વરૂપ એટલે આત્માની જ વાત અહીં સંક્ષેપમાં વર્ણવી છે, જેથી ભવ્ય જીવોનું કલ્યાણ થાય.

---

## ૮

## જિનવર કહે છે જ્ઞાન તેને....

જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો.
જો હોય પૂર્વ ભણેલ નવ પણ, જીવને જાણ્યો નહીં,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહીં;
એ પૂર્વ સર્વ કહ્યાં વિશેષે, જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૧

જિનેશ્વર સમ્યક્જ્ઞાન કોને કહે છે તે હે ! સર્વ ભવ્ય જનો, તમે સાંભળો, નવ પૂર્વ ભણ્યો હોય પણ પોતાના આત્માનું દર્શન ન થયું, આત્માને ઓળખ્યો, જાણ્યો નહિ, તો સમ્યક્દર્શન વગર જ્ઞાન તે કુજ્ઞાન છે તેથી તેને અજ્ઞાન ગણવાનું શાસ્ત્રમાં કહ્યું છે. એ પૂર્વ એટલે શાસ્ત્રો જીવને અધિકારી થવા માટે—જીવ પોતાના દોષો જાણી તેથી રહિત થાય તે માટે—કહ્યાં છે. એ જ તેનો વિશેષ હેતુ છે કે શાસ્ત્રજ્ઞાન દ્વારા જ્ઞાનીનાં વચન અંતરમાં ઉતારીને શુદ્ધ થવું. દોષો વર્ણવ્યા હોય તે પોતામાંથી કાઢવા ને ગુણ બતાવ્યા હોય તે પ્રગટાવવા. આ માટે જ કહ્યું છે એમ માન્ય કરવું તેને બદલે શાસ્ત્ર ભણીને અભિમાન કરે, પોતે આચરે નહિ અને બીજાને કહી બતાવવા, શિખામણ આપવા જાય તો શાસ્ત્ર ઊલટાં વિપરીત પરિણમે ને નુકસાન કરે. આત્મજ્ઞાન થવામાં આડાં આવે. માટે પોતાને માટે પરિણમાવી ગુણ પ્રગટાવવા જોઈએ.

"ભણ્યો પણ ગણ્યો નહિ" એ કહેવત જેવું ન બને માટે ભવ્ય જનોને ચેતાવ્યા છે.

નહિ ગ્રંથમાંહી જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહિ કવિચાતુરી,
નહિ મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહિ ભાષા ઠરી;

નહિ અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો.
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૨

જ્ઞાન છે તે ચેતનસ્વરૂપ આત્માનો ગુણ છે તેથી તેનું અસ્તિત્વ કોઈ ગ્રંથમાં કે કવિતામાં, કોઈ રહસ્યભૂત મંત્રમાં કે વિસ્તારવાળા તંત્ર—રચનામાં નથી; તેમ ભાષાના શબ્દોમાં કે બીજી રીતે આત્માથી ભિન્ન સ્થળે ક્યાંય જ્ઞાન નથી. માત્ર જ્ઞાનીએ પોતાનું સ્વરૂપ જાણ્યું છે ને આત્માનો અનુભવ કરે છે, તે આત્માનો અનુભવ એ જ જ્ઞાન છે. માટે જ્ઞાન જ્ઞાનીમાં જ છે. તે કેવી રીતે છે?

આ જીવ ને આ દેહ એવો, ભેદ જો ભાસ્યો નહીં,
પચખાણ કીધાં ત્યાં સુધી, મોક્ષાર્થ તે ભાખ્યાં નહીં;
એ પાંચમે અંગે કહ્યો, ઉપદેશ કેવળ નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૩

જ્યારે આત્માને દેહથી ભિન્ન પ્રત્યક્ષ જુદો અનુભવે છે, ત્યાં જ જ્ઞાન રહ્યું છે. જ્યારે તે ભેદજ્ઞાન થાય ત્યાર પછી જ મોક્ષ સારું કરેલો પુરુષાર્થ સફળ છે. તે પહેલાં જે વ્રત પચખાણ કરે છે તે સંસાર માટે થાય છે. તેને મોક્ષાર્થે ન ગણી શકાય એમ ભગવતીસૂત્રમાં કહ્યું છે તે તદ્દન સત્ય છે. જેને દેહમાં આત્મબુદ્ધિ છે તે સુંદર શરીર ને દિવ્ય વિષયભોગો જ અજાણપણે પણ ઇચ્છે. તેથી તેનાં વ્રત પચખાણ તેને સંસારી સુખો પ્રાપ્ત કરાવી તેમાં આસક્ત કરી પાપ બંધાવી ચાર ગતિમાં રખડાવે છે. સમકિત વગર સર્વ વૃથા છે! મિથ્યાત્વીનું બધું સંસારાર્થે છે, મોક્ષાર્થે નથી. માટે પ્રથમ ભેદજ્ઞાન જોઈએ. સમકિતને વિષયભોગો અગ્નિ જેવા લાગે માટે ન ઇચ્છે.

કેવળ નહીં બ્રહ્મચર્યથી,
કેવળ નહીં સંયમ થકી, પણ જ્ઞાન કેવળથી કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૪

સર્વથી ઉત્કૃષ્ટ વ્રત બ્રહ્મચર્ય તથા સાધુપણું તેથી પણ જ્ઞાન થતું નથી. પરંતુ "જ્ઞાન કેવળથી કળો." કેવળ એટલે આત્માનું શુદ્ધ સ્વરૂપ

સર્વ વિભાવથી રહિત-દેહાદિ પર પદાર્થોમાં આત્માનો આભાસ થઈ રહ્યો છે તેથી રહિત-શાશ્વત ચૈતન્ય સ્વરૂપ એવો કેવળ માત્ર આત્મા જ, શુદ્ધાત્મા. આત્મસિદ્ધિમાં કહ્યું છે—

" આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત,
જેથી કેવળ પામીએ, મોક્ષ પંથ તે રીત."

દેહાદિથી ભિન્ન શુદ્ધ આત્માનું જ્ઞાન છે તે ખરું જ્ઞાન જાણવું.

શાસ્ત્રો વિશેષ સહિત પણ જો, જાણિયું નિજરૂપને,
કાં તેહવો આશ્રય કરજો, ભાવથી સાચા મને;
તો જ્ઞાન તેને ભાખિયું, જો સમ્મતિ આદિ સ્થળો;
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૫

શાસ્ત્રોના વિશેષ જ્ઞાન સહિત જેણે આત્માને જાણ્યો છે એટલે જે રીતે અનેક ભેદે શાસ્ત્રમાં જ્ઞાનનું વર્ણન છે, તે જ રીતે જેણે તે સાક્ષાત્ અનુભવ કર્યો છે, તે જ્ઞાની છે. તે અનુભવ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી સર્વાર્પણપણે તેવા જ્ઞાનીને આશ્રયે તેની આજ્ઞામાં વર્તે તો પરિણામે જ્ઞાન થશે. તે ભવિષ્યની અપેક્ષાએ જ્ઞાન કહેવાય. જ્ઞાની અને જ્ઞાનીના આશ્રિત બંને મોક્ષમાર્ગમાં છે તેથી આશ્રયે વ્રત પચખાણ કર્યાં હોય તે પણ મોક્ષે લઈ જાય. ખરો આશ્રયભાવ અને અર્પણતા જોઈએ. સમ્મતિતર્ક આદિ શાસ્ત્રોમાં આ વાત જણાવી છે.

આઠ સમિતિ જાણીએ જો, જ્ઞાનીના પરમાર્થથી;
તો જ્ઞાન ભાખ્યું તેહને, અનુસાર તે મોક્ષાર્થથી.
નિજ કલ્પનાથી કોટિ શાસ્ત્રો, માત્ર મનનો આમળો;
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૬

ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિ એ સમ્યક્પણે કેમ વર્તવું તે બતાવે છે. તેનો પરમાર્થ જો જ્ઞાનીદ્વારા જાણ્યો હોય તો સર્વ ક્રિયા જ્ઞાનીની આજ્ઞા વિચારીને કરે. આત્મસ્વભાવમાં રહેવારૂપ ગુપ્તિ અને જ્ઞાનીની આજ્ઞાએ પ્રયોજન પૂરતુ પ્રવર્તવારૂપ સમિતિમાં વર્તવાની જ્ઞાનીની

આજ્ઞા છે. એ રીતે વર્તતાં તેનું ચારિત્ર-સંયમ આદિ મોક્ષને અર્થે થાય ત્યાં આત્મામાં સ્થિતિ કરવારૂપ જ્ઞાનીનું અંજન—મેળવણ આવે તો સંવર થાય ત્યારે મોક્ષાર્થને અનુસરીને બધું લેખે લાગે. પોતાની કલ્પનાએ આજ્ઞા રહિતપણે વર્તે તો કોટિ શાસ્ત્રો પણ તેને મનના આમળારૂપ એટલે મગજમારી અથવા અભિમાનનું જ કારણ થાય અને તે જ્ઞાન તેને મોક્ષમાર્ગમાં વિઘ્નકર્તા પણ થાય.

ચાર વેદ પુરાણ આદિ, શાસ્ત્ર સૌ મિથ્યાત્વનાં,
શ્રીનંદિસૂત્રે ભાખિયાં છે, ભેદ જ્યાં સિદ્ધાંતના;
પણ જ્ઞાનીને તે જ્ઞાન ભાસ્યાં, એ જ ઠેકાણે ઠરો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૭

જો આત્મદૃષ્ટિ હોય તો પછી તે ગમે તે શાસ્ત્ર વાંચે, ભણે તો તેને જુદા જુદા નામથી આત્માને અર્થે જ ગ્રહણ કરી શકે, લાગુ પાડી શકે શ્રી ગૌતમસ્વામીને ચાર વેદ જાણવા ભગવાને સમ્યક્ નેત્ર આપ્યાં હતાં. એ સમ્યક્નેત્ર—સમ્યક્દૃષ્ટિ—સમ્યક્જ્ઞાન કે આત્મજ્ઞાન; ત્યાં જ ઠરવાનું છે. બધું કરીને આવવાનું ત્યાં જ છે. તેને અર્થે જ બધાં સાધન છે.

વ્રત નહીં પચખાણ નહિ, નહિ ત્યાગ વસ્તુ કોઈ નો,
મહાપદ્મ તીર્થંકર થશે, શ્રેણિક ઠાણુંગ જોઈ લો.

છેદ્યો અનંતા—

એક સમકિત હોય પછી વ્રત પચખાણ કંઈ ન કરવા છતાં તીર્થંકર થઈ મોક્ષે જશે તે શ્રેણિક ચરિત્રથી આત્મજ્ઞાનનું અત્યંત ગૌરવ સમજાય છે. તે વિષે ઠાણુંગસૂત્રમાં ઉલ્લેખ છે.

તે ક્યારે બને? અનંતાનુબંધી છેદાય ત્યારે. તે માટે જ્ઞાની પ્રત્યે પૂર્ણ પ્રેમ જાગવો જોઈએ. તો જ અનંતાનુબંધી કપાય જઈને સમકિત પ્રગટે છે.

---

૯

# લોક પુરુષ સંસ્થાને કહ્યો

[ ચોપાઈ ]

૧ લોક પુરુષ સંસ્થાને કહ્યો,
એનો ભેદ તમે કંઈ લહ્યો ?
એનું કારણ સમજ્યા કાંઈ,
કે સમજાવ્યાની ચતુરાઈ ?....૧

શરીર પરથી એ ઉપદેશ,
જ્ઞાન દર્શને કે ઉદ્દેશ;
જેમ જણાવો સુણીએ તેમ,
કાં તો લઈએ દઈએ ક્ષેમ....૨

સંસ્થાન એટલે આકાર. લોક પુરુષાકારે રહ્યો છે. અર્થાત્ બે હાથ કમ્મરે રાખી પગ પહોળા કરી કોઈ પુરુષ ઊભો હોય એ આકારે લોક છે, એમ શાસ્ત્રમાં કથન છે. તેનો મર્મ તમને કંઈ સમજાયો છે ? એમ કહેવાનો હેતુ શો છે તે સમજ્યા છો ? કે માત્ર ઉપમા આપીને સમજાવવાની ચતુરાઈરૂપ એ કથન છે ' કોઈ દર્શન મનુષ્યદેહમાં જ આખા વિશ્વનું સ્વરૂપ ઘટાવે છે—એ રીતે છે ? કે અધ્યાત્મદૃષ્ટિથી આત્માના જ્ઞાન દર્શન ગુણ આત્માકારે છે, તેમાં લોકનું પ્રતિબિંબ પડે છે તેથી લોકને પુરુષાકારે કહ્યો છે—એમ છે ? પુરુષ શબ્દ દેહ અને આત્મા એ બંને માટે વપરાય છે તેથી બંને રીતે પૂછ્યું છે.

તમે એ વિષે કંઈ વિચાર્યું હોય તે અમને કહો તો અમે ખુશીથી સાંભળીશું અથવા અમને જે સમજાયું હશે તે કહીશું એમ પરસ્પર હિતકારી થાય એ રીતે વિચારની આપલે કરીશું.

૨ શું કરવાથી પોતે સુખી ?
શું કરવાથી પોતે દુઃખી ?
પોતે શું ? ક્યાંથી છે આપ ?
એનો માગો શીઘ્ર જવાપ....૧

એમ લોકસ્વરૂપ સમજવાની અગત્ય છે તેથી પણ પહેલાં પોતાના અંગત સુખદુઃખની વાત વિચારવી અગત્યની છે. શું કરવાથી આત્મા સુખી થાય ? શું કરવાથી આત્મા દુઃખી થાય ? પોતે કોણ છે ? વગેરે શંકાઓની જ્ઞાની પાસે પ્રશ્ન પૂછી વિના વિલંબે સમાધાન કરી લો.

૩ જ્યાં શંકા ત્યાં ગણ સંતાપ,
જ્ઞાન તહાં શંકા નહિ સ્થાપ;
પ્રભુભક્તિ ત્યાં ઉત્તમ જ્ઞાન,
પ્રભુ મેળવવા ગુરુ ભગવાન....૧

ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય,
તે ઊપજવા પૂર્વિત ભાગ્ય;
તેમ નહીં તો કંઈ સત્સંગ.
તેમ નહીં તો કંઈ દુઃખરંગ...૨

ઉપર કહી તે સર્વ શંકાઓનું સમાધાન કરી લેવું જરૂરનું છે કારણ કે શંકા મનને સંતાપ કરનારી છે. શંકાનું સમાધાન કોણ કરી શકે ? જ્યાં અજ્ઞાન હોય ત્યાં તો અનેક મિથ્યા માન્યતા હોય છે અને તે બીજી અનેક શંકાઓને ઉત્પન્ન કરનારી સંતાપયુક્ત જ હોય છે, તેથી અજ્ઞાની પાસેથી તો શંકાઓનું વાસ્તવિક સમાધાન થઈ શકે નહિ. જ્ઞાની કોણ ? જેનામાં જ્ઞાન હોય તે જ્ઞાની છે. જ્ઞાન હોય ત્યાં પછી વિપરીત માન્યતા કે શંકા હોય નહિ. એવા સાચા જ્ઞાની હોય તો પછી તે જે કહે તેમાં શંકા ન કરો. અર્થાત્ તે જે કહે તે પ્રમાણ કરો. જ્ઞાન છે એ શાથી જણાય ? જ્યાં પ્રભુભક્તિ અથવા શુદ્ધ સ્વરૂપની સાધના હોય

ત્યાં જ્ઞાન હોય અને એવા શુદ્ધસ્વરૂપની પ્રાપ્તિ માટે સાચા ગુરુ અને તેમની ભગવાનરૂપે આરાધના કરવી જોઈએ. ગુરુ શાથી ઓળખાય? સાચો વૈરાગ્ય હોય તો જ ગુરુ સાચા છે કે નહીં એ વાસ્તવિક સમજાય છે. એવો વૈરાગ્ય શી રીતે જાગે? પૂર્વે આત્માની આરાધના કરી હોય તો તેના ફળરૂપે એવો વૈરાગ્ય જાગે છે. અથવા કંઈક સત્સંગ સંતસમાગમ મળી આવતાં વૈરાગ્ય પ્રગટે છે. અથવા તો સંસારમાં દુઃખના પ્રસંગને કારણે પણ વૈરાગ્ય ઊપજે છે.

૪ જે ગાયો તે સઘળે એક,
સકળ દર્શને એ જ વિવેક;
સમજાવ્યાની શૈલી કરી,
સ્યાદ્વાદ સમજણ પણ ખરી...૧
મૂળ સ્થિતિ જો પૂછો મને,
તો સોંપી દઉં યોગી કને;
પ્રથમ અંત ને મધ્યે એક,
લોકરૂપ અલોકે દેખ...૨
જીવાજીવ સ્થિતિને જોઈ,
ટળ્યો ઓરતો શંકા ખોઈ;
એમ જ સ્થિતિ ત્યાં નહીં ઉપાય,
'ઉપાય કાં નહીં'? શંકા જાય....૩
એ આશ્ચર્ય જાણે તે જાણ,
જાણે જ્યારે પ્રગટે ભાણ;
સમજે બંધમુક્તિયુત જીવ,
નીરખી ટાળે શોક સદૈવ....૪

જુદા જુદા દર્શનોમાં જુદી જુદી શૈલીથી એક આત્માનું જ મહત્ત્વ ગાયું છે અને સંસાર દુઃખરૂપ છે એવો વિવેક પણ દરેક દર્શનમાં જણાય છે, તેમ છતાં પણ તે બધામાં જે સ્યાદ્વાદ શૈલી છે તે ખરી છે – યથાર્થ છે.

લોકની મૂળ સ્થિતિ-સ્વરૂપ અથવા આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવું છે એ જો તમે મને પૂછો તો હું કહું કે જેવું યોગી-કેવલજ્ઞાની સર્વજ્ઞ ભગવાને જોયું અને ઉપદેશ્યું તેવું છે. સર્વજ્ઞ ભગવાને કહ્યું છે કે અનંત એવા અલોકાકાશની વચ્ચે આ લોક રહ્યો છે અને તે ત્રણે કાળે-આદિ મધ્ય ને અંતમાં એ રૂપે રહેવાનો છે. અર્થાત્ અલોકાકાશમાં એકલું આકાશ દ્રવ્ય છે. તેની વચ્ચે પુરુષાકારે લોક આવેલો છે તે ૭ દ્રવ્યથી યુક્ત એક રાજુ પ્રમાણ છે. તે મધ્યલોક કહેવાય છે. તેમાં મનુષ્ય, તિર્યંચ અને વ્યંતરોના આવાસ છે. વચમાં મેરુપર્વત છે ત્યાંથી અઢી દ્વીપ સુધી જ મનુષ્યનો નિવાસ છે. આ મધ્યલોકની ઉપર નીચે સાત રાજુ પ્રમાણ વિસ્તાર છે. તેમાં ઉર્ધ્વલોકની પહોળાઈ એક રાજુથી વધીને વચમાં પાંચ રાજુ પ્રમાણ થાય છે અને પછી ઘટીને છેવટે એક રાજુ પ્રમાણ રહે છે. ત્યાં સિદ્ધશિલા આવેલી છે. તેની ઉપર મુક્ત જીવો સાદિ અનંત કાળ સુધી સ્થિરતા કરે છે. અધોલોકની પહોળાઈ એક રાજુથી વધીને છેવટે સાત રાજુ પ્રમાણ થાય છે. ઉર્ધ્વલોકમાં વૈમાનિક દેવોનાં વિમાનોની રચના છે. મધ્ય લોકમાં જ્યોતિષ્ક દેવોનાં વિમાનોની રચના છે અને અધોલોકમાં નરકની ભૂમિઓની રચના આવેલી છે. આવું લોકનું વિરાટ સ્વરૂપ જે સર્વજ્ઞ ભગવાને જોયું ને વર્ણવ્યું તે સંક્ષેપથી પુરુષાકારે હોવાનું શાસ્ત્રમાં કહ્યું છે. એક રાજુ અસંખ્યાતા દ્વીપસમુદ્ર પ્રમાણ છે.

લોકના અસંખ્યાતા પ્રદેશ છે ત્યાં સર્વત્ર આકાશ, ધર્મ (ગતિ-સહકારી) અને અધર્મ (સ્થિતિ સહકારી) એ ત્રણ દ્રવ્યો એકક્ષેત્રાવગાહીપણે રહેલાં છે અને કાલ દ્રવ્ય લોકાકાશના પ્રત્યેક પ્રદેશે રત્ન રાશિની જેમ છૂટક અણુરૂપે રહેલા છે. એ ચારે અરૂપી અને નિશ્ચળ છે. લોકમાં જીવદ્રવ્યની સંખ્યા અનંત છે અને જીવથી અનંતગણા પુદ્ગલ પરમાણુ છે. જીવ પણ સ્વભાવે અરૂપી અને નિશ્ચળ રહેવાવાળો છે પરંતુ પુદ્ગલ સાથેના સંયોગ સંબંધથી તે દેહધારી બને છે તેથી રૂપી પણ કહેવાય છે અને ગતિ કરે છે. પણ વાસ્તવિકપણે તો એક પુદ્ગલદ્રવ્ય

જ રૂપી છે. જીવદ્રવ્ય ચેતન છે ને જ્ઞાનગુણે કરીને યુક્ત છે; બાકીના પાંચ દ્રવ્યો અચેતન છે.

સંસાર અવસ્થામાં જીવ વિભાવભાવે પરિણમે છે ત્યારે પુદ્ગલો કર્મ-નોકર્મરૂપે ગ્રહણ કરાય છે તેથી પુદ્ગલ પર જીવદ્રવ્યના નિમિત્તે અનેક આકારે પરિણમે છે. છતાં જીવ અને પુદ્ગલ પરમાણુઓની મૂળ સંખ્યામાં કંઈ પણ વધઘટ કે ફેરફાર થતો નથી. લોકમાં જેટલા જીવ અને પુદ્ગલ પરમાણુ છે તેટલા જ ત્રિકાળ રહે છે. એક પણ જીવ કે પરમાણુ નવો બનીને વધતો નથી કે નાશ પામીને ઘટતો નથી. લોકમાં છએ દ્રવ્ય એક જ સ્થાને એકક્ષેત્ર-અવગાહના કરીને રહે છે. ત્યાં પુદ્ગલ પુદ્ગલનો અને જીવ પુદ્ગલનો સંયોગ સંબંધ થાય છે, છતાં એક દ્રવ્ય બીજા દ્રવ્યરૂપે થઈને ક્યારેય મળી જતું નથી. પ્રત્યેક જીવ બીજા સર્વ દ્રવ્ય સદાય ભિન્ન અસ્તિત્વપણે સદાય કાયમ રહે છે. તેથી દ્રવ્યદ્રષ્ટિથી જોતાં લોકનું સ્વરૂપ ત્રણે કાળ એકસરખું જ જણાય છે.

એમ સર્વજ્ઞના કથન અનુસાર લોકમાં રહેલા જીવાજીવ છ દ્રવ્યની સ્થિતિ જોઈ ત્યારે જિજ્ઞાસા તૃપ્ત થઈ-જાણવાની ઇચ્છારૂપ આકુળતા હતી તે મટી ગઈ અને શંકા હતી તે જઈને શ્રદ્ધા આવી. લોક ત્રણે કાળ એ રૂપે જ રહેવાનો છે. તેને અન્યરૂપે કરવાને કોઈ સમર્થ નથી. શા માટે અન્યરૂપે બની શકે નહિ? વગેરે મિથ્યા શંકાઓ આપોઆપ વિલય થાય છે.

જે આ સર્વ આશ્ચર્ય યથાર્થ સમજે તે જ્ઞાની છે. તે છ દ્રવ્યાત્મક લોકનું સંપૂર્ણ જ્ઞાન તો ક્યારે પમાય? કે જ્યારે કેવલજ્ઞાનરૂપ સૂર્ય ઉદય થાય ત્યારે. જ્ઞાન થાય ત્યારે સમજાય કે લોકમાં બંધયુક્ત સંસારી જીવો તેમજ બંધરહિત મુક્ત જીવો રહેલા છે. જેણે જેવાં કર્મ બાંધ્યાં છે તેવાં ફળ સંસારી જીવો ભોગવી રહ્યા છે, તે કોઈ બીજાનાં ટાળ્યાં ટળતાં નથી. આવી વસ્તુસ્થિતિ જોઈને અર્થાત્ દેવ, નારકી

આદિનાં સુખદુઃખ વગેરે જોઈને જ્ઞાની મનમાં થતા હર્ષશોકને સદાને માટે ટાળે છે.

૫ બંધયુક્ત જીવ કર્મ સહિત,
પુદ્ગલ રચના કર્મ ખચીત;
પુદ્ગલજ્ઞાન પ્રથમ લે જાણ,
નર દેહે પછી પામે ધ્યાન....૧

જો કે પુદ્ગલનો એ દેહ,
તોપણ ઓર સ્થિતિ ત્યાં છેહ;
સમજણ બીજી પછી કહીશ,
જ્યારે ચિત્તે સ્થિર થઈશ....૨

બંધયુક્ત જીવો કર્મ સહિત છે અને તે કર્મ નક્કી પુદ્ગલની રચનારૂપે પરમાણુ અતિ સૂક્ષ્મ છે. ચોક્કસ પ્રકારના સરખા પરિણામે પરિણમેલા પરમાણુઓના સમૂહથી વર્ગ થાય છે. વર્ગના સમૂહથી વર્ગણા થાય છે. વર્ગણાના ૨૨ પ્રકાર મુખ્યપણે કહ્યા છે. તેમાંની આહારવર્ગણા, તૈજસવર્ગણા, ભાષાવર્ગણા, મનોવર્ગણા અને કાર્મણવર્ગણા એ પાંચ જ વર્ગણા જીવને ગ્રાહ્ય છે અને તે ઉત્તરોત્તર વિશેષવિશેષ સૂક્ષ્મ છે. બાકીની વર્ગણા જીવને અગ્રાહ્ય છે તેમ જ સૂક્ષ્મ છે. આહારવર્ગણાથી ઔદારિક, વૈક્રિયિક ને આહારક શરીર બને છે. સંસારમાં જીવકર્મનો સંયોગ અનાદિથી છે. પૂર્વે બાંધેલાં કર્મ સત્તામાં હોય છે, તે કાળ પાકીને ઉદયમાં આવતાં જાય છે. એ પ્રમાણે સંસારી જીવોને કર્મનો ઉદય નિરંતર હોય છે, તે સૂક્ષ્મરૂપે હોવાથી જણાતો નથી. વળી તે યોગ્ય નિમિત્ત પામીને રસ આપે છે તેથી જીવમાં આકુળતા થાય છે અને તદનુસાર જેવા ભાવ જીવ સમયે સમયે કરે છે તેવાં નવાં કર્મ બંધાતાં જાય છે. તે કર્મના પ્રકાર, સ્થિતિ, અનુભાગ, પ્રદેશ, બંધ, સત્તા, ઉદય, ઉદીરણા અને વ્યુચ્છિત્તિના કર્મ વગેરેનું વર્ણન જીવસ્થાન ગુણસ્થાન રૂપે સર્વજ્ઞ ભગવાનના ઉપદેશ અનુસાર કર્મગ્રંથ વગેરેમાં કરેલું

છે; વળી કર્મથી મુકત થવાની વિચારણારૂપે નવતત્ત્વ, ષટ્સ્થાનક આદિનું કથન કરેલું છે. જીવ જો કર્મના ઉદયમાં ન લેપાતાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં પરિણમે તો છૂટી શકે છે; પરંતુ કર્મ વિષેનું જ્ઞાન ન હોય તો તેમાં ભૂલથાપ ખાવાનો સંભવ છે. એ માટે પુદ્ગલ કર્મરચના વગેરેનું જ્ઞાન પ્રથમ મેળવવું જોઈએ. તેથી સમજાય કે આ ચૌદ રજ્જુ પ્રમાણ લોકમાં અનંત અનંત સંસારી જીવો ચાર ગતિ ને ચોરાશી લાખ યોનિમાં ચિત્રવિચિત્ર દેહ ધારણ કરતા કર્મથી બંધાઈને દુઃખી થઈ રહ્યા છે. તેમાંથી છૂટવાનો અવસર એક મનુષ્ય દેહમાં જ છે. પરંતુ તે મનુષ્યદેહની પ્રાપ્તિ અતિ દુર્લભ છે. તેની પ્રાપ્તિ ઘણા પુણ્યના જોગે થઈ છે અને સદ્ગુરુ-જોગે સદ્ધર્મની પણ પ્રાપ્તિ થઈ છે એમ સમજાતાં એ અમૂલ્ય મનુષ્યદેહ પામીને આત્મસ્વરૂપમાં પરિણમવારૂપ ધર્મ આદરી પરિણમે. શુકલધ્યાન દ્વારા કર્મથી મુકત થવાનો પુરુષાર્થ જીવ કરે છે જો કે મનુષ્યદેહ પણ અન્ય દેહોની જેમ પુદ્ગલનો જ બનેલો છે તો પણ પશુ આદિના દેહ કરતાં તેમાં જુદી દશા–દેહ છતાં દેહાતીત દશા– પ્રાપ્ત કરી શકાય છે. તેથી મનુષ્યદેહનું સાર્થકપણું પશુ જેવાં કાર્યોથી નહિ પરંતુ ઉત્તમ આત્માર્થ સાધવાથી થાય છે.

એ મનુષ્યદેહમાં શુદ્ધાત્માનું સ્વરૂપ કેવી રીતે પમાય છે? એ વગેરે ઉપદેશ જ્યારે શંકાઓ ટળીને ચિત્ત કંઈક સ્થિર થાય ત્યારે સમજાય એવું છે તેથી હવે અસ્થિરતારૂપ દુઃખ અને તે ટાળવાનો ઉપાય કહે છેઃ–

૬ જહાં રાગ અને વળી દ્વેષ,
તહાં સર્વદા માનો કલેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ,
સકળ દુઃખનો છે ત્યાં નાશ....૧

સર્વ કાલનું છે ત્યાં જ્ઞાન,
દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા,
રામ ધામ આવીને વસ્યા....૨

ચિત્તની અસ્થિરતા રાગદ્વેષને કારણે છે. રાગ કે દ્વેષ હોય ત્યાં ચિત્તમાં ક્લેશ હોય છે. તેથી આત્માને આવરણ આવે છે. જ્યારે રાગ-દ્વેષ રહિત ઉદાસીનતા નિરંતર રહેશે ત્યારે સર્વ દુઃખનો અંત આવશે, અર્થાત્ દુઃખકારી ઘાતિયાં કર્મ ટળી જઈને ત્રણે કાળનું જ્ઞાન પ્રગટ થશે. એ જ્ઞાનદશામાં પછી દેહ રહે છતાં નિર્વાણ જેવું જ સુખ અનુભવાય છે. તે ક્યારે બને? કે અનંત ભવ થતાં થતાં છેવટનો ભવ આવી લાગ્યો હોય, એ વીતરાગદશા આવે છે અને પોતાના શુદ્ધસ્વરૂપી ઘરમાં સ્થિરતા થાય છે.

એ રીતે લોકનું સ્વરૂપ, દેહાદિના નિમિત્તરૂપ કર્મનું સ્વરૂપ, શું કરવાથી પોતે દુઃખી છે અને શું કરવાથી સુખી થવાય? વગેરે શંકાઓ ઉપસ્થિત કરી, તે સર્વનું સમાધાન અહીં સંક્ષેપમાં કર્યું છે.

---

## ૧૦

## બ્રહ્મચર્ય વિષે સુભાષિત

---

સર્વથી શ્રેષ્ઠ મનુષ્યભવ પામીને બધાએ અવશ્ય મૂળ પગ ભરવો એમાં પરસ્ત્રીનો ત્યાગ કરવો તેમ છતાં ચોથું મહાવ્રત મોટું કીધું, તેમાં તૈયાર થઈ જવું. આ જગતને વિષે બીજા વિષયભોગ, હસવા બોલવાના કરે તે દુઃખદાયી ને ઝેર છે, ભાઈ હોય તો તેણે સ્ત્રી તરફ નજર રાખવી ન જોઈએ. આ જીવને મૂકવાનું છે. તે બતાવે છે. અને તે કહું છે. જ્યારે દેખાય કે આ ભોગવે છે પણ નથી ભોગવતા. આ ભોગવે પણ ભોગવે છે. માટે વિષયનો ત્યાગ કરવો. વીતરાગ પરમકૃપાળુ

(દોહરા)

નીરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન;
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન. ૧

નારી કાષ્ઠની પૂતળી સમાન ગણવી. બધાં પૂતળાં જ છે. આત્મા જુદો છે.

આ જીવ કંઈ ને કંઈ સમજી બેઠો છે, તેમ ન કરતાં બરાબર વિચારવું. આ દેહમાં પરુ, પાચ, લોહી, હાડકાં, વિષ્ટા વગેરે છે. એમાં આત્મા માની લીધો. એ જ અજ્ઞાન. આ ભાઈ છે, આ બાઈ છે, એ અજ્ઞાન. એ બધું મૂકવાનું છે. તારા ભાર નથી કે તું જાણે, એ તો જ્ઞાની જ જાણે. એ મૂકવાનું છે. માત્ર ત્યાગ ત્યાગ ને ત્યાગ જ. દેહ પડે તો ભલે પડે. આ મૂકવાથી અજર અમર થશો.

સત્ અને શીલ મુખ્ય છે. સત્ એટલે આત્મા, આત્માની વાત, વિચાર, ચિંતન, ભાવના. અને શીલ એટલે બ્રહ્મચર્ય.

આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ,
એ ત્યાગી, ત્યાગ્યું બધું, કેવળ શોકસ્વરૂપ. ૨

આની મોંકાણ હોળી પહેલી કરવી છે.

એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ, પુર, ને અધિકાર. ૩

એક વિષયને જીતતાં બધો સંસાર જીત્યો. મરણિયા થઈ જવાનું છે. એક મરણિયો સોને ભારે.

એ વિષયને જ જીતવો. બીજું કામ નથી. અત્યારે કહે છે કે મેં ખાધું, મેં પીધું; એ આત્માને સુખ નથી. એ પુદ્ગલ છે, એને મારાં માન્યાં એ જ જન્મમરણ છે.

---

૦ પરમ પૂજ્ય પ્રભુશ્રીજીના તા. ૨૫-૧-૧૯૩૬ ના પ્રવચનની એક મુમુક્ષુભાઈએ યથાસ્મૃતિ રાખેલી નોંધમાંથી આ લીધેલ છે.

વિષયરૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન,
લેશ મદિરાપાનથી છાકે જ્યમ અજ્ઞાન ૪

મદિરાપાનથી જેમ છાક ને ઝેર ચઢે છે, બીજું ગાંડું બોલાય છે અને તેથી જ્ઞાન અને ધ્યાન વસ્તુ છે તેની ખબર નથી.

જ્ઞાન એ આત્મા છે, ધ્યાન એ આત્મા છે. વિષયથી જ્ઞાન અને ધ્યાનનો નાશ થાય છે. શાના મંડયા રહ્યા છો? જ્ઞાન અને ધ્યાન કોઈ ગુરુગમથી ભેદી માણસ પાસેથી સમજી લે અને ચેત.

જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્ત્વવચન એ ભાઈ. ૫

ખેતરમાં વાડથી ઢોર જાનવર માણસ સચવાય છે. તેમ આ નવ વાડ કરી છે. એક વાડથી ખેતરનું રક્ષણ થાય છે, તેમ આ બ્રહ્મચર્યરૂપી કલ્પવૃક્ષનું નવ મહાવાડથી રક્ષણ થાય છે. બધી વાડ સાચવવી. જબરું કામ છે. આ સંસારની માયા છે. તે તું નહિ. તારો આત્મા છે. આ બધું મૂક. લક્ષ લેવા જેવું છે. અને તે મોટામાં મોટું વ્રત છે.

દૃષ્ટિમાં વાતચીતમાં બોલવા હસવામાં પાછો વળ, એવું નહિ. તું એમ કરવા જાય તે મરી જાય છે. એને ખબર નથી. જાણે કે આમાં શું? બોલું છું, એટલે કંઈ નહિ. પણ જ્ઞાનીએ જે આત્મા જાણ્યો છે તેવો ભેદ બીજાએ જાણ્યો નથી. માત્ર ભેદ જાણવાની જરૂર છે. જ્યાં સુધી આત્મા નથી જાણ્યો ત્યાં સુધી બીજાને જ આત્મા માની બેઠો છે અને તેથી નરક તિર્યંચ વગેરેમાં રઝળે છે, માટે ત્યાગ જ કરવો, ચોથું વ્રત મોટામાં મોટું છે.

સુંદર શિયળ સુરતરુ, મન વાણી ને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ. ૬

આ ઉત્તમ શીલવ્રત સુરતરુ—કલ્પવૃક્ષની જેમ ફળ આપે તેવું છે. મન વાણી દેહ એ ઝેર છે. મન વચન કાયાથી બ્રહ્મચર્યરૂપી કલ્પ-

( દોહરા )

નીરખીને નવયૌવના, લેશ ન વિષયનિદાન;
ગણે કાષ્ઠની પૂતળી, તે ભગવાન સમાન. ૧

નારી કાષ્ઠની પૂતળી સમાન ગણવી. બધાં પૂતળાં જ છે. આત્મા જુદો છે.

આ જીવ કંઇ ને કંઈ સમજી બેઠો છે, તેમ ન કરતાં બરાબર વિચારવું. આ દેહમાં પરુ, પાચ, લોહી, હાડકાં, વિષ્ટા વગેરે છે. એમાં આત્મા માની લીધો. એ જ અજ્ઞાન. આ ભાઈ છે, આ બાઈ છે, એ અજ્ઞાન. એ બધું મૂકવાનું છે. તારા ભાર નથી કે તું જાણે, એ તો જ્ઞાની જ જાણે. એ મૂકવાનું છે. માત્ર ત્યાગ ત્યાગ ને ત્યાગ જ. દેહ પડે તો ભલે પડે. આ મૂકવાથી અજર અમર થશો.

સત્ અને શીલ મુખ્ય છે. સત્ એટલે આત્મા, આત્માની વાત વિચાર, ચિંતન, ભાવના. અને શીલ એટલે બ્રહ્મચર્ય.

આ સઘળા સંસારની, રમણી નાયકરૂપ,
એ ત્યાગી, ત્યાગ્યું બધું, કેવળ શોકસ્વરૂપ. ૨

આની મોકાણ હોળી પહેલી કરવી છે.

એક વિષયને જીતતાં, જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ, પુર, ને અધિકાર. ૩

એક વિષયને જીતતાં બધો સંસાર જીત્યો. મરણિયા જવાનું છે. એક મરણિયો સોને ભારે.

એ વિષયને જ જીતવો. બીજું કામ નથી. અત્યારે કહે : મેં ખાધું, મેં પીધું; એ આત્માને સુખ નથી. એ પુદ્ગલ છે, મારાં માન્યાં એ જ જન્મમરણ છે.

---

૦ પરમ પૂજ્ય પ્રભુશ્રીજીના તા. ૨૫-૧-૧૯૩૬ ના પ્રવચનની મુમુક્ષુભાઈએ યથાસ્મૃતિ રાખેલી નોંધમાંથી આ લીધેલ છે.

વિષયરૂપ અંકુરથી, ટળે જ્ઞાન ને ધ્યાન,
લેશ મદિરાપાનથી છાકે જ્યમ અજ્ઞાન ૪

મદિરાપાનથી જેમ છાક ને ઝેર ચઢે છે, બીજું ગાંડું બોલાય છે અને તેથી જ્ઞાન અને ધ્યાન વસ્તુ છે તેની ખબર નથી.

જ્ઞાન એ આત્મા છે, ધ્યાન એ આત્મા છે. વિષયથી જ્ઞાન અને ધ્યાનનો નાશ થાય છે. શાના મંડયા રહ્યા છો? જ્ઞાન અને ધ્યાન કોઈ ગુરુગમથી ભેદી માણસ પાસેથી સમજી લે અને ચેત.

જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઈ;
ભવ તેનો લવ પછી રહે, તત્ત્વવચન એ ભાઈ. ૫

ખેતરમાં વાડથી ઢોર જાનવર માણસ સચવાય છે. તેમ આ નવ વાડ કરી છે. એક વાડથી ખેતરનું રક્ષણ થાય છે, તેમ આ બ્રહ્મચર્યરૂપી કલ્પવૃક્ષનું નવ મહાવાડથી રક્ષણ થાય છે. બધી વાડ સાચવવી. જબરું કામ છે. આ સંસારની માયા છે. તે તું નહિ. તારો આત્મા છે. આ બધું મૂક. લક્ષ લેવા જેવું છે. અને તે મોટામાં મોટું વ્રત છે.

દૃષ્ટિમાં વાતચીતમાં બોલવા હસવામાં પાછો વળ, એવું નહિ, તું એમ કરવા જાય તે મરી જાય છે. એને ખબર નથી. જાણે કે આમાં શું? બોલું છું, એટલે કંઈ નહિ. પણ જ્ઞાનીએ જે આત્મા જાણ્યો છે તેવો ભેદ બીજાએ જાણ્યો નથી. માત્ર ભેદ જાણવાની જરૂર છે. જ્યાં સુધી આત્મા નથી જાણ્યો ત્યાં સુધી બીજાને જ આત્મા માની બેઠો છે અને તેથી નરક તિર્યંચ વગેરેમાં રઝળે છે, માટે ત્યાગ જ કરવો, ચોથું વ્રત મોટામાં મોટું છે.

સુંદર શિયળ સુરતરુ, મન વાણી ને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ. ૬

આ ઉત્તમ શીલવ્રત સુરતરુ—કલ્પવૃક્ષની જેમ ફળ આપે તેવું છે. મન વાણી દેહ એ ઝેર છે. મન વચન કાયાથી બ્રહ્મચર્યરૂપી કલ્પ-

વૃક્ષને સેવે છે તેનો સંસાર શીઘ્ર નાશ પામે છે. જે નર નારી તે વ્રતની ભાવના કરશે તે અનુપમ ફળ, મોક્ષ લેશે.

પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન. ૭

પાત્ર વિના વસ્તુ નહિ રહે. કારણ કે વસ્તુ માટે ભાજન જોઈશે. પાણી આદિ માટે પાત્રતા જોઈએ તેમ પાત્રતા માટે બ્રહ્મચર્ય છે. એ મોટો થંભ છે. જો મન વિષયવિકારમાં જાય તો કટાર લઈને મરી જજે. ઝેર ખાજે. જીવને આત્માનું ભાન નથી. ખબર નથી. જીવને એક સાર વસ્તુ મોટામાં મોટી બ્રહ્મચર્ય છે, પોતાની કે પારકી સ્ત્રી સેવન ન કરવી. આખો લોક સ્ત્રીથી બંધાણો છે અને તેથી જન્મમરણ થશે. માટે એ મૂક. મૂક્યા વગર છૂટકો નથી. એ ચમત્કારી વાત છે. જે એ લેશે તેનું કામ થઈ જશે. વીતરાગ માર્ગ અપૂર્વ છે. જેટલું કરે એટલું ઓછું છે. માટે પાત્ર થવા બ્રહ્મચર્યને બુદ્ધિમાનો નિરંતર સેવે છે.

—o—

## ૧૧

## આત્મસિદ્ધિશાસ્ત્ર.

—o—

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત. ૧

અર્થ : જે આત્મસ્વરૂપ સમજ્યા વિના ભૂતકાળે હું અનંત દુઃખ પામ્યો, તે પદ જેણે સમજાવ્યું એટલે ભવિષ્યકાળે ઉત્પન્ન થવા યોગ્ય એવાં અનંત દુઃખ પામત તે મૂળ જેણે છેદ્યું એવા શ્રી સદ્‌ગુરુ ભગવાનને નમસ્કાર કરું છું. (૧)

ભાવાર્થ :- જે સ્વરૂપ, જે સ્વરૂપ; કયું સ્વરૂપ? શુદ્ધ આત્મ-સ્વરૂપ. સમજ્યા? કોણ? સદ્ગુરુ ભગવાન. સમજ્યા વિના શી દશા થઈ! હું અનંત દુઃખ અનંત કાળથી પામતો આવ્યો છું. સમજાવ્યું? કોણે? શ્રી સદ્ગુરુ ભગવંતે. તેથી શું થયું? સદ્ગુરુ-ભક્તિ પ્રગટી, તે પરમ પુરુષના ચરણ કમળમાં નમસ્કાર કરું છું. 'પામ્યો દુઃખ અનંત' એ દુઃખપૂર્ણ સ્વરૂપ સંસારનું શિષ્યને પ્રતીત થયું છે, તેથી છૂટવાની આશા, પ્રતીતિ રીતિ, સદ્ગુરુદ્વારા સ્વરૂપની સમજુતીથી છે. તથા આત્મા અનંત કાળથી છે એમ સૂચવે છે. કોણ અનંત દુઃખ પામ્યો? આત્મા. તેથી પ્રથમ પદ "આત્મા છે" એ સૂચવ્યું. કેટલા કાળથી દુઃખી છે? અનંત કાળથી; તે "આત્મા નિત્ય છે" એવું બીજું પદ સૂચવે છે. 'સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત' તથા 'તે પદ નમું' એ વચનો, ત્રીજું પદ "આત્મા કર્તા છે" તથા ચોથું પદ "આત્મા ભોક્તા છે" એમ સૂચવે છે. 'જે સ્વરૂપ' એ પાંચમું પદ "મોક્ષ છે" એમ સૂચવે છે. 'સમજાવ્યું' એ શબ્દથી "તે મોક્ષના ઉપાય છે" એવા છઠ્ઠા પદની સૂચના કરી છે. 'જે સ્વરૂપ અને 'સમજાવ્યું' એ બન્ને દ્વારા આ શાસ્ત્રનું નામ "આત્મ-સિદ્ધિ" અથવા સ્વરૂપની સમજૂતી કે આત્માની ૭ પદ દ્વારા સાબિતી-સિદ્ધિ કરી છે એમ સૂચવ્યું છે. (૧)

વર્તમાન આ કાળમાં, મોક્ષમાર્ગ બહુ લોપ;
વિચારવા આત્માર્થીને, ભાખ્યો અત્ર અગોપ્ય. ૨

અર્થ :- આ વર્તમાનકાળમાં મોક્ષમાર્ગ ઘણો લોપ થઈ ગયો છે; જે મોક્ષમાર્ગ આત્માર્થીને વિચારવા માટે (ગુરુશિષ્યના સંવાદરૂપે) અત્રે પ્રકટ કરીએ છીએ. (૨)

ભાવાર્થ :- આદ્ય મંગળ કર્યા પછી આ શાસ્ત્રનું પ્રયોજન પ્રગટ કરે છેઃ—

આ દુષમ કે કળિ કાળ વર્તે છે, તેના પ્રતાપે મોક્ષમાર્ગ સ્પષ્ટ

સમજાય તેવો રહ્યો નથી; મૂળ માર્ગ તદ્દન ભૂલાઈ ગયા જેવો થઈ રહ્યો છે; તો પણ વિચારવાન, મુમુક્ષુ જીવો આત્માર્થી જીવો આવા કાળમાં પણ કોઈ કોઈ હોય છે, તે મોક્ષમાર્ગની શોધમાં હોય છે. તેમને આ કાળ મુંઝવે છે, મોક્ષમાર્ગ સૂઝવા દેતો નથી. તે મુંઝવણ ટાળી, તેવા જીવોને ઉપકાર થવા અર્થે, વિચારવાનને વિચારવા, આત્માર્થીને આત્માર્થનો વિચાર દ્વારા લાભ થવા આ શાસ્ત્રમાં મોક્ષમાર્ગ ખુલ્લે-ખુલ્લો, વગર ગોપવ્યે પ્રગટ કર્યો છે; સિદ્ધિદાયક મોક્ષશાસ્ત્ર આ રચ્યું છે. (૨)

> કોઈ ક્રિયા–જડ થઈ રહ્યા, શુષ્કજ્ઞાનમાં કોઈ;
> માને મારગ મોક્ષનો, કરુણા ઊપજે જોઈ. ૩

અર્થ :– કોઈ ક્રિયાને જ વળગી રહ્યા છે; અને કોઈ શુષ્કજ્ઞાનને જ વળગી રહ્યા છે; એમ મોક્ષમાર્ગ માને છે; જે જોઈને દયા આવે છે, (૩)

ભાવાર્થ :— ઉપર જણાવેલા આશયવાળો મોક્ષમાર્ગ જણાવતા પહેલાં જેમને તે મોક્ષમાર્ગ જણાવેલો છે તે શાને મોક્ષમાર્ગ માની રહ્યા છે તેની સમજૂતી આપવા તથા તેવા ભૂલ ભરેલા માર્ગને મોક્ષમાર્ગ માનનાર પ્રત્યે જ્ઞાની ગુરુને દયા ઊપજે છે, તે જણાવતાં કહે છે:—

જગતમાં ઘણા જીવોને તો મોક્ષમાર્ગની કંઈ પડી નથી; કોઈને તેની ગરજ જાગે છે તો યમ નિયમ આદિ ક્રિયાની દોડમાં પડી આ ક્રિયાથી જ મોક્ષ થશે, જ્ઞાન આદિની જરૂર નથી એમ માને છે; છતાં તેથી તેમને મોક્ષ મળે તેમ નથી એટલે તેમને ક્રિયા–જડ કહ્યા; દયા પાત્ર ગણાવ્યા.

કોઈ અધ્યાત્મ શાસ્ત્રો પોતાને સ્વચ્છંદે વાંચી લઈ જ્ઞાનની શુષ્ક વાતો દ્વારા મોક્ષમાર્ગ કલ્પી રહ્યા છે, તેમને સુગતિ કે મોક્ષ પ્રાપ્ત થનાર નથી એમ જાણી જ્ઞાની પુરુષને દયા ઊપજે છે. (૩)

આત્મજ્ઞાન રૂપ કાર્ય માત્ર કલ્પનાથી જ માની લીધું છે? વૈરાગ્યાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં કારણ છે તે જ્યાં ન હોય તો આત્મજ્ઞાનરૂપ કાર્ય ઘટતું નથી. માટે કારણ પ્રથમ પ્રાપ્ત કરો. (૬)

**ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;**
**અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજભાન. ૭**

**અર્થ**:-જેના ચિત્તમાં ત્યાગ અને વૈરાગ્યાદિ સાધનો ઉત્પન્ન થયાં ન હોય તેને જ્ઞાન ન થાય; અને જે તે ત્યાગ વિરાગમાં જ અટકી રહી, આત્મજ્ઞાનની આકાંક્ષા ન રાખે તે પોતાનું ભાન ભૂલે; અર્થાત અજ્ઞાનપૂર્વક ત્યાગવૈરાગ્યાદિ હોવાથી તે પૂજાસત્કારાદિથી પરાભવ પામે અને આત્માર્થ ચૂકી જાય. (૭)

**ભાવાર્થ**:-જેના હૃદયમાં ત્યાગ વૈરાગ્યનો વાસ નથી તેને આત્મજ્ઞાન થતું નથી, માટે જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તેણે તેનં કારણો ખૂટતાં હોય તે મેળવી લેવાં ઘટે છે, ત્યાગ વૈરાગ્ય રૂપ આત્મ-જ્ઞાનની પ્રાપ્તિનાં કારણો જે સેવતા હોય તેણે તે સાધનોને સાધ્ય માનવાની ભૂલ ટાળવી ઘટે છે; કારણ કે આત્મ-જ્ઞાનને અર્થે ત્યાગ, વૈરાગ્ય ઉપાસવાનાં છે, પણ ત્યાગ વૈરાગ્યના આગ્રહ કે અભિમાન જે સેવે તેને તે કારણો વડે આત્મજ્ઞાન રૂપ કાર્ય કરવું રહી જશે; તેની બધી ક્રિયાઓ લક્ષ વગરના બાણ જેવી નિરર્થક નીવડશે. (૭)

**જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;**
**ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮**

**અર્થ**:-જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, ત્યાં ત્યાં તે તે સમજે. અને ત્યાં ત્યાં તે તે આચરે તે આત્માર્થી પુરુષનાં લક્ષણો છે. (૮)

**ભાવાર્થ**:-માટે આત્માર્થી જીવે તો જે જે અવસ્થામાં જે જે ખૂટતું સાધન હોય તે પૂર્ણ કરી લેવા યોગ્ય છે એમ પ્રથમ સમજી લેવું ઘટે છે, પછી તે તે અવસ્થાને અનુકૂળ તે તે સાધન પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરવો ઘટે છે. ક્રિયાજડ હોય તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિનો લક્ષ

જેમ કશાથી બંધાય નહીં તેમ અરૂપી જીવને બંધ થાય નહીં છતાં એમ કહે છે તે મિથ્યામતી છે; બંધ જેને થઈ જ ન શકે તેને મોક્ષ થવાનું કહેવું તે કલ્પના રૂપ જ છે. બંધાયો નથી તેને છૂટવા માટે કંઈ કરવાનું હોય જ નહીં; આવી કલ્પનાઓ કરી ગમે તેવા અનાચારમાં મોહને વશ બની પ્રવર્તતાં આંચકો તે ખાતા નથી; પણ કર્મ તેમની કલ્પનાથી ન બંધાય તેમ તો નથી. કુમાર્ગે પ્રવર્તી અધોગતિ જાય તેવાં કર્મ બાંધનાર શુષ્કજ્ઞાની છે, એમ જાણી જ્ઞાની પુરુષને બન્ને પ્રકારના અજ્ઞાની જીવોની કરુણા ઊપજે છે. (૫)

**વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન;**
**તેમ જ આતમજ્ઞાનની, પ્રાપ્તિતણાં નિદાન.** ૬

**અર્થ:**–વૈરાગ્યત્યાગાદિ જો સાથે આત્મજ્ઞાન હોય તો સફળ છે, અર્થાત્ મોક્ષની પ્રાપ્તિના હેતુ છે, અને જ્યાં આત્મજ્ઞાન ન હોય ત્યાં પણ જો તે આત્મજ્ઞાનને અર્થે કરવામાં આવતાં હોય તો તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ છે. (૬)

**ભાવાર્થ:**–આ બન્ને પ્રકારના ધર્મને નામે પ્રવૃત્તિ કરતા જીવોને પોતાના દોષોનો લક્ષ કરાવી સ્યાદ્‌વાદ જે સત્ય માર્ગ છે, **'ज्ञानक्रियाभ्यां मोक्षः'** જ્ઞાન અને ક્રિયા બન્નેથી જ મોક્ષ' માનવારૂપ છે, તે સમજવા કહે છે:—' ગુરુ ઓળખવા ઘટ વૈરાગ્ય, ઊપજવા પૂર્વિક ભાગ્ય." એવા પૂર્વના સંસ્કારે જેને વૈરાગ્યાદિ સુસંપત્તિ પ્રાપ્ત થઈ છે અને ક્રિયામાર્ગમાં પ્રવર્તે છે, તેણે આત્મ-જ્ઞાન રૂપ ફળ વૈરાગ્યાદિ કારણો સેવી મેળવવું ઘટે છે.

જે એમ માને છે કે એમને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, અમારે કોઈ પ્રકારનાં વ્રત, નિયમાદિ બંધનમાં હવે પ્રવર્તવાની જરૂર નથી: તેવા શુષ્ક જ્ઞાનીને શિખામણ દે છે કે તમારું અંતર તપાસીને જુઓ કે વૈરાગ્યાદિથી જે ચિત્તશુદ્ધિ આત્મજ્ઞાન થવા માટે જરૂરની છે, તે સંપત્તિ તમને પ્રગટી છે કે કારણ પણ હજી નથી પ્રાપ્ત થયું તે પહેલાં

આત્મજ્ઞાન રૂપ કાર્ય માત્ર કલ્પનાથી જ માની લીધું છે ? વૈરાગ્યાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં કારણ છે તે જ્યાં ન હોય તો આત્મજ્ઞાનરૂપ કાર્ય ઘટતું નથી. માટે કારણ પ્રથમ પ્રાપ્ત કરો. (૬)

ત્યાગ વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન;
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજભાન. ૭

**અર્થ**:–જેના ચિત્તમાં ત્યાગ અને વૈરાગ્યાદિ સાધનો ઉત્પન્ન થયાં ન હોય તેને જ્ઞાન ન થાય; અને જે તે ત્યાગ વિરાગમાં જ અટકી રહી, આત્મજ્ઞાનની આકાંક્ષા ન રાખે તે પોતાનું ભાન ભૂલે; અર્થાત અજ્ઞાનપૂર્વક ત્યાગવૈરાગ્યાદિ હોવાથી તે પૂજાસત્કારાદિથી પરાભવ પામે અને આત્માર્થ ચૂકી જાય. (૭)

ભાવાર્થ:–જેના હૃદયમાં ત્યાગ વૈરાગ્યનો વાસ નથી તેને આત્મજ્ઞાન થતું નથી, માટે જેણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું હોય તેણે તેન કારણો ખૂટતાં હોય તે મેળવી લેવાં ઘટે છે, ત્યાગ વૈરાગ્ય રૂપ આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં કારણો જે સેવતા હોય તેણે તે સાધનોને સાધ્ય માનવાની ભૂલ ટાળવી ઘટે છે; કારણ કે આત્મ–જ્ઞાનને અર્થે ત્યાગ, વૈરાગ્ય ઉપાસવાનાં છે, પણ ત્યાગ વૈરાગ્યના આગ્રહ ક અભિમાન જે સેવે તેને તે કારણો વડે આત્મજ્ઞાન રૂપ કાર્ય કરવું રહી જશે; તેની બધી ક્રિયાઓ લક્ષ વગરના બાણ જેવી નિરર્થક નીવડશે. (૭)

જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ. ૮

અર્થ:–જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, ત્યાં ત્યાં તે તે સમજે. અને ત્યાં ત્યાં તે તે આચરે તે આત્માર્થી પુરુષનાં લક્ષણો છે. (૮)

ભાવાર્થ:–માટે આત્માર્થી જીવે તો જે જે અવસ્થામાં જે જે ખૂટતું સાધન હોય તે પૂર્ણ કરી લેવા યોગ્ય છે એમ પ્રથમ સમજી લેવું ઘટે છે, પછી તે તે અવસ્થાને અનુકૂળ તે તે સાધન પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરવો ઘટે છે. ક્રિયાજડ હોય તેને આત્મજ્ઞાનની પ્રાપ્તિનો લક્ષ

ચૂકયા વિના, આગ્રહ રહિત પુરુષાર્થ કરવો ઘટે છે; અને શુષ્ક જ્ઞાનીને મોહાધીન વર્તન ઘટાડી, ત્યાગ વૈરાગ્ય વધારી યથાર્થ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ કર્તવ્ય છે. (૭)

સેવે સદ્‌ગુરુચરણને, ત્યાગી દઈ નિજપક્ષ,
પામે તે પરમાર્થને, નિજપદનો લે લક્ષ. ૯

અર્થઃ-પોતાના પક્ષને છોડી દઈ, જે સદ્‌ગુરુના ચરણને સેવે તે પરમાર્થને પામે અને આત્મસ્વરૂપનો લક્ષ તેને થાય. (૯)

ભાવાર્થઃ-સદ્‌ગુરુની પ્રાપ્તિ થયા પહેલાં પરમાર્થને નામે કે પોતે કર્તવ્યરૂપ સમજીને જે જે પ્રવૃત્તિ કરી હોય તેનો આગ્રહ કે પક્ષપાત મૂકી દઈ, જે શિષ્ય ભાવે સદ્‌ગુરુ ચરણની ઉપાસના કરે છે તે પરમાર્થ માર્ગને પામે છે, સદ્‌ગુરુના યથાર્થ સ્વરૂપને ઓળખે છે અને તે દ્વારા પોતાના સ્વરૂપનો લક્ષ થાય છે.

સત્સંગ, પરમ સત્સંગ સદ્‌બોધ સદ્‌ગુરુની આજ્ઞા અને તેની ઉપાસના એ ઉત્તરોત્તર દુર્લભ યોગ-સામગ્રી છે, તે પ્રાપ્ત થવામાં વિઘ્ન કરનાર હું જાણું છું, હું કરું છું તે ઉત્તમ છે, હું સુખી છું, અમારા જેવા સંસ્કારી, ભાગ્યશાળી કોઈ નથી, પાંચ માણસ (પંચ) અમારી સલાહ લીધા વિના નવું પગલું ભરે નહીં. અમારો બોલ કોઈ ઉથાપે નહીં, અમે પણ લોકવિરુદ્ધ-વર્તી શકીએ નહીં વગેરે પ્રતિબંધો તથા પરિગ્રહાદિની મહત્તા છે; આ પ્રકારે નિજપક્ષની કલ્પનાઓ તજી સદ્‌ગુરુને સર્વાર્પણભાવે ઉપાસે, તેની સેવાભક્તિ, આજ્ઞામાં મન સ્થિર થાય તો પરમાર્થ પ્રાપ્ત થાય, સ્વરૂપનો લક્ષ વર્તે, "જે (સદ્‌ગુરુની) ભક્તિને પ્રાપ્ત થવાથી સદ્‌ગુરુના આત્માની ચેષ્ટાને વિષે વૃત્તિ રહે, અપૂર્વ ગુણ દષ્ટિગોચર થઈ અન્ય સ્વચ્છંદ મટે અને સહેજે આત્મબોધ થાય એમ જાણી જે ભકિત (સદ્‌ગુરુની ભકિત) નું નિરૂપણ કર્યું છે તે ભકિતને અને તે સત્પુરુષોને ફરી ફરી ત્રિકાળ નમસ્કાર હો!" (૯)

આત્મજ્ઞાન સમદર્શિતા, વિચરે ઉદયપ્રયોગ;
અપૂર્વ વાણી પરમશ્રુત, સદ્ગુરુ લક્ષણ યોગ્ય. ૧૦

અર્થ:-આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે, એટલે પરભવની ઇચ્છાથી જે રહિત થયા છે; તથા શત્રુ, મિત્ર, હર્ષ, શોક, નમસ્કાર તિરસ્કારાદિ ભાવ પ્રત્યે જેમને સમતા વર્તે છે; માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલાં એવાં કર્મોના ઉદયને લીધે જેમની વિચરવા આદિ ક્રિયા છે; અજ્ઞાની કરતાં જેમની વાણી પ્રત્યક્ષ જુદી પડે છે. અને ષટ્દર્શનના તાત્પર્યને જાણે છે, તે સદ્ગુરુનાં ઉત્તમ લક્ષણો છે. (૧૦)

ભાવાર્થ:-જે સદ્ગુરુની ભક્તિ, ઉપાસનાથી અપૂર્વ લાભ થાય છે, તેમનાં લક્ષણો હવે જણાવે છેઃ-જ્ઞાની પાસેથી જ્ઞાન પ્રાપ્ત થઈ શકે માટે પ્રથમ સદ્ગુરુનું લક્ષણ આત્મજ્ઞાન છે; બીજું લક્ષણ "સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો" એ સમભાવપૂર્વક જેનું વર્તન (અંતર્ચર્યા) છે; લોભ આદિ કારણે એનું વિચરવું નથી, પણ પૂર્વે બાંધેલા કર્મની માત્ર પ્રેરણા પ્રમાણે જ તે વર્તે છે. એ ત્રીજું લક્ષણ છે; કષાય રહિત તથા આત્મજ્ઞાન સહિત અનુભવને આધારે જેમની વાણી નીકળે છે, "શાસ્ત્રમાં નથી, અને સાંભળ્યામાં નથી, છતાં અનુભવમાં આવે તેવું જેનું કથન છે, અંતરંગ સ્પૃહા નથી એવી જેની ગુપ્ત આચરણા છે" એ ચોથું લક્ષણ કહ્યું; સર્વમાન્ય સર્વધર્મ-સંમત છએ દર્શનના સારરૂપ જેનું શાસ્ત્રજ્ઞાન છે, એ પાંચમું લક્ષણ છે-આત્મધર્મનો ઉપદેશ આપવા માટે મુખ્યપણે આવી કોટિના મહા-પુરુષ યોગ્ય ગણાય. (૧૦)

પ્રત્યક્ષસદ્ગુરુ સમ નહીં, પરોક્ષ જિન ઉપકાર;
એવો લક્ષ થયા વિના, ઊગે ન આત્મવિચાર. ૧૧

અર્થ:-જ્યાં સુધી જીવને પૂર્વકાળે થઈ ગયેલા એવા જિનની વાત પર જ લક્ષ રહ્યા કરે, અને તેનો ઉપકાર કહ્યા કરે, અને જેથી પ્રત્યક્ષ આત્મભ્રાંતિનું સમાધાન થાય એવા સદ્ગુરુનો સમાગમ પ્રાપ્ત

થયો હોય તેમાં પરોક્ષ જિનોના વચન કરતાં મોટો ઉપકાર સમાયો છે તેમ જે ન જાણે તેને આત્મવિચાર ઉત્પન્ન ન થાય. (૧૧)

ભાવાર્થ:-સદ્‌ગુરુના યોગ વિના સત્‌દેવ અને સત્‌ધર્મનું સ્વરૂપ સમજાવું મુશ્કેલ હોવાથી પ્રત્યક્ષ સદ્‌ગુરુના અવલંબનની જરૂર સર્વેએ સ્વીકારી છે; અને અનન્ય શ્રદ્ધા પ્રગટ્યા વિના સદ્‌ગુરુનો ઉપદેશ પરિ-ણમે નહીં એમ હોવાથી અને ધર્મ-પ્રાપ્તિનું કારણ એવો સદ્‌વિચાર આત્મ-વિચાર પણ યથાર્થ ઉદ્‌ભવતો નહીં હોવાથી, પ્રત્યક્ષ સદ્‌ગુરુનો સર્વોપરી ઉપકાર સમજવા સમજાવે છે:—ભૂતકાળમાં થઈ ગયેલા જિન તીર્થંકરોનો ઉપકાર ગાયા કરે અને વર્તમાનમાં સમ્યક્‌ત્વના કારણભૂત સદ્‌ગુરુના તરફ દુર્લક્ષ રાખે તેવા જીવોને શાસ્ત્ર-અભિનિ-વેશાદિ કારણે આત્મ-વિચાર કે કલ્યાણનું કારણ પ્રાપ્ત થવું અશક્ય છે. સર્વજ્ઞને પણ સમ્યક્‌ દૃષ્ટિપણે ઓળખાય તો સફળ છે.

"જિન પ્રવચન દુર્ગમ્યતા, થાકે અતિ મતિમાન;
અવલંબન શ્રી સદ્‌ગુરુ, સુગમ અને સુખખાણ"

"શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે, અને તે જીવને યોગ્ય થવા માટે કહી છે; મોક્ષ થવા માટે જ્ઞાનીની પ્રત્યક્ષ આજ્ઞા જોઈએ" આ વાત સમજવા અને તેથી થતો અપૂર્વ લાભ દર્શાવવા કહે છે:-(૧૧)

**સદ્‌ગુરુના ઉપદેશ વણ, સમજાય ન જિનરૂપ;**
**સમજ્યા વણ ઉપકાર શો ? સમજ્યે જિનસ્વરૂપ. ૧૨**

અર્થ:-સદ્‌ગુરુના ઉપદેશ વિના જિનનું સ્વરૂપ સમજાય નહીં અને સ્વરૂપ સમજાયા વિના ઉપકાર શો થાય? જો સદ્‌ગુરુ ઉપદેશે જિનનું સ્વરૂપ સમજે તો સમજનારનો આત્મા પરિણામે જિનની દશાને પામે. (૧૨)

ભાવાર્થ: આત્મહિતકારી સદ્‌ગુરુનો ઉપદેશ સાંભળ્યા વિના, સમજ્યા વિના જિનભગવંતનું ભક્તિ કરવા યોગ્ય સહજાત્મસ્વરૂપ સમજાતું નથી; સમજ્યા વગર તેઓનો કરેલો ઉપકાર સ્ફુરે નહીં ત્યાં

બેસવું એ સંસારનું કારણ છે, તેથી હોય છે, માટે સ્વચ્છંદ જીવ રોકે તો જરૂર મોક્ષ પામે, એમ અનંત જીવો મુક્ત થયા છે. માટે સદ્‌ગુરુ-આજ્ઞા એ જ મોક્ષનો રાજમાર્ગ છે એમ તીર્થંકરાદિ મહાત્માઓએ નિઃસ્વાર્થપણે ઉપદેશ્યું છે. (૧૫)

**પ્રત્યક્ષ સદ્‌ગુરુ યોગથી, સ્વચ્છંદ તે રોકાય;**
**અન્ય ઉપાય કર્યા થકી, પ્રાયે બમણો થાય. ૧૬**

અર્થ:—પ્રત્યક્ષ સદ્‌ગુરુના યોગથી તે સ્વછંદ રોકાય છે, બાકી પોતાની ઇચ્છાએ બીજા ઘણા ઉપાય કર્યા છતાં ઘણું કરીને તે બમણો થાય છે. (૧૬)

ભાવાર્થ:–સ્વચ્છંદ રોકવાનો અચૂક ઉપાય દર્શાવે છે:—

પ્રત્યક્ષ સદ્‌ગુરુના યોગથી તેની આજ્ઞાએ વર્તવાથી સ્વચ્છંદ રોકાય છે. નિષ્કારણ કરુણાવંત જ્ઞાની તેના દોષો દૂર થાય તેવો ઉપદેશ આપી, તેં તે દોષોથી બચાવી લે છે; જે પ્રત્યક્ષ સદ્‌ગુરુના યોગ વિના ક્રિયા કે જ્ઞાન માર્ગ આરાધે છે તેનો સ્વચ્છંદ નામનો દોષ કવચિત્ ટળવાને બદલે બમણો વધે છે, અને પરિભ્રમણ ઊભું રહે છે. (૧૬)

**સ્વચ્છંદ મત આગ્રહ તજી, વર્તે સદ્‌ગુરુ લક્ષ,**
**સમકિત તેને ભાખિયું, કારણ ગણી પ્રત્યક્ષ. ૧૭**

અર્થ:–સ્વચ્છંદને તથા પોતાના મતના આગ્રહને તજીને જે સદ્‌ગુરુના લક્ષે ચાલે તેને પ્રત્યક્ષ કારણ ગણીને વીતરાગે 'સમકિત' કહ્યું છે. (૧૭)

ભાવાર્થ:–મોક્ષમાર્ગની નિશાની સમ્યક્‌દર્શન છે તેની પ્રાપ્તિ શાથી થાય તે હવે કહે છે:—

બાહ્ય ક્રિયા કે શુષ્ક જ્ઞાન રૂપ પોતાના મત કે પક્ષનો આગ્રહ તજી જે સ્વછંદ રોકે અને સદ્‌ગુરુએ કરાવેલા લક્ષે વર્તે તેને સમ્યગ્દ-ર્શનનું પ્રત્યક્ષ કારણ ગણીને, શાસ્ત્રમાં સમકિતી જીવો ગણાવ્યા છે.

"ભગવત્ તીર્થંકરના નિર્ગ્રંથ નિર્ગ્રંથિનીઓ, શ્રાવક તથા શ્રાવિકાઓ કંઈ સર્વને જીવાજીવનું જ્ઞાન હતું તેથી તેને સમકિત કહ્યું છે એવો સિદ્ધાંતનો અભિપ્રાય નથી. તેમાંથી કંઈક જીવોને તીર્થંકર સાચા પુરુષ છે, સાચા મોક્ષમાર્ગના ઉપદેષ્ટા છે, જેમ તે કહે છે, તેમજ મોક્ષમાર્ગ છે એવી પ્રતીતિથી, એવી રુચિથી, શ્રી તીર્થંકરના આશ્રયથી અને નિશ્ચયથી સમકિત કહ્યું છે. એવી પ્રતીતિ, એવી રુચિ અને એવા આશ્રયનો તથા આજ્ઞાનો નિશ્ચય છે તે પણ એક પ્રકારે જીવાજીવના જ્ઞાન સ્વરૂપ...તે પ્રતીતિથી તે રુચિથી અને તે આશ્રયથી પછી સ્પષ્ટ વિસ્તાર સહિત જીવાજીવનું જ્ઞાન અનુક્રમે થાય છે. તથારૂપ પુરુષની આજ્ઞા ઉપાસવાથી રાગદ્વેષનો ક્ષય થઈ વીતરાગ દશા થાય છે, તથારૂપ સત્પુરુષના પ્રત્યક્ષ યોગ વિના એ સમકિત આવવું કઠણ છે." (૧૭)

માનાદિક શત્રુ મહા, નિજછંદે ન મરાય;
જાતાં સદ્ગુરુ શરણમાં, અલ્પ પ્રયાસે જાય. ૧૮

**અર્થ**:–માન અને પૂજાસત્કારાદિનો લોભ એ આદિ મહાશત્રુ છે, તે પોતાના ડહાપણે ચાલતાં નાશ પામે નહીં, અને સદ્ગુરુના શરણમાં જતાં સહજ પ્રયત્નમાં જાય. (૧૮)

**ભાવાર્થ**:—અનંતાનુબંધી માન આદિ કારણો સમ્યક્ત્વને રોકનારાં છે, તે દૂર થવાનો ઉપાય દર્શાવે છેઃ—હું જાણું છું તે સાચું છે, હું કરું છું તે ખરું છે, એવું માન તથા પોતાની બુદ્ધિએ ધર્મ સંબંધી પરમાર્થલાભની કલ્પના, ઉપરથી સારા દેખાવા રૂપ માયા તથા બીજા પ્રત્યે દ્વેષ–આદિ દોષો સદ્ગુરુયોગે જાય છે; એવા યોગે તે ઓઘ-દૃષ્ટિ તજી યોગ-દૃષ્ટિવાળો જીવ બને છે. સદ્ગુરુનું શરણ સ્વીકારે તેના તેવા દોષો સહેજે, થોડા પુરુષાર્થથી ટળી જાય છે.

"યોગનાં બીજ ઈહાં ગ્રહે, જિનવર શુદ્ધ પ્રણામો રે,
ભાવાચારજ—સેવના ભવ—ઉદ્વેગ સુઠામો રે."

ભાવ-આચાર્યની ઉપાસના એ જ સાચા વિનય આદિ ગુણોનું કારણ બને છે. (૧૮)

જે સદ્‌ગુરુ ઉપદેશથી, પામ્યો કેવળજ્ઞાન;
ગુરુ રહ્યા છદ્મસ્થ પણ, વિનય કરે ભગવાન. ૧૯

અર્થ :-જે સદ્‌ગુરુના ઉપદેશથી કોઈ કેવળજ્ઞાનને પામ્યા, તે સદ્‌ગુરુ હજુ છદ્મસ્થ રહ્યા હોય, તોપણ જે કેવળજ્ઞાનને પામ્યા છે એવા તે કેવળી ભગવાન છદ્મસ્થ એવા પોતાના સદ્‌ગુરુની વૈયાવચ્ચ કરે. (૧૯)

ભાવાર્થ :- વિનયનું માહાત્મ્ય વર્ણવે છે:—

"હું પામ્યો, સંશય નહીંજી, મૂરખ કરે એ વિચાર" જ્ઞાનથી તો અભિમાન ટળે છે, પણ જો જ્ઞાનનું અભિમાન થતું હોય તો તે અજ્ઞાન સમજવું ઘટે છે. સદ્‌ગુરુના ઉપદેશથી શિષ્યને કેવળજ્ઞાન થાય તે શિષ્ય કેવળજ્ઞાન પામ્યાનું અભિમાન કદિ કરે નહીં, કારણ કે મોહનો ક્ષય થયા વિના કેવળજ્ઞાન થાય નહીં, પછી તો તેની પ્રવૃત્તિ ઉદયાધીન હોવાથી તે ગુરુ સેવા કે વિનયમાં પ્રવર્તતા હોય તે ચાલુ પણ રહે. જે સદ્‌ગુરુનો તે કેવળી ભગવાન વિનય કરતા હોય તેમને ખબર પડે કે તુર્ત તે કેવળી ભગવંતની દશાને પૂજ્ય ગણી (જેમને હજી કેવળજ્ઞાન નથી થયું એવા સદ્‌ગુરુ) પોતે તેમના વિનયમાર્ગનો ત્યાગ ભગવાન પણ કરતા નથી. (૧૯)

એવો માર્ગ વિનય તણો, ભાખ્યો શ્રી વીતરાગ;
મૂળ હેતુ એ માર્ગનો, સમજે કોઈ સુભાગ્ય. ૨૦

અર્થ :-એવા વિનયનો માર્ગ શ્રી જિને ઉપદેશ્યો છે. એ માર્ગનો મૂળહેતુ એટલે તેથી આત્માને શો ઉપકાર થાય છે તે કોઈક સુભાગ્ય એટલે સુલભબોધી અથવા આરાધક જીવ હોય તે સમજે. (૨૦)

ભાવાર્થ :-વીતરાગ ભગવંતે વિનયમૂળ ધર્મ કહ્યો છે. તે યથાર્થ સમજાય તો મોક્ષ પ્રાપ્ત કરાવે તેવો છે. શ્રી ઉત્તરાધ્યયનમાં

પ્રથમ અધ્યયન વિનય નામનું રાખ્યું છે. વિનયવંતને સત્પુરુષોની સેવાનો લાભ થાય છે, સદ્બોધની પ્રાપ્તિ થાય છે, તેથી આત્મજ્ઞાન, સત્શ્રુત, સદાચાર, આત્મધ્યાન, કેવળજ્ઞાન અને અંતે મોક્ષ મળે છે. જેનું ભલું થવાનું હોય તેવા ભાગ્યશાળીને આ વિનયમાર્ગ આત્મ-ઉપકારક છે એમ સમજાય છે. લઘુતાથી પ્રભુતા પમાય છે. પરંતુ બીજાને લઘુ ગણી પોતે મહંત થવા ઇચ્છતા અસદ્ગુરુ એ વિનય માર્ગનો લાભ લેવા જતાં કેવી દશા પામે છે તે હવે જણાવે છે. (૨૦)

અસદ્ગુરુ એ વિનયનો, લાભ લહે જો કાંઈ;
મહામોહનીય કર્મથી, બૂડે ભવજળમાંહિ. ૨૧

અર્થ:—આ વિનયમાર્ગ કહ્યો તેનો લાભ એટલે શિષ્યાદિની પાસે કરાવવાની ઇચ્છા કરીને જો કોઈ પણ અસદ્ગુરુ પોતાને વિષે સદ્ગુરુપણું સ્થાપે તો તે મહામોહનીય કર્મ ઉપાર્જન કરીને ભવસમુદ્રમાં બૂડે. (૨૧)

ભાવાર્થ—સદ્ગુરુને માન-પૂજાની ઇચ્છા હોતી નથી, કોઈ વિનય ન કરે તો તેને પોતાને માટે કંઈ લાગતું નથી કારણકે સદ્ગુરુની ભક્તિ સત્પુરુષોએ માત્ર શિષ્યના કલ્યાણને અર્થે કહી છે. જ્યાં પૂજાવાનો ભાવ છે ત્યાં જ અજ્ઞાન મહામોહ છે. સાંસારિક પદાર્થોથી મહત્તા માનનાર પણ મને આત્માનું ભાન નથી એમ માને છે, તેથી આત્માની મહત્તા અજાણપણે રહેલી હોવાથી તેને આત્મપ્રાપ્તિનો અવકાશ છે; પરંતુ ધર્મ-પ્રાપ્તિ થયા પહેલાં ધર્માત્મા પોતાને માની બેસનારને આત્મજ્ઞાન થવું દુર્લભ છે, અને ઘણા માણસોને અવળે માર્ગે ચઢાવવાથી દુર્લભ-બોધ બની સંસારનાં અપાર જન્મ-મરણ ઊભાં થાય તેવાં કર્મ બાંધે છે. (૨૧)

હોય મુમુક્ષુ જીવ તે સમજે એહ વિચાર;
હોય મતાર્થી જીવ તે, અવળો લે નિર્ધાર. ૨૨

અર્થ:—જે મોક્ષાર્થી જીવ હોય તે આ વિનયમાર્ગાદિનો વિચાર

સમજે, અને જે મતાર્થી હોય તે તેનો અવળો નિર્ધાર લે; એટલે કાં પોતે તેવો વિનય શિષ્યાદિ પાસે કરાવે અથવા અસદ્ગુરુને વિષે પોતે સદ્ગુરુની ભ્રાંતિ રાખી આ વિનયમાર્ગનો ઉપયોગ કરે. (૨૨)

ભાવાર્થઃ— મુમુક્ષુ કે વિચારવાન જીવ હોય તે જન્મ – મરણ ઊભાં થાય તેવાં કારણથી ભય પામી વિનય, ભક્તિ સત્પુરુષોની પોતે કરે. પણ બીજા પોતાની ભક્તિ કરે એવી ઇચ્છા ન રાખે; અને અસદ્ગુરુ પ્રત્યે વિનય કરવો તે નિરર્થક કે મિથ્યામાર્ગને ઉત્તેજન આપવા તુલ્ય જાણી તજી દે છે.

પરંતુ મતાર્થી જીવની સમજણ ઊલટી હોવાથી જેમાં પોતાને લાભ નહિ, તેવી વિનયાદિની ઇચ્છા રાખી માનાદિ શત્રુઓને પોષે છે. વિનય કોઈ કરે તો દ્વેષ રાખે, માનની ભૂખથી પીડાયા કરે છે; અને બીજાનું કલ્યાણ અમારો વિનય કરવાથી થાય છે એમ કહ્યા કરે; આમ તે વિનય માર્ગનો દુરુપયોગ કરે છે; અથવા અસદ્ગુરુ મારફત પોતાનું માન પોષાતું જાણી, તેના વિનયમાં પ્રવર્તે અને પોતાનો કુળધર્મ આદિનો આગ્રહ વધાર્યા કરે છે, એ આદિ મતાર્થીના અભિપ્રાય આગળ વિસ્તારથી જણાવ્યા છે. (૨૨)

હોય મતાર્થી તેહને, થાય ન આતમલક્ષ,
તેહ મતાર્થીલક્ષણો, અહીં કહ્યાં નિર્પક્ષ. ૨૩

અર્થઃ—જે મતાર્થી જીવ હોય તેને આત્મજ્ઞાનનો લક્ષ થાય નહિ એવા મતાર્થી જીવનાં અહીં નિષ્પક્ષપાતે લક્ષણો કહ્યાં છેઃ—

ભાવાર્થઃ—મતાર્થીપણાનું ફળ જણાવતાં કહે છેઃ—
જેનામાં મતાર્થીનાં લક્ષણો હોય તેવા જીવને આત્માનો લક્ષ થતો નથી. કારણ કે આત્માર્થ અને મતાર્થને પ્રકાશ અને અંધકારની પેઠે વિરોધ છે તે મતાર્થીનાં લક્ષણો હેયરૂપે જાણી અપક્ષપાત કે નિંદાદિના ઉદ્દેશ વિના માત્ર આત્માર્થીને ઉપકાર થવા અર્થે કહ્યાં છે. (૨૩)

મતાર્થી-લક્ષણ.

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહીં, તે માને ગુરુ સત્ય;
અથવા નિજકુળધર્મના, તે ગુરુમાં જ મમત્વ. ૨૪

અર્થ :— જેને માત્ર બાહ્યથી ત્યાગ દેખાય છે પણ આત્મજ્ઞાન નથી. અને ઉપલક્ષણથી અંતરંગ ત્યાગ નથી. તેવા ગુરુને સાચા ગુરુ માને અથવા તો પોતાના કુળધર્મના ગમેતેવા ગુરુ હોય પણ તેમાં જ મમત્વ રાખે. ( ૨૪ )

ભાવાર્થ :— કેટલા પ્રકારના મતાર્થી કહ્યા ?

૧. જ્ઞાન રહિત બાહ્ય ત્યાગીને ગુરુ માને.

૨. પોતાના કુળગુરુ મનાતા હોય તે ત્યાગી હોય કે ન હોય પણ તેને જ પોતાના ગુરુ માને. ( ૨૪ )

જે જિનદેહ પ્રમાણ ને, સમવસરણાદિ સિદ્ધિ;
વર્ણન સમજે જિનનું, રોકી રહે નિજ બુદ્ધિ. ૨૫

અર્થ :— જે જિનના દેહાદિનું વર્ણન છે તેને જિનનું વર્ણન સમજે છે અને માત્ર પોતાના કુળધર્મના દેવ છે માટે મારાપણાના કલ્પિત રાગે સમવસરણાદિ માહાત્મ્ય કહ્યા કરે છે; અને તેમાં પોતાની બુદ્ધિને રોકી રહે છે; એટલે પરમાર્થ હેતુસ્વરૂપ એવું જિનનું જે અંતરંગ સ્વરૂપ જાણવા યોગ્ય છે તે જાણતા નથી તથા તે જાણવાનો પ્રયત્ન કરતા નથી અને માત્ર સમવસરણાદિમાં જ જિનનું સ્વરૂપ કહીને મતાર્થમાં રહે છે. ( ૨૫ )

ભાવાર્થ :— ૩. ભગવાનની બાહ્ય વિભૂતિ, આકાર મૂર્તિ વગેરેને જ ભગવાનનું વર્ણન સમજે. મૂર્તિ પરથી આત્મગુણોનો વિચાર ન કરે. (૨૫)

પ્રત્યક્ષ સદ્‌ગુરુયોગમાં, વર્તે દૃષ્ટિ વિમુખ,
અસદ્‌ગુરુને દૃઢ કરે, નિજમાનાર્થે મુખ્ય. ૨૬

અર્થ : — પ્રત્યક્ષ સદ્‌ગુરુનો ક્યારેક યોગ મળે તો દુરાગ્રહાદિછેદક તેની વાણી સાંભળીને તેનાથી અવળી રીતે ચાલે; અર્થાત્ તે હિતકારી વાણીને ગ્રહણ કરે નહિ અને પોતે ખરેખરો દૃઢ મુમુક્ષુ છે એવું માન

મુખ્યપણે મેળવવાને અર્થે અસદ્દગુરું સમીપે જઈને પોતે તેના પ્રત્યે પોતાનું વિશેષ દૃઢપણું જણાવે. (૨૬)

ભાવાર્થ :—૪. સાચા સદ્દગુરુ મળ્યા હોય છતાં તેમના પ્રત્યે લક્ષ ન આપે અને બીજા અસદ્દગુરુ જે તેને વિશેષ માન આપતા હોય અથવા જ્યાં જવાથી લોકોમાં માન પોષાતું હોય ત્યાં જાય અને તેમનામાં શ્રદ્ધા વધારે. (૨૬)

દેવાદિ ગતિ ભંગમાં, જે સમજે શ્રુતજ્ઞાન;
માને નિજમત વેષનો, આગ્રહ મુક્તિનિદાન. ૨૭

અર્થ :—દેવ નારકાદિ ગતિના ભાંગા આદિનાં સ્વરૂપ કોઈક વિશેષ પરમાર્થ હેતુથી કહ્યાં છે તે હેતુને જાણ્યો નથી અને તે ભંગજાળને શ્રુતજ્ઞાન જે સમજે છે તથા પોતાના મતનો, વેષનો આગ્રહ રાખવામાં જ મુક્તિનો હેતુ માને છે. (૨૭)

ભાવાર્થ :—૫. જેમાં દેવાદિગતિનું વર્ણન કર્યું હોય તેને શ્રુતજ્ઞાન એટલે ધર્મનું કથન માને અને પોતે માન્યું હોય, મત પકડચો હોય કે કોઈ વેષ ગ્રહ્યો હોય તેનો આગ્રહ કરવામાં જ મુક્તિ થશે. એમ માને છે (૨૭)

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન;
ગ્રહે નહીં પરમાર્થને, લેવા લૌકિક માન. ૨૮

અર્થ—વૃત્તિનું સ્વરૂપ શું? તે પણ જે જાણતો નથી, અને 'હું વ્રતધારી છું' એવું અભિમાન ધારણ કર્યું છે. કવચિત પરમાર્થના ઉપદેશનો યોગ બને તો પણ લોકોમાં પોતાનું માન અને પૂજાસત્કારાદિ જતાં રહેશે અથવા તે માનાદિ પછી પ્રાપ્ત નહીં થાય એમ જાણીને તે પરમાર્થને ગ્રહણ કરે નહીં. (૨૮)

ભાવાર્થ :—૬. પોતે વ્રત તપ વગેરે લોકોને બતાવવા કરે અથવા કરીને તેનું અભિમાન રાખે પણ વૃત્તિ રોકાતી નથી તે તપાસે

નહિ. આત્માર્થે કરવાનો લક્ષ ન હોય તેથી તપાદિ કરીને લોકમાં સારુ કહેવડાવવાનો, ધર્મિષ્ઠ કે જ્ઞાની કહેવડાવવાનો જાણુતાં અજાણુતાં લક્ષ રહે. આટલે સુધી ક્રિયાજડનું વર્ણન કર્યું. (૨૮)

અથવા નિશ્ચયનય ગ્રહે, માત્ર શબ્દની માંય;
લોપે સદ્વ્યવહારને, સાધન રહિત થાય. ૨૯

અર્થ:—અથવા 'સમયસાર' કે 'યોગવાસિષ્ઠ' જેવા ગ્રંથો વાંચી તે માત્ર નિશ્ચયનયને ગ્રહણ કરે. કેવી રીતે ગ્રહણ કરે ? માત્ર કહેવા રૂપે; અંતરંગમાં તથારૂપ ગુણની કશી સ્પર્શના નહીં અને સદ્ગુરુ, સત્ શાસ્ત્ર, તથા વૈરાગ્ય વિવેકાદિ સાચા વ્યવહારને લોપે તેમજ પોતાને જ્ઞાની માની લઈને સાધનરહિત વર્તે. (૨૯)

ભાવાર્થ:—૭. હવે શુષ્કજ્ઞાની વિષે કહે છે કે નિશ્ચયનયના કથનને વર્ણનને સાંભળીને આત્મા અજર અમર છે, શુદ્ધ છે વગેરે બોલી જાણે અને સત્ક્રિયારૂપ સદ્વ્યવહાર ને નીતિ વગેરે છે તેથી પુણ્ય બંધાય ને ભવમાં રખડવું પડે એમ કહી તે બધું છોડી દે. મોક્ષનાં સાધન કંઈ ન કરે અને સ્વચ્છંદે પાપયુક્ત વર્તે. (૨૯)

જ્ઞાનદશા પામ્યો નહીં, સાધનદશા ન કાંઈ;
પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહિ. ૩૦

અર્થ:—તે જ્ઞાનદશા પામે નહીં, તેમ વૈરાગ્યાદિ સાધનદશા પણ તેને નથી; જેથી તેવા જીવનો સંગ બીજા જે જીવને થાય તે પણ ભવસાગરમાં ડૂબે. (૩૦)

ભાવાર્થ:—૮. જેને જ્ઞાનદશા થઈ નથી અને જે સતક્રિયા-આત્માર્થે સત્સાધન પણ કરતા નથી એવા ગુરુ કે કહેવાતા સાધકનો સંગ થવાથી સંસારમાં રખડી મરવાનું થાય છે. (૩૦)

એ પણ જીવ મતાર્થમાં, નિજમાનાદિ કાજ;
પામે નહીં પરમાર્થને, અન્-અધિકારીમાં જ. ૩૧

અર્થ :–એ જીવ પણ મતાર્થમાં જ વર્તે છે; કેમકે ઉપર કહ્યા જીવ તેને જેમ કુળધર્માદિથી મતાર્થતા છે તેમ આને જ્ઞાની ગણાવવાના માનની ઇચ્છાથી પોતાના શુષ્કમતનો આગ્રહ છે; માટે તે પણ પરમાર્થને પામે નહીં અને અનઅધિકારી એટલે જેને વિષે જ્ઞાન પરિણામ પામવા યોગ્ય નહીં જીવોમાં તે પણ ગણાય. (૩૧)

ભાવાર્થ :–આ બધા મતાર્થીના પ્રકાર કહ્યા તેમનું વર્તન લૌકિકમાન અર્થે છે તે પરમાર્થ પામવાના અધિકારી નથી. (૩૧)

નહીં કષાય ઉપશાંતતા, નહીં અંતર વૈરાગ્ય;
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય. ૩૨

અર્થ :–જેને ક્રોધ માન માયા લોભરૂપ કષાય પાતળા પડ્યા નથી, તેમ જેને અંતરવૈરાગ્ય ઉત્પન્ન થયો નથી; આત્મામાં ગુણ ગ્રહણ કરવારૂપ સરળપણું જેને રહ્યું નથી, તેમ સત્યાસત્યતુલના કરવા જેને અપક્ષપાતદૃષ્ટિ નથી, તે મતાર્થી જીવ દુર્ભાગ્ય, એટલે જન્મ, જરા, મરણને છેદવાવાળા મોક્ષમાર્ગને પામવા યોગ્ય એવું તેનું ભાગ્ય ન સમજવું. (૩૨)

ભાવાર્થ :–વળી કોઈ ધાર્મિક ક્રિયા કરતો હોય પણ પોતાની પ્રકૃતિ-કષાયને ઓછા ન કરે, પોતાના દોષો ઘટાડે નહિ, સ્વચ્છંદે વર્તે તો ગાઢ કર્મ બાંધવાથી રઝળે. વળી જો તેને સંસારના ભોગો પ્રત્યે આસક્તિ છે તો તેથી પણ મોક્ષાર્થી થઈ શકે નહિ. સંસાર દુઃખરૂપ લાગે નહિ. ત્યાં સુધી મતાર્થી જ છે. વળી ઉપરથી ધર્મક્રિયા કરે, જ્ઞાનની વાતો કરે, વૈરાગ્યનો બોધ આપે પણ અંતરમાં ગુપ્ત ઇચ્છા રાખી આસક્તિને પોષે એવા અસરળ જીવ પણ મતાર્થમાં રહે. વળી જ્યાં સુધી સત્ય મળ્યું નથી ત્યાં સુધી મન ખુલ્લું જોઈએ. ન્યાયથી સત્યાસત્યનો નિર્ણય કરવાની કે સાચાને સાચા કહેવાની બુદ્ધિ ન હોય, મન મલિન હોય, ત્યાં પણ આત્માર્થીપણું આવે નહિ. આવા લક્ષણવાળો જે મતાર્થી તે ખરેખર દુર્ભાગી છે. આત્માર્થ સાધવાને અસમર્થ છે. (૩૨)

લક્ષણ કહ્યાં મતાર્થીનાં, મતાર્થ જાવા કાજ;
હવે કહું આત્માર્થીનાં, આત્મ-અર્થ સુખસાજ. ૩૩

**અર્થ**:-એમ મતાર્થી જીવનાં લક્ષણ કહ્યાં; તે કહેવાનો હેતુ એ છે કે કોઈ પણ જીવનો, તે જાણીને મતાર્થ જાય. હવે આત્માર્થી જીવનાં લક્ષણ કહીએ છીએ; એ લક્ષણ કેવાં છે? તો કે-આત્માને અવ્યાબાધ સુખની સામગ્રીના હેતુ છે. (૩૩)

ભાવાર્થ:-મતાર્થપણું દૂર કરવા માટે ઉપર મુજબ મતાર્થી-લક્ષણ બતાવ્યાં. હવે સુખકારી આત્માર્થીપણું પ્રાપ્ત થાય તે અર્થે આત્માર્થીનાં લક્ષણ કહે છે. (૩૩)

આત્માર્થી લક્ષણ.

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય;
બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય. ૩૪

અર્થ:-જ્યાં આત્મજ્ઞાન હોય ત્યાં મુનિપણું હોય; અર્થાત આત્મજ્ઞાન ન હોય ત્યાં મુનિપણું ન જ સંભવે. 'જં સમંતિ પાસહ તં મોણંતિ પાસહ"-જ્યાં સમકિત એટલે જેમાં આત્મજ્ઞાન હોય તે સાચા ગુરુ છે એમ જાણે છે, અને આત્મજ્ઞાનરહિત હોય તોપણ પોતાના કુળના ગુરુને સદ્ગુરુ માનવા એ માત્ર કલ્પના છે તેથી કંઈ ભવચ્છેદ ન થાય એમ આત્માર્થી જુએ છે. (૩૪)

ભાવાર્થ:-जं समंति पासह तं मोणंति पासह। જેને આત્માનું કલ્યાણ કરવું છે તેને સાચા આત્મજ્ઞાની ગુરુ મળ્યા તો પછી લૌકિક માન્યતાઓ પ્રમાણે વર્તતા નથી; કુળગુરુ નથી, વેષ બીજો છે વગેરે શંકા ન કરે. સાચા માન્ય કરે.

પ્રત્યક્ષ સદ્ગુરુ પ્રાપ્તિનો, ગણે પરમ ઉપકાર;
ત્રણે યોગ એકત્વથી, વર્તે આજ્ઞાધાર. ૩૫

અર્થ:-પ્રત્યક્ષ સદ્ગુરુની પ્રાપ્તિનો મોટો ઉપકાર જાણે; અર્થાત્

શાસ્ત્રાદિથી જે સમાધાન થઈ શકવા યોગ્ય નથી, અને જે દોષો સદ્ગુરુની આજ્ઞા ધારણ કર્યા વિના જતા નથી તે સદ્ગુરુ યોગથી સમાધાન થાય, અને તે દોષો ટળે. માટે પ્રત્યક્ષ સદ્ગુરુનો મોટો ઉપકાર જાણે, અને તે સદ્ગુરુ પ્રત્યે મન વચન કાયાની એકતાથી આજ્ઞાંકિતપણે વર્તે. (૩૫)

ભાવાર્થ:-અનાદિ કાળથી જીવ રખડયો તે સદ્ગુરુ યોગના અભાવે. તે યોગ આ ભવે પ્રાપ્ત થયો છે. એ કોઈ કાળે ન મળ્યો હોય એવો લાભ છે, આત્માને પરમ ઉપકાર કરનાર છે, તેથી તેને સફળ કરવા મન, વચન ને કાયા એ ત્રણ યોગથી તે સત્પુરુષની જ આજ્ઞામાં વર્તે, જેમ એક શેઠને ત્રણ દુકાન-કાપડ, સોનાચાંદી ને ઝવેરાતની છે. ત્યાં કાપડની દુકાનમાં ખોટ આવે તે સોનાચાંદીની દુકાનમાં નફો હોય તો પૂરી પડે. ને સોનાચાંદીની દુકાનની ખોટ ઝવેરાતની દુકાનના નફાથી પૂરી પડે. પણ ઝવેરાતમાં ખોટ જાય તો સોનાચાંદીની દુકાનમાંથી પૂરી ન શકાય ને સોનાચાંદીની દુકાનમાં નુકસાન આવે તે કાપડના વેપારથી પૂરી ન શકાય. તેવી રીતે શરીરથી કોઈને હાનિ કરી હોય તેની અસર સારાં વચનથી ટાળી શકાય ને વચન ખરાબ બોલાઈ ગયું તો પશ્ચાત્તાપ વગેરેના ભાવ કરવાથી તેની અસર ન રહે. પરંતુ મનના ભાવ ખોટા થતા હોય તેની અસર વચનથી—મોઢે સારું બોલવાથી ટળે નહિ; તેમ વચન ખોટું બોલાયું હોય પછી શરીરથી કામ કરી આપે વગેરે મહેનત કરે પણ તેથી કંઈ વળે નહિ, આ રીતે પ્રથમ મન એટલે ભાવ સુધારવાની જરૂર છે. તેથી મનની વૃત્તિઓ સત્પુરુષની આજ્ઞામાં જોડેલી રાખે. સમકિતીને વૃત્તિરૂપી દોરી તેના હાથમાં હોય છે. બીજાના મનમાં જતું રોકીને સ્મરણમાં, ધ્યાનમાં, સ્વાધ્યાયમાં પ્રવર્તાવે. વચનને પણ સ્વાધ્યાયમાં, સ્મરણમાં વિનયયુક્ત બોલવામાં આજ્ઞાપૂર્વક પ્રવર્તાવે. દેહને પણ સદ્ગુરુની ભક્તિ સેવા આસનની સ્થિરતા વગેરેમાં આત્માર્થે જ પ્રવર્તાવે. ત્રણ યોગ સ્વચ્છંદે વર્તતા કર્મબંધ કરાવે છે તેને સદ્ગુરુની આજ્ઞામાં જોડીને આત્માર્થમાં વાપરે તો આ અમૂલ્ય જોગ સાર્થક થાય, (૩૫)

એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ;
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત. ૩૬

**અર્થ:**–ત્રણે કાળને વિષે પરમાર્થનો પંથ એટલે મોક્ષનો માર્ગ એક હોવો જોઈએ, અને જેથી તે પરમાર્થ સિદ્ધ થાય તે વ્યવહાર જીવે માન્ય રાખવો જોઈએ; બીજો નહીં. (૩૬)

ભાવાર્થ:–મોક્ષનો માર્ગ એક જ છે. નિશ્ચય નયથી મોક્ષનો માર્ગ આત્મારૂપ જ્ઞાનદર્શનચારિત્રની એકતારૂપ સમાધિમાર્ગ છે. આત્માની શુદ્ધતા કરવા શુદ્ધ આત્માના લક્ષે આત્મામાં જ સ્થિર થવું. આ જ યથાર્થ મોક્ષમાર્ગ છે, વ્યવહારમાં અનેક સાધનો ક્રિયાઓ આ નિશ્ચય માર્ગ સાધવા કરવામાં આવે છે તે દ્વારા નિશ્ચય એટલે શુદ્ધાત્માની સિદ્ધિ થાય તેટલા પ્રમાણમાં તે વ્યવહાર માર્ગ પણ સફળ છે. આ ગાથામાં નિશ્ચય અને વ્યવહાર બંનેની અગત્ય બતાવી છે, નિશ્ચય મોક્ષમાર્ગ તો નિર્વિકલ્પ દશામાં સ્થિરતારૂપ છે ને તે માટે કરવામાં આવતો મન વચન ને કાયાનો પુરુષાર્થ તે વ્યવહાર મોક્ષમાર્ગ છે. (૩૬)

એમ વિચારી અંતરે, શોધે સદ્ગુરુયોગ;
કામ એક આત્માર્થનું, બીજો નહીં મનરોગ. ૩૭

**અર્થ:**–એમ અંતરમાં વિચારીને જે સદ્ગુરુના યોગનો શોધ કરે, માત્ર એક આત્માર્થની ઇચ્છા રાખે, પણ માનપૂજાદિક સિદ્ધિ-રિદ્ધિની કશી ઇચ્છા રાખે નહીં–એ રોગ જેના મનમાં નથી. (૩૭)

ભાવાર્થ:–એમ અંતરમાં વિચાર કરીને સદ્ગુરુનો યોગ-મેળાપ શોધે–પ્રાપ્ત કરે, અથવા શોધે–સદ્ગુરુનો યોગ થયો હોય. તેને શુદ્ધ કરે; શી રીતે શુદ્ધ કરે? સર્વે સાંસારિક ઇચ્છાઓનો ત્યાગ કરે. ઇચ્છારૂપ રોગ છે તે માત્ર એક મોક્ષની ઇચ્છા સિવાય અન્ય કોઈ ઇચ્છા દેહ કુટુંબ ધન યશ આદિની હોય તે છોડે ત્યારે સદ્ગુરુનો યોગ શુદ્ધ થાય, જ્ઞાની પાસે ચોખ્ખો થઈને આવે, મોક્ષ માટે જ ઇચ્છા રહે તો તેનો તે જ્ઞાનીનો મેળ મળે, સંકલ્પ વિકલ્પ જે પરપદાર્થની

ઇચ્છા મમતાથી થાય છે તેમ જ ઇચ્છા-લોભને કારણે કષાયો થાય છે તે ત્યાગે ને પોતાના આત્મસ્વરૂપની પ્રાપ્તિની ઝંખના તીવ્ર હોય તે પ્રાપ્ત કરવા માટે સદ્ગુરુનો સમાગમ કરે (૩૭).

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ;
ભવે ખેદ, પ્રાણીદયા, ત્યાં આત્માર્થ નિવાસ. ૩૮

અર્થ:–જ્યાં કષાય પાતળા પડ્યા છે, માત્ર એક મોક્ષપદ સિવાય બીજા કોઈ પદની અભિલાષા નથી, સંસાર પર જેને વૈરાગ્ય વર્તે છે, અને પ્રાણી માત્ર પર જેને દયા છે, એવા જીવને વિષે આત્માર્થનો નિવાસ થાય. (૩૮)

ભાવાર્થ:–હવે સત્સંગમાં આવે બોધ સાંભળે છતાં તેને પૂર્વ કર્મને લઈને કષાય ઉદય આવે છે. કંઈ નિમિત્ત મળતાં ધર્મનાં સાધન સાધર્મી વગેરે પ્રત્યે પણ કષાય થાય તે અનંતાનુબંધી છે. પ્રકૃતિઓનો ઉદય આવ્યા કરે ત્યારે તેને ઉપશમાવવા શું કરે ? કષાય વેદાય તેને આત્માના શત્રુ જાણે ને દૂર કરવા ક્ષમા આદિ ધારણ કરે. હું કષાય કરીશ તો મને જ કર્મ બંધાશે, વળી કોઈ નિંદા વગેરે કરે કે દુઃખ આપે તો તેમાં પોતાનો દોષ હોય તો વિચારી કાઢી નાખે. દોષ ન હોય તો તે પૂર્વ કર્મનું ફળ જાણી સમતા રાખે, કર્મ નિર્જરી જાય છે એમ જાણી સંતોષ રાખે. અને વૃત્તિને ધર્મ ધ્યાનમાં વિશેષપણે રોકે. એ રીતે અભ્યાસ કરતાં કષાય મંદ પડે એટલે કે ઉપશાંત થાય ત્યારે આત્માર્થ વિચારવાનો અવકાશ મળે. મૈત્રી પ્રમોદ આદિ ચાર ભાવના ભાવે એમ કષાયને દુઃખના હેતુ જાણી છોડે. ઉપશમાવે ઘટાડે, ક્ષય કરે, આ લોકની અલ્પ પણ સુખેચ્છા મોક્ષના પુરુષાર્થમાં શિથિલ કરે છે તેથી સર્વ સંસારને એકાંત દુઃખરૂપ જાણી કર્મબંધ રહિત મોક્ષસુખ પામવા ઇચ્છા પ્રયત્ન કરે. તેમ જ સાથે પ્રાણીમાત્ર પર દયા હોય. પોતા સમાન સર્વ જીવને ગણી અંતઃકરણ કોમળ કરે. અભિમાન ત્યાગે. આ લક્ષણો હોય ત્યાં આત્માર્થ એટલે મુમુક્ષુ દશા પ્રગટે છે. (૩૮)

દશા ન એવી જ્યાં સુધી, જીવ લહે નહીં જોગ,
મોક્ષમાર્ગ પામે નહીં, મટે ન અંતર રોગ. ૩૯

અર્થ:-જ્યાં સુધી એવી જોગદશા જીવ પામે નહીં; ત્યાં સુધી તેને મોક્ષમાર્ગની પ્રાપ્તિ ન થાય, અને આત્મભ્રાંતિરૂપ અનંત દુઃખનો હેતુ એવો અંતરરોગ ન મટે. (૩૯)

ભાવાર્થ:-આવી દશા ન આવે એટલે કે ઉપર દર્શાવેલી યોગ્યતા કષાયની મંદતા, મોક્ષ સિવાયના સંસારસુખની અભિલાષાનો ત્યાગ, સંસારનાં સુખો દુઃખરૂપ અહિતકારી લાગે, ને સંસારી જીવો જે પરાધીન જન્મમરણ કરી રહ્યા છે ને સંસારમાં સુખ માની રહ્યા છે તેમની દયા આવે એવો વિવેક ન પ્રગટે ત્યાં સુધી તે યોગ્ય જીવ થયો ન કહેવાય અને સદ્ગુરુનો જોગ તેને થાય નહિ, યોગ્યતા હોય તો સદ્ગુરુનો બોધ પરિણમે. યોગ્યતા ન હોય તો પરિણમે નહિ, તેથી મોક્ષમાર્ગ હાથ ન લાગે અને અંતરરોગ એટલે આત્માના કષાયના ઉદયથી થતા વિભાવભાવ છે જેથી કર્મ બાંધે છે ને સંસાર વધારે છે તે વિભાવ મટે નહિ. અથવા અંતર-રોગ એટલે આત્મભ્રાંતિ-મિથ્યાત્વ, તે જ્યાં સુધી યોગ્યતાવાળી દશા ન પ્રાપ્ત કરે ત્યાં સુધી તેને સદ્ગુરુનો યથાર્થ જોગ ન બાઝે તેથી મોક્ષમાર્ગમાં પ્રવેશ ન થાય અને મિથ્યાત્વરૂપી રોગ ટળે નહિ. (૩૯)

આવે જ્યાં એવી દશા, સદ્ગુરુબોધ સુહાય,
તે બોધે સુવિચારણા, ત્યાં પ્રગટે સુખદાય. ૪૦

અર્થ:-એવી દશા જ્યાં આવે ત્યાં સદ્ગુરુનો બોધ શોભે, અર્થાત્ પરિણામ પામે, અને તે બોધના પરિણામથી સુખદાયક એવી સુવિચાર દશા પ્રગટે. (૪૦)

ભાવાર્થ:-પણ જ્યારે જીવમાં યોગ્યતા આવે એટલે કે તેને સંસાર એકાંત દુઃખરૂપ લાગે, તેથી છૂટવા મોક્ષ સુખ મેળવવા સાચી કામના જાગે ને પોતાના કષાયો જે સંસાર વધારનારા છે તેને દોષરૂપ

દુઃખનાં કારણો જાણી ઉપશમાવે ત્યારે સદ્‌ગુરુનો બોધ જે તે કાર્યમાં તેને સહાય કરનારો છે તે તેને અતિશય પ્રિય લાગે છે. સદ્‌ગુરુના બોધથી જ તેને આત્માનો મોક્ષ કેવી રીતે થાય તેના ખરા વિચારો થાય. મન સંસારના વિચારોમાં ફરતું હતું ત્યાંથી પાછું વળીને પોતાના આત્મહિતના વિચારમાં આવે, શાંત સ્થિર થઈ સૂક્ષ્મપણે વિચારે. સદ્‌ગુરુએ જે બોધ કર્યો હોય તે શાંતપણે સ્થિર થઈ પોતાના આત્માર્થે સૂક્ષ્મપણે વિચારે. એમ સુવિચારણામાં સ્થિર થતાં તેને આત્મસુખની ઝાંખી થાય છે. (૪૦)

જ્યાં પ્રગટે સુવિચારણા, ત્યાં પ્રગટે નિજજ્ઞાન;
જે જ્ઞાને ક્ષય મોહ થઈ; પામે પદ નિર્વાણ. ૪૧

અર્થઃ-જ્યાં સુવિચારદશા પ્રગટે ત્યાં આત્મજ્ઞાન ઉત્પન્ન થાય અને તે જ્ઞાનથી મોહનો ક્ષય કરી નિર્વાણપદને પામે. (૪૧)

ભાવાર્થઃ-સદ્‌ગુરુબોધે આત્મસ્વરૂપની વિચારણા કરવાથી જ્ઞાનરૂપી દીવો પ્રગટે. તેનાથી અજ્ઞાન ને મોહરૂપી અંધકાર વિલય થાય ને પરિણામે સંસારથી મુક્ત થઈ આત્માના અનંત સ્વાધીન સુખરૂપ મોક્ષપદમાં સ્થિતિ થાય. (૪૧)

ઊપજે તે સુવિચારણા, મોક્ષમાર્ગ સમજાય;
ગુરુ-શિષ્ય સંવાદથી, ભાખું ષટ્‌પદ આંહિ. ૪૨

અર્થઃ-જેથી તે સુવિચાર દશા ઉત્પન્ન થાય, અને મોક્ષમાર્ગ સમજવામાં આવે તે, ૭ પદરૂપે ગુરુ-શિષ્યના સંવાદથી કરીને અહીં કહું છું (૪૨)

ભાવાર્થઃ-આત્મસિદ્ધિ લખવાનું પ્રયોજન હવે કહે છે કે જીવોને એવી સુવિચારણા ઊપજે અને મોક્ષમાર્ગ શું તે યથાર્થ સમજાય એ હેતુથી ગુરુ-શિષ્યના સંવાદ રૂપે ૭ પદ અહીં કહું છું. સુવિચારણા જાગે ત્યારે બોધમાં કહ્યું હોય તેથી ઘણું વધારે વિચારી શકે જેમકે "આત્મા છે" એનો વિચાર કરતાં તે ઇન્દ્રિયથી જણાતો નથી પરંતુ

અંદર અનુભવ કરનાર અને જાણનાર એવો "હું" અનુભવમાં આવે છે, તે દરેકને અનુભવથી જણાય છે, તે રીતે વિચારે. "સરીએ બોધ પ્રવાહનીજી, એ વિણુ શ્રુત થલરૂપ"...એ રીતે જે સાંભળ્યું તેને આધારે પોતાના પર ઘટાવીને અનુભવપૂર્વક વિચારે. એમ વિશેષપણે વિચારે નહિ અને માત્ર યાદ રાખે તો બંધિયાર પાણી ખાડામાં ખરાબ થઈ જાય તેમ મળેલું જ્ઞાન બોજારૂપ–દુઃખરૂપ થાય. (૪૨)

**ષટ્પદ નામ કથન**

**'આત્મા છે,' 'તે નિત્ય છે' 'છે કર્તા નિજકર્મ,'**
**'છે ભોક્તા,' વળી 'મોક્ષ છે,' 'મોક્ષઉપાય' સુધર્મ, ૪૩**

**અર્થઃ**–'આત્મા છે,' તે આત્મા નિત્ય છે.' 'તે આત્મા પોતાના કર્મનો કર્ત્તા છે,' 'તે કર્મનો ભોક્તા છે, 'તેથી મોક્ષ થાય છે,' અને, 'તે મોક્ષનો ઉપાય એવો સતધર્મ છે.' (૪૩)

ભાવાર્થઃ—આત્મા છે......મોક્ષનો ઉપાય સુધર્મ છે. જે ધર્મ આત્માને સંસાર પરિભ્રમણથી મુક્ત કરે તે યથાર્થ હિતકારી ધર્મ કહેવાય. (૪૩)

**ષટ્સ્થાનક સંક્ષેપમાં, પટ્દર્શન પણ તેહ;**
**સમજાવા પરમાર્થને, કહ્યાં જ્ઞાનીએ એહ. ૪૪**

**અર્થઃ**—એ છ સ્થાનક અથવા છ પદ અહીં સંક્ષેપમાં કહ્યાં છે. અને વિચાર કરવાથી ષટ્દર્શન પણ તે જ છે. પરમાર્થ સમજવાને માટે જ્ઞાની પુરુષે એ છ પદો કહ્યાં છે. (૪૪)

ભાવાર્થઃ—આ ષટ્ સ્થાનક એટલે સમકિતને રહેવાનાં સ્થાન છે એનો વિચાર કરતાં સમકિત થાય. આમાં છ દર્શનની વાત પણ સાથે સાથે આવી જશે. તે છ દર્શનમાં મતભેદ કરીને જુદા જુદા ધર્મવાળા ઝઘડો કરે છે તેમ ન થવા અહીં તો માત્ર પરમાર્થ=શુદ્ધાત્મા સમજાય તે અર્થે જ જ્ઞાનીપુરુષે બોધ કર્યો છે. મતભેદમાં ન પડતાં એક આત્મા તરફ વાંચનારનું લક્ષ જોડાય એ હેતુથી આત્મસિદ્ધિની

રચના છે. કોઈ આત્મા નથી એમ માને છે. તેનું નિરાકરણ પ્રથમ-પદથી કર્યું છે. કોઈ આત્માને ક્ષણિક માને છે તેનું નિરાકરણ બીજા પદથી કર્યું છે. કેટલાક "કર્તા નથી ભોક્તા છે" એમ માને છે તેનું નિરાકરણ ત્રીજા પદથી, તથા કોઈ કર્તા ભોક્તા નથી કર્મ જ નથી એમ માને છે તેનું નિરાકરણ ૪થા પદથી થયું છે વળી કોઈ મોક્ષ નથી એમ માને છે તેનું નિરાકરણ પાંચમા પદથી કર્યું છે, જેઓ આત્મા, કર્મ કે મોક્ષને માનતા નથી; તેઓ મોક્ષનો ઉપાય પણ માનતા નથી. અહીં છએ દર્શનની શંકાઓનું નિરાકરણ કરીને શુદ્ધાત્માની પ્રાપ્તિનો માર્ગ બતાવ્યો છે. (૪૪)

(૧) શંકા — શિષ્ય ઉવાચ: -

નથી દૃષ્ટિમાં આવતો, નથી જણાતું રૂપ;
બીજો પણ અનુભવ નહીં, તેથી ન જીવસ્વરૂપ ૪૫

અર્થ :— દૃષ્ટિમાં આવતો નથી, તેમ જેનું કંઈ રૂપ જણાતું નથી. તેમ સ્પર્શાદિ બીજા અનુભવથી પણ જણાવાપણું નથી, માટે જીવનું સ્વરૂપ નથી, અર્થાત્ જીવ નથી. (૪૫)

ભાવાર્થ :— પ્રથમ પદ માટે શિષ્ય શંકા કરે છે. આત્મા દેખાતો નથી માટે દર્શન રૂપ નથી. તેનું કંઈ રૂપ જાણવામાં આવતું નથી માટે જ્ઞાનરૂપ નથી અને બીજી રીતે તેનો અનુભવ થતો નથી તેથી ચારિત્રરૂપ નથી શિષ્ય ભણેલો છે તેથી જૈન સિદ્ધાંતમાં જે આત્માનો સ્વભાવ દર્શનજ્ઞાનચારિત્ર રૂપ કહ્યો છે, તેનો જ નિષેધ કરી, જીવ નથી એમ શંકા કરી છે. (૪૫)

અથવા દેહ જ આતમા, અથવા ઇન્દ્રિય પ્રાણ,
મિથ્યા જુદો માનવો, નહીં જુદું એંધાણ. ૪૬

અર્થ :— અથવા દેહ જ છે તે આત્મા છે, અથવા ઇંદ્રિયો છે તે આત્મા છે, અથવા શ્વાસોચ્છ્વાસ છે તે આત્મા છે, અર્થાત એ સૌ એકના એક દેહરૂપે છે, માટે આત્માને જુદો માનવો તે મિથ્યા છે. કેમકે તેનું કશું જુદું એંધાણ એટલે ચિહ્ન નથી.

ભાવાર્થ :—પછી તે કહે છે કે દેહ તે જ આત્મા છે, દેહ જડ છે ને જાણતો નથી એમ કોઈ કહે તો ઇંદ્રિયો જાણે છે તે આત્મા છે, ઇંદ્રિયો કામ કરતી અટકે છતાં શ્વાસોચ્છ્વાસ હોય ત્યાં સુધી જીવ છે એમ મનાય છે તે ઉપરથી પ્રાણ=શ્વાસ તે જ આત્મા છે, આ ત્રણ સિવાય બીજું ચેતનનું લક્ષણ ઇન્દ્રિગોચર નથી છતાં તમે જુદું ચેતન માનો તો તે તમારું મિથ્યાત્વ છે. કારણ કે તે ચેતનની કોઈ નિશાની છે જ નહિ. (૪૬)

**વળી જો આત્મા હોય તો, જણાય તે નહિ કેમ ?**
**જણાય જો તે હોય તો, ઘટ પટ આદિ જેમ. ૪૭**

**અર્થ:**—અને જો આત્મા હોય તો તે જણાય શા માટે નહિ ? જો ઘટ, પટ આદિ પદાર્થો છે તે જેમ જણાય છે, તેમ આત્મા હોય તો શા માટે ન જણાય ? (૪૭)

**ભાવાર્થ:**—જો આત્મા કોઈ પદાર્થ હોય તો જેમ દેહ વગેરે જણાય છે તેમ જણાવો જોઈએ પરંતુ એવો આત્મા નામનો કોઈ પદાર્થ જોવા જાણવામાં કે અનુભવવામાં આવતો નથી. (૪૭)

**માટે છે નહિ આતમા, મિથ્યા મોક્ષ ઉપાય;**
**એ અંતર શંકા તણો, સમજાવો સદુપાય. ૪૮**

**અર્થ:**—માટે આત્મા છે નહીં, અને આત્મા નથી એટલે તેના મોક્ષના અર્થે ઉપાય કરવા તે ફોગટ છે. તે મારા અંતરની શંકાનો કંઈપણ સદુપાય સમજાવો એટલે સમાધાન હોય તે કહો.

**ભાવાર્થ:**—માટે આત્મા નથી અને તેથી મોક્ષનો ઉપાય—ધર્મ કરવો નિરર્થક લાગે છે. આ મુજબ પોતાની માન્યતા દર્શાવી તે દૂર કરવાનો સત્ય ઉપાય હોય તો સમજાવવા શિષ્યે વિનંતિ કરી છે. (૪૮)

**(૧) સમાધાન—સદ્ગુરુ ઉવાચ:**

**ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;**
**પણ તે બન્ને ભિન્ન છે, પ્રગટ લક્ષણે ભાન. ૪૯**

ભાસ્યો દેહાધ્યાસથી, આત્મા દેહસમાન;
પણ તે બંને ભિન્ન છે, જેમ અસિ ને મ્યાન. ૫૦

અર્થ :—દેહાધ્યાસથી એટલે અનાદિકાળથી અજ્ઞાનને લીધે દેહનો પરિચય છે, તેથી આત્મા દેહ જેવો અર્થાત્ તને દેહ ભાસ્યો છે; પણ આત્મા અને દેહ બંને જુદાં જુદાં છે, કેમકે બેય જુદાં જુદાં લક્ષણથી પ્રગટ ભાનમાં આવે છે.

અનાદિકાળના અજ્ઞાનને લીધે દેહના પરિચયથી દેહ જ આત્મા ભાસ્યો છે; અથવા દેહ જેવો આત્મા ભાસ્યો છે; પણ જેમ તલવાર ને મ્યાન, મ્યાનરૂપ લાગતાં છતાં બંને જુદાં જુદાં છે, તેમ આત્મા અને દેહ બંને જુદાં જુદાં છે. (૪૯–૫૦)

ભાવાર્થ :—આત્મા છે એ પદ સમજાવવામાં અહીં દેહ અને આત્મા એ બે પદાર્થ તરફ ધ્યાન ખેંચ્યું છે. અનાદિ કાળથી જીવ આત્માને ભૂલી ગયો છે કારણ કે તે જેટલી ઇન્દ્રિય મળી હોય તે દ્વારા બહારને બહાર જ જોયા કરે છે. मत्तश्च्युत्वेन्द्रियद्वारैः पतितो विषयेष्वहम् । तान्प्रपद्याहमिति मां पुरा–वेद न तत्त्वतः ।। १६ ।। (સમાધિશતક). ઇન્દ્રિયોને પ્રાપ્ત કરીને એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના ભવમાં વિષયોરૂપ કૂવામાં પડ્યો તેથી આત્માને જાણી શક્યો નહિ. સત્સંગમાં પણ મિથ્યાગ્રહ, સ્વચ્છંદ, પ્રમાદ અને ઇન્દ્રિયવિષયથી આત્મા પ્રત્યે ઉપેક્ષા થાય તો સત્સંગ સફળ ન થાય એમ કહ્યું છે. પરંતુ સાચી ભક્તિથી આ દોષો જાય. કારણ કે સત્પુરુષ પ્રત્યે રુચિ થતાં તેમને ઘડી પણ ન વિસરે, ત્યારે ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે ઉદાસીનતા આવે અને આત્માનો લક્ષ થાય.

આત્મા શાથી જણાય ? વિચાર પૂર્વક ભેદ પાડવાથી. અગ્નિ હોય તે ચીપિયાથી પકડાય તેમ આત્મા ઓળખવા તેનાં લક્ષણો વિચારે; જ્ઞાન દર્શન રૂપ તે જ આત્મા. તેને બીજા વિભાવો, ઇચ્છાઓ સંકલ્પ વિકલ્પ આદિથી જુદો પાડે. બુદ્ધિરૂપી છીણીથી જડ ચેતનનાં લક્ષણ

જુદાં જુદાં વિચારે. બધામાં જાણનાર જોનાર જુદો છે, તે આત્મા છે.

"સમતા, રમતા, ઊરધતા, જ્ઞાયકતા, સુખભાસ;
વેદકતા, ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ."

ઝાડ લીલું સુંદર દેખાય છે ત્યાં જડ ન જુએ પરંતુ તેની રમણીયતા આત્માને લઈને છે માટે ત્યાં આત્મા છે એમ જુએ. વળી મારો આત્મા છે તો જાણી રહ્યો છે. એમ આત્મા અરૂપી છે પરંતુ તે તેના લક્ષણોથી પકડી શકાય છે. તેને લક્ષણોથી ભિન્ન પાડી સતત અનુભવ કરી મ્યાન ને તલવારની જેમ દેહથી ભિન્ન આત્મા છે એ શ્રદ્ધા દૃઢ કરી લેવી. ઇન્દ્રિયોથી દેખાતા જડ પદાર્થો ક્ષણે ક્ષણે પલટાતા નાશવંત છે તેમાં આત્માની ભ્રાંતિ ન કરવી, મોહ ન કરવો. એક આત્માનો જ લક્ષ કરવો. (૪૦–૫૦)

**જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ;**
**અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ ૫૧.**

અર્થ:—તે આત્મા દૃષ્ટિ એટલે આંખથી ક્યાંથી દેખાય ? કેમકે ઊલટો તેનો તે જોનાર છે. સ્થૂળસૂક્ષ્માદિ રૂપને જે જાણે છે, અને સર્વને બાધ કરતાં કોઈ પણ પ્રકારે બાધ કરી શકાતો નથી એવો બાકી જે અનુભવ રહે છે તે જીવનું સ્વરૂપ છે. (૫૧)

ભાવાર્થ:—"નથી દૃષ્ટિમાં આવતો……" તેના જવાબમાં "જે દ્રષ્ટા છે દૃષ્ટિનો……" બીજું દેખાય છે પણ આત્મા દેખાતો નથી તેનું રૂપ દેખાતું નથી તેના જવાબમાં સદ્ગુરુ કહે છે કે જે દૃષ્ટિથી અન્ય રૂપને જુએ છે, જાણે છે, તેને જ જોને જાણ. તે પોતે જ આત્મા છે. "બીજો પણ અનુભવ નહિ" એમ કહ્યું તો કે બધું છોડી દઈએ પણ છેવટે જે હંમેશાં સાથે જ રહે તે આત્મા પોતે જ અનુભવરૂપ છે. "તેથી ન જીવસ્વરૂપ," તેના ઉત્તરમાં કહે છે કે તે પોતે જ પ્રત્યક્ષ જીવ સ્વરૂપ છે. જેનો અનુભવ નિરંતર અસ્ખલિતપણે થયા કરે છે તે પોતે જ આત્મા છે. પ્રત્યેક અવસ્થામાં, 'હું છું" એવું જણાય છે તે જ અબાધ્ય અનુભવ સ્વરૂપ આત્મા છે. (૫૧)

છે ઇન્દ્રિય પ્રત્યેકને, નિજ નિજ વિષયનું જ્ઞાન;
પાંચ ઇન્દ્રિના વિષયનું, પણ આત્માને ભાન. ૫૨.

અર્થ :—કર્ણેન્દ્રિયથી સાંભળ્યું તે તે કર્ણેન્દ્રિય જાણે છે, પણ ચક્ષુ-ઇન્દ્રિય તેને જાણતી નથી. અને ચક્ષુ-ઇંદ્રિયે દીઠેલું તે કર્ણેન્દ્રિય જાણતી નથી. અર્થાત્ સૌ સૌ ઇંદ્રિયને પોતપોતાના વિષયનું જ્ઞાન છે, પણ બીજી ઇંદ્રિયોના વિષયનું જ્ઞાન નથી અને આત્માને તો પાંચે ઇંદ્રિના વિષયનું જ્ઞાન છે. અર્થાત્ જે તે પાંચે ઇંદ્રિયોના ગ્રહણ કરેલા વિષયને જાણે છે તે, 'આત્મા' છે, અને આત્મા વિના એકેક ઇંદ્રિય એકેક વિષયને ગ્રહણ કરે એમ કહ્યું તે પણ ઉપચારથી કહ્યું છે. (૫૨)

ભાવાર્થ:—દરેક ઇંદ્રિય પોતાનું કાર્ય ભિન્ન ભિન્ન કરે છે પણ તે દરેકમાં જાણવાનું કામ કરનાર આત્માનો ઉપયોગ તો એકનો એક જ છે પાંચેય ઇંદ્રિયના વિષયોને જાણનારો સ્મૃતિમાં રાખનારો ઇંદ્રિયોથી ભિન્ન આત્મા છે. (૫૨)

દેહ ન જાણે તેહને, જાણે ન ઇન્દ્રિય પ્રાણ;
આત્માની સત્તા વડે તેહ પ્રવર્તે જાણ. ૫૩.

અર્થ:—દેહ તેને જાણતો નથી, ઇંદ્રિયો તેને જાણતી નથી. અને શ્વાસોચ્છ્વાસરૂપ પ્રાણ પણ તેને જાણતો નથી; તે સૌ એક આત્માની સત્તા પામીને પ્રવર્તે છે, નહીં તો જડપણે પડ્યાં રહે છે, એમ જાણ. (૫૩)

ભાવાર્થ:–અથવા દેહ જ આત્મા દેહથી ચેતન છે. દેહ ઇંદ્રિયો તેના જવાબમાં કહે છે કે આત્મા દેહથી જુદો ચેતન છે. દેહ ને ઇંદ્રિયો જડ છે, તેનાથી આત્મા જણાતો નથી. જ્યાં સુધી દેહ ઇન્દ્રિયો સાથે આત્માનો સંયોગ છે, ત્યાં સુધી તે પોતપોતાનું કાર્ય કરી શકે. આત્માની સત્તા ચાલી જાય તો તે જડ અચેતન જેવાં પડી રહે છે. જેની શક્તિથી દેહ ઇન્દ્રિયો વગેરે પોતાનું કાર્ય કરે છે અને તેના જવાથી તે અચેતન નિષ્ક્રિય બની જાય છે તે ચેતન વસ્તુ આવશ્યક છે. તેને જુદો ન માનવો એ જ મિથ્યાત્વ કહેવાય! આત્માની સત્તા છે તો શરીરના જુદા જુદા

અવયવોરૂપી યંત્રો પોતાનાં ભિન્ન ભિન્ન કાર્યો કરે છે. આત્મા ન હોય તો શબવત્ શરીર કોઈ કાર્યમાં પ્રવર્તી શકે નહિ. (૫૩)

સર્વ અવસ્થાને વિષે, ન્યારો સદા જણાય;
પ્રગટરૂપ ચૈતન્યમય, એ એંધાણ સદાય. ૫૪

અર્થ:—જાગ્રત, સ્વપ્ન, અને નિદ્રા એ અવસ્થામાં વર્તતો છતાં તે તે અવસ્થાઓથી જુદો જે રહ્યા કરે છે, અને તે તે અવસ્થા વ્યતીત થયે પણ જેનું હોવાપણું છે, અને તે તે અવસ્થાને જે જાણે છે, એવો પ્રગટસ્વરૂપ ચૈતન્યમય છે, અર્થાત્ જાણ્યા કરે છે એવો જેનો સ્વભાવ પ્રગટ છે. અને તેની નિશાની સદાય વર્તે છે; કોઈ દિવસ તે નિશાનીનો ભંગ થતો નથી. (૫૪)

ભાવાર્થ:—"...નહિ જુદું એંધાણ." એના ઉત્તરમાં કહે છે કે બાળ, વૃદ્ધ, દેવ, નારક, મનુષ્ય ભણેલા અભણ એમ કર્માધીન અમુક અવસ્થાઓ પલટાય છે પરંતુ તે સર્વમાં આત્મા તો તેનો તે જ રહે છે, પલટાતો નથી. કર્મને આધીન જડ દેહની અવસ્થાઓ છે. તેથી ભિન્ન ચૈતન્ય જ્ઞાનદર્શન ગુણની વિશેષતાથી અનુભવાતો આત્મા હમેશાં જુદો તરી આવે છે. (૫૪)

ઘટ, પટ આદિ જાણ તું, તેથી તેને માન;
જાણનાર તે માન નહિ, કહીયે કેવું જ્ઞાન? ૫૫

અર્થ:—ઘટ, પટ, આદિને તું પોતે જાણે છે, 'તે છે' એમ તું માને છે, અને જે તે ઘટ પટ આદિનો જાણનાર છે તેને માનતો નથી; એ જ્ઞાન તે કેવું કહેવું? (૫૫)

ભાવાર્થ:—"વળી જો આત્મા હોય તો.......ઘટપટ આદિ જેમ." (૩૭) શિષ્યે પૂછ્યું કે આત્મા હોય તો જેમ ઘટપટ વગેરે આદિ જુએ છે તો જોનાર વગર શી રીતે જુએ છે! જે જ્ઞાનરૂપ આત્મામાં ઘટપટ જણાય છે તે જાણનાર આત્માને જ તું ન માને એ

તારું જ્ઞાન કેવું છે? (૫૫)

પરમ બુદ્ધિ કૃષ દેહમાં, સ્થૂળ દેહ મતિ અલ્પ;
દેહ હોય જો આતમા, ઘટે ન આમ વિકલ્પ. ૫૬

અર્થ:—દુર્બળ દેહને વિષે પરમ બુદ્ધિ જોવામાં આવે છે, અને સ્થૂળ દેહને વિષે થોડી બુદ્ધિ પણ જોવામાં આવે છે; જો દેહ જ આત્મા હોય તો એવો વિકલ્પ એટલે વિરોધ થવાનો વખત ન આવે. (૫૬)

ભાવાર્થ:—"અથવા દેહ જ આત્મા" આ શંકા દૂર કરવા તર્કથી કહે છે કે દેહ જ આત્મા એટલે જ્ઞાન દર્શનરૂપ ચૈતન્ય હોય તો દેહ જાડો થાય તેમ જ્ઞાન વધવું જોઈએ અને પાતળો થાય તેમ ઘટવું જોઈએ પરંતુ તેમ બનતું નથી, ઘણી વાર પુષ્ટ શરીરધારી મલ્લ વગેરેમાં જ્ઞાન અલ્પ હોય છે અને કોઈ કૃષ થયા હોય છતાં મહાબુદ્ધિવાળા હોય છે. તપથી શરીર કૃશ થવા છતાં યોગીઓને અવધિ વગેરે વિશેષ જ્ઞાન પ્રગટે છે. દેહ તે જ આત્મા હોય તો આ પ્રમાણે બને નહિ. વિકલ્પ=બનાવ. (૫૬)

જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ,
એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વયભાવ. ૫૭

અર્થ:—કોઈ કાળે જેમાં જાણવાનો સ્વભાવ નથી તે જડ; અને સદાય જે જાણવાના સ્વભાવવાન છે તે ચેતન, એવો બેયનો કેવળ જુદો સ્વભાવ છે, અને તે કોઈ પણ પ્રકારે એકપણું પામવા યોગ્ય નથી. ત્રણે કાળ જડ જડ ભાવે, અને ચેતન ચેતન ભાવે રહે એવો બેયનો જુદો જુદો દ્વૈતભાવ પ્રસિદ્ધ જ અનુભવાય છે. (૫૭)

ભાવાર્થ:—જડ ને ચેતન બે તદ્દન ભિન્ન છે છતાં એક મનાય છે તે પહેલા બે ગાથાઓમાં કહ્યું છતાં તે બરાબર દૃઢ કરી નાખવાની જરૂર હોવાથી ફરી સ્પષ્ટપણે કહે છે કે જડનો સ્વભાવ અને ચેતનનો સ્વભાવ એ બે તદ્દન જુદે જુદા છે. જડમાં જાણવાનો સ્વભાવ જરા પણ નથી ને ચેતનમાં રૂપ રસ આદિ નથી, ચેતન હમેશાં જાણવાનું

જ કાર્ય કરે છે ને કરશે અને જડ જાણી શકતું નથી. જડ કોઈ કાળે ચેતન ન થાય ને ચેતન કોઈ કાળે જડ ન થાય, બે તદ્દન જુદા સ્વભાવવાળા પદાર્થ છે ને ત્રણે કાળ જુદા જ રહે છે. પરસ્પર ગુણોનું સંક્રમણ કરીને સરખા કદી પણ ન થાય. (૫૭)

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ;
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. ૫૮

અર્થ:—આત્માની શંકા આત્મા આપે પોતે કરે છે જે શંકાનો કરનાર છે, તે જ આત્મા છે, તે પોતાને જાણતો નથી. એ માપ ન થઈ શકે એવું આશ્ચર્ય છે. (૫૮)

ભાવાર્થ:—"માટે છે નહિ આત્મા..." શિષ્યે છેવટે કહ્યું હતું કે આત્મા નથી તેના ઉત્તરમાં કહે છે કે આત્મા નથી એમ કહેનારો કોઈ ન હોય તો એ વાકય જ ન નીકળે. આરસામાં પ્રતિબિંબ દેખાય તેને માનીએ અને આરસાને ન માનીએ તેની માફક આત્મા દ્વારા બાહ્ય પદાર્થો ઘટપટ જણાય છે તેને માને છે અને જેને લઈને જણાઈ આવે છે, તે ચેતન જાણનાર જોનાર પોતે હાજર છે તેને જ માનતો નથી. પર વસ્તુઓ આત્માના જ્ઞાનદર્શનમાં જણાય છે તેને જાણે છે માને છે પણ જેમાં જણાય છે તે આત્માને જાણતો માનતો નથી એ મહાન આશ્ચર્ય છે. આત્માનો જ્ઞાનગુણ પરને પ્રકાશવામાં રોકાઈ ગયો છે તેથી સ્વપ્રકાશ=આત્માને જાણવા જોવાનો અવકાશ રહેતો નથી; આથી પોતાને પોતાના અસ્તિત્વની વિચિત્ર શંકા ઉપસ્થિત થઈ છે. (૫૮)

(૨) શંકા – શિષ્ય ઉવાચ.

આત્માના અસ્તિત્વના, આપે કહ્યા પ્રકાર;
સંભવ તેનો થાય છે, અંતર કર્યે વિચાર. ૫૯

અર્થ:—આત્માના હોવાપણા વિષે આપે જે જે પ્રકાર કહ્યા તેનો અંતરમાં વિચાર કરવાથી સંભવ થાય છે. (૫૯)

ભાવાર્થ :—સદ્‌ગુરુએ આત્માનાં હોવાપણા માટે જે વિચારો દર્શાવ્યા તેને ઊંડા ઉતરી વિચારવાથી શિષ્યને તે સત્ય લાગ્યા. દરેક પદની શંકા ને તેનું સમાધાન અંતરંગમાં ઝીણવટથી વિચારી 'આત્મા છે' એવી ખાત્રી કરી લેવી. અનુભવ પૂર્વક દઢ શ્રદ્ધા થાય તો બીજા જન્મમાં પણ, કોઈ કાળે પણ ફરે નહિ. (૫૯)

બીજી શંકા થાય ત્યાં, આત્મા નહીં અવિનાશ;
દેહયોગથી ઊપજે, દેહવિયોગે નાશ. ૬૦

અર્થ :—પણ બીજી એમ શંકા થાય છે કે આત્મા છે તો પણ તે અવિનાશ એટલે નિત્ય નથી; ત્રણે કાળ હોય એવો પદાર્થ નથી માત્ર દેહના સંયોગથી ઉત્પન્ન થાય, અને વિયોગે નાશ પામે. (૬૦)

ભાવાર્થ :—હવે આત્મા નિત્ય નથી ક્ષણિક છે એ શંકા ઋજુસૂત્ર નયના બે ભેદે કરી છે. એ સ્થૂળ ભવ પર્યાયની અપેક્ષાએ અને બીજી સૂક્ષ્મ સમયે સમયે પલટાતા પર્યાયની અપેક્ષાએ. પ્રથમ એવો મત કહ્યો આત્મા પંચભૂત રૂપ દેહના સંયોગથી ઊપજે છે અને પંચભૂત વિખરાતાં નાશ પામે છે. (૬૦)

અથવા વસ્તુ ક્ષણિક છે, ક્ષણે ક્ષણે પલટાય;
એ અનુભવથી પણ નહીં, આત્મા નિત્ય જણાય. ૬૧

અર્થ :—અથવા વસ્તુ ક્ષણે ક્ષણે બદલાતી જોવામાં આવે છે. તેથી સર્વ વસ્તુ ક્ષણિક છે, અને અનુભવથી જોતાં પણ આત્મા નિત્ય જણાતો નથી. (૬૧)

ભાવાર્થ :—બીજો મત એવો કહ્યો કે દ્રવ્ય ક્ષણે ક્ષણે નાશ પામે છે પરંતુ વાસના રહે છે તેથી ક્ષણે ક્ષણે ફરી ઊપજે છે, વસ્તુનો સ્વભાવ તો ક્ષણિક નાશરૂપ જ છે અને જ્યારે વાસનાનો નાશ થાય છે ત્યારે આત્માનો સર્વથા નાશ અથવા નિર્વાણ–મોક્ષ થાય છે. આત્મા ક્ષણે ક્ષણે પલટાતો અનુભવાય છે તેથી તે ક્ષણિક છે એમ શિષ્ય શંકા કરે છે. (૬૧)

### (૨) સમાધાન—સદ્‌ગુરુ–ઉવાચ:

દેહ માત્ર સંયોગ છે, વળી જડ રૂપી દ્રવ્ય;
ચેતનનાં ઉત્પત્તિ લય, કોના અનુભવ વશ્ય? ૬૨

અર્થ:—દેહ માત્ર પરમાણુનો સંયોગ છે, અથવા સંયોગે કરી આત્માના સંબંધમાં છે. વળી તે દેહ જડ છે રૂપી છે અને દૃશ્ય એટલે બીજા કોઈ દૃષ્ટાનો તે જાણવાનો વિષય છે; એટલે તે પોતે પોતાને જાણતો નથી; તો ચેતનનાં ઉત્પત્તિ અને નાશ તે ક્યાંથી જાણે? તે દેહના પરમાણુનો વિચાર કરતાં પણ તે જડ જ છે, એમ સમજાય છે. તેથી તેમાંથી ચેતનઉત્પત્તિ થવા યોગ્ય નથી, અને ઉત્પત્તિ થવા યોગ્ય નથી તેથી ચેતન તેમાં નાશ પણ પામવા યોગ્ય નથી. વળી તે દેહ રૂપી એટલે સ્થૂલાદિ પરિણામવાળો છે; અને ચેતન દ્રષ્ટા છે, ત્યારે તેના સંયોગથી ચેતનની ઉત્પત્તિ શી રીતે થાય? અને તેમાં લય પણ કેમ થાય? દેહમાંથી ચેતન ઉત્પન્ન થાય છે, અને તેમાં જ નાશ પામે છે, એ વાત કોના અનુભવને વશ રહી? અર્થાત્ એમ કોણે જાણ્યું? કેમકે જાણનાર એવા ચેતનની ઉત્પત્તિ દેહથી પ્રથમ છે નહીં, અને નાશ તો તેથી પહેલાં છે; ત્યારે એ અનુભવ થયો કોને? (૬૨)

ભાવાર્થ:—દેહથી આત્મા ઉત્પન્ન થાય એમ કહ્યું તો દેહ પોતે ચેતન રહિત છે. બીજા વડે જણાય જોવાય એવો છે, તે આત્માના ઉત્પત્તિલયને જાણી જોઈ શકે નહિ. તો પછી આત્માના ઉત્પત્તિલય કહ્યા તેને કોણ જાણે? આત્મા પોતે ઉત્પન્ન થયો એમ ન જાણી શકે કારણ કે ઉત્પન્ન થયા પહેલાં પોતાનો અભાવ હતો તેથી તે અભાવ અવસ્થાનો અનુભવ તેને ન હોય અને મરણ પછી તેનો નાશ થાય તે તો નાશ અવસ્થા જાણનાર પોતે ન રહ્યો. ચેતનનાં ઉત્પત્તિ ને નાશ ચેતન પોતે જાણી ન શકે, કોઈ બીજો જે આગળ પાછળ હયાત હોય તે જાણે તેમાં જડ તો જાણતું નથી. તો અત્યારે જે એમ માને છે કે જન્મ પહેલાં આત્મા હતો ને મરણ પછી નહિ હશે તે અનુભવ

પૂર્વક નથી, પણ અજ્ઞાનયુક્ત કલ્પનાથી મનાય છે. આત્મા અરૂપી જ્ઞાનસ્વરૂપ અખંડ છે. જન્મમરણ દેહના સંયોગ વિયોગથી છે. (૬૨).

જેના અનુભવ વશ્ય એ, ઉત્પન્ન લયનું જ્ઞાન;
તે તેથી જુદા વિના, થાય ન કેમે ભાન; ૬૩

અર્થ:—જેના અનુભવમાં એ ઉત્પત્તિ અને નાશનું જ્ઞાન વર્તે તે ભાન તેથી જુદા વિના કોઈ પ્રકારે પણ સંભવતું નથી, અર્થાત્ ચેતનનાં ઉત્પત્તિ લય થાય છે એવો કોઈને પણ અનુભવ થવા યોગ્ય છે નહીં. (૬૩)

ભાવાર્થ:-જો તું એમ કહે કે આત્માની ઉત્પત્તિ ને નાશનો અનુભવ પોતાને થાય છે તો તે બનવું અશક્ય છે, કારણ કે નાશ થયો એમ જાણનારો જુદો હોય તો જ કહી શકે અને આત્માનો નાશ થયો તે જાણનાર આત્મા રહ્યો તો તેનો નાશ થયો એમ કહેવાય જ નહિ. ૬૩

જે સંયોગો દેખિયે, તે તે અનુભવ દ્રશ્ય,
ઊપજે નહિ સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ. ૬૪

અર્થ:-જે જે સંયોગો દેખીએ છીએ તે તે અનુભવ સ્વરૂપ એવા આત્માના દ્રશ્ય એટલે તેને આત્મા જાણે છે, અને તે સંયોગનું સ્વરૂપ વિચારતાં એવો કોઈ પણ સંયોગ સમજાતો નથી કે જેથી આત્મા ઉત્પન્ન થાય છે, માટે આત્મા સંયોગથી નહીં ઉત્પન્ન થયેલો એવો છે; અર્થાત્ અસંયોગી છે, સ્વાભાવિક પદાર્થ છે, માટે તે પ્રત્યક્ષ 'નિત્ય' સમજાય છે. (૬૪)

ભાવાર્થ:—આત્મા પોતાથી ભિન્ન દેહ ઘટ પટ વગેરે સંયોગિક જડ પદાર્થોને સંયોગથી ઊપજતા ને વિખરાઈ જતા અનુભવે છે પરંતુ એ રીતે કોઈ વસ્તુઓ મેળવવાથી પ્રગટ થનારો પદાર્થ આત્મા નથી. ત્યારે કેવો છે? નિત્ય છે અને પ્રત્યક્ષઆત્મજ્ઞાનથી જ અનુભવાય છે. પાઠાન્તર-"અસ્પર્શ્ય" દેહમાં રહ્યા છતાં તે પુદ્ગલની સાથે

એકમેક ક્યારેય થતો નથી. હમેશાં જલકમલવત્ અસ્પર્શ્ય છે. તેને જડની સાથે મળવાપણું છે જ નહિ. (૬૪)

જડથી ચેતન ઊપજે, ચેતનથી જડ થાય;
એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય; ૬૫

અર્થ:—જડથી ચેતન ઊપજે, અને ચેતનથી જડ ઉત્પન્ન થાય એવો કોઈને ક્યારે કદી પણ અનુભવ થાય નહીં. (૬૫)

ભાવાર્થ:—"દેહ યોગથી ઊપજે, દેહ વિયોગે નાશ"–તેના ઉત્તરમાં કહે છે કે જડથી ચેતન ઊપજે ને ચેતનમાંથી જડ બને એવો અનુભવ કોઈ કાળે કોઈને પણ થાય નહીં. (૬૫)

કોઈ સંયોગોથી નહિ, જેની ઉત્પત્તિ થાય;
નાશ ન તેનો કોઈમાં, તેથી નિત્ય સદાય. ૬૬

અર્થ—જેની ઉત્પત્તિ કોઈ પણ સંયોગથી થાય નહીં, તેનો નાશ પણ કોઈને વિશે થાય નહીં; માટે આત્મા ત્રિકાળ "નિત્ય"છે, ૬૬

ભાવાર્થ:—જન્મ્યું તે મરે, જે ઉત્પન્ન થાય તે જ નાશ થાય એવો નિયમ છે તેને આધારે કહે છે કે આત્મા સંયોગથી ઉત્પન્ન થયો નથી તેથી તેનો નાશ થઈ અન્ય દ્રવ્ય રૂપે વિખરાઈ જાય એમ પણ બનતું નથી, આ જ વાત ફરીથી ૭૦ મી ગાથમાં કહી છે. (૬૬)

ક્રોધાદિ તરતમ્યતા, સર્પાદિકની માંય;
પૂર્વજન્મ સંસ્કાર તે, જીવનિત્યતા ત્યાંય. ૬૭

અર્થ:–ક્રોધાદિ પ્રકૃતિઓનું વિશેષપણું સર્પ વગેરે પ્રાણીમાં જન્મથી જ જોવામાં આવે છે. વર્તમાન દેહે તો તે અભ્યાસ કર્યો નથી; જન્મની સાથે જ તે છે એટલે એ પૂર્વજન્મનો જ સંસ્કાર છે. જે પુર્વજન્મ જીવની નિત્યતા સિદ્ધિ કરે છે. (૬૭)

ભાવાર્થ:–હવે અનુમાનથી નિત્યતા પુરવાર કરે છે કે સર્પમાં જે ક્રોધપ્રકૃતિ છે તે જન્મથી હોય છે, તેથી તે સંસ્કાર તે જીવના

આગલા જન્મથી ચાલ્યો આવ્યો હોવો જોઈએ. એમ જીવ માત્રને પૂર્વ જન્મને આધારે પ્રકૃતિ હોય છે, તેથી પૂર્વજન્મ હોવાનું સિદ્ધ થાય છે. જો બીજેથી મરીને જીવ અહીં જન્મ્યો છે તો અહીંથી મરીને બીજે જન્મવાનો એ ચોક્કસ થાય છે. તેથી જન્મ-મરણ દેહના છે અને આત્મા નિત્ય છે એમ સિદ્ધ થાય છે. અનુમાનજ્ઞાન મૂળમાં પ્રત્યક્ષને આધારે જ હોય છે. જેમકે ધુમાડો જોવાથી અગ્નિ હોવાનું અનુમાન થયું તે અગ્નિને ધુમાડો સાથે હોવાનો અનુભવ છે તેના આધારે થયું. તેમ પુનર્જન્મ પણ જાતિસ્મરણજ્ઞાનથી અનુભવાય છે અને આત્મા નિત્ય હોવાનું તે સબળ પ્રમાણ છે. શ્રીમદ્દે પુનર્જન્મ સંબંધી વિચારો દર્શાવતા લખેલા પત્રોમાં "આત્મા છે" "આત્મા નિત્ય છે" એ સમજાવવા વિસ્તારથી લખ્યું છે. તેમાં કહે છે કે અઘ-ક્ષણથી પાછળ પાછળ તપાસતાં પ્રત્યેક ક્ષણ ભિન્ન ભિન્ન પ્રકારે વ્યતીત થઈ માલમ પડશે. તેનું કારણ? પૂર્વકર્મ. વળી અમુક વિચાર મારે નથી જ કરવો એવું દૃઢ કરવા છતાં બીજી જ પળે તે વિચાર થયો. જેમકે એ સંબંધી દૃષ્ટાંત આપ્યું છે. આમ બનવું તે માત્ર આ જન્મના સંસ્કારથી નથી કારણ કે આ જન્મમાં જેનો પરિચય ન કર્યો હોય તેવા સંસ્કાર પણ સ્વાભાવિક ઉદ્ભવે છે તેથી તે અગાઉના જન્મના સંસ્કાર હોવા જોઈએ, એ પર વિચારી જોતાં પૂર્વજન્મ મનાય છે અને તેથી આત્માનું નિત્ય હોવાપણું પ્રમાણભૂત છે.

ત્રણે કાળ રહે એવો આત્મા નિત્ય છે તે પણ અનુમાનથી જ માનવું પડે છે કારણ કે મતિશ્રુતદ્વારા ત્રણે કાળ જણાય નહિ. તે તો સર્વજ્ઞના જ્ઞાનમાં પ્રત્યક્ષ જણાય છે. આત્મા નિત્ય માનવામાં નજર બહુ લાંબી પહોંચાડવાની છે તે અલ્પજ્ઞાનથી બનતું નથી, પણ સર્વજ્ઞ ભગવાને ત્રણે કાળ જાણ્યા છે તે પર શ્રદ્ધા રાખે તો મનાય તેવું છે. આત્મા છે એમ માનવામાં તો અનુભવથી પણ જાણી લેવાય, પણ નિત્ય છે એમ માનવામાં ત્રણે કાળનું અસ્તિત્વ છદ્મસ્થને અનુભવમાં આવી શકે એવું ન હોવાથી અનુમાન ને શ્રદ્ધાથી મનાય છે. આત્માનો અનુભવ

થાય ત્યાં આત્માની અનંત શક્તિ અને સર્વજ્ઞપણું પણ માનવામાં આવે છે.(૬૭)

આત્મા દ્રવ્યે નિત્ય છે, પર્યાયે પલટાય;
બાળાદિ વય ત્રણ્યનું, જ્ઞાન એકને થાય. ૬૮

અર્થ :—આત્મા વસ્તુપણે નિત્ય છે. સમયે સમયે જ્ઞાનાદિ પરિણામના પલટાવાથી તેના પર્યાયનું પલટવાપણું છે. ( કંઈ સમુદ્ર પલટાતો નથી, માત્ર મોજાં પલટાય છે, તેની પેઠે. ) જેમ બાળ, યુવાન અને વૃદ્ધ એ ત્રણ અવસ્થા છે, તે આત્માને વિભાવથી પર્યાય છે; એને બાળ અવસ્થા વર્તતાં આત્મા બાળક જણાતો, તે બાળ અવસ્થા છોડી જ્યારે યુવાવસ્થા ગ્રહણ કરી ત્યારે યુવાન જણાયો, અને યુવાવસ્થા તજી વૃદ્ધાવસ્થા ગ્રહણ કરી ત્યારે વૃદ્ધ જણાયો. એ ત્રણે અવસ્થાનો ભેદ થયો તે પર્યાયભેદ છે; પણ તે ત્રણે અવસ્થામાં આત્મદ્રવ્યનો ભેદ થયો નહિ; અર્થાત્ અવસ્થાઓ બદલાઈ પણ આત્મા બદલાયો નથી. આત્મા એ ત્રણે અવસ્થાને જાણે છે, એને તે ત્રણે અવસ્થાની તેને જ સ્મૃતિ છે. એ ત્રણે અવસ્થામાં આત્મા એક હોય તો એમ બને; પણ જો આત્મા ક્ષણે ક્ષણે બદલાતો હોય તો તેવો અનુભવ બને જ નહીં, (૬૮)

ભાવાર્થ :—અનંત ગુણપર્યાયવાળું તે દ્રવ્ય=મૂળ પદાર્થ તે ત્રણે કાળ રહેનાર વસ્તુ છે. આત્મા દ્રવ્યપણે નિત્ય છે. પરંતુ આત્માના ગુણોનું સમયે સમયે પરિણમન થાય છે તેથી પર્યાય પલટાય છે. એક જ દ્રવ્યના ભિન્ન ભિન્ન પર્યાય–અવસ્થા થાય છે. જેમકે એક જ દેહધારી તેનો તે જ છે એમ ઓળખાય છે. દરેક દ્રવ્ય પર્યાયવાળું છે આત્માને પણ જ્ઞાનાદિ ગુણોનું પરિણમન થવાથી ગુણોની વૃદ્ધિ-હાનિ થાય છે છતાં તે દ્રવ્યનો કે તેના કોઈ ગુણોનો કદાપિ નાશ થયો નથી. (૬૮)

અથવા જ્ઞાન ક્ષણિકનું, જે જાણી વદનાર;
વદનારો તે ક્ષણિક નહિ, કર અનુભવ નિર્ધાર. ૬૯

અર્થ :—વળી અમુક પદાર્થ ક્ષણિક છે એમ જે જાણે છે, અને ક્ષણિકપણું કહે છે તે કહેનાર અર્થાત્ જાણનાર ક્ષણિક હોય નહિ; કેમકે પ્રથમ ક્ષણે અનુભવ થયો તેને બીજે ક્ષણે તે અનુભવ કહી શકાય; તે બીજે ક્ષણે પોતે ન હોય તો ક્યાંથી કહે ? માટે એ અનુભવથી પણ આત્માના અક્ષણિકપણાનો નિશ્ચય કર. (૬૯)

ભાવાર્થ :—સર્વ ક્ષણિક છે. સમયે સમયે નાશ પામતા છે. એમ માનનાર પોતે નાશ પામ્યો પછી કહે કોણ ? જો કહનારો બાકી રહ્યો તો તે ક્ષણિક=ક્ષણ રહેનારો હોઈ શકે નહિ. આ વાતોનો આત્મામાં વિચાર કરી જોશો તો સ્પષ્ટ નિર્ણય થશે કે આત્મા ક્ષણિક તો નથી. (૬૯)

ક્યારે કોઈ વસ્તુનો, કેવળ હોય ન નાશ;
ચેતન પામે નાશ તો, કેમાં ભળે તપાસ. ૭૦

અર્થ :—વળી કોઈ પણ વસ્તુનો કોઈ પણ કાળે કેવળ તો નાશ થાય જ નહીં; માત્ર અવસ્થાંતર થાય; માટે ચેતનનો પણ કેવળ નાશ થાય નહીં. અને અવસ્થાંતરરૂપ નાશ થતો હોય તો તે કેમાં ભળે, અથવા કેવા પ્રકારનું અવસ્થાંતર પામે તે તપાસ. અર્થાત્ ઘટાદિ પદાર્થ ફૂટી જાય છે, એટલે લોકો એમ કહે છે કે ઘડો નાશ પામ્યો છે, કંઈ માટીપણું નાશ પામ્યું નથી. તે ભિન્ન ભિન્ન થઈ જઈ સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભૂકો થાય, તોપણ પરમાણુ રહે, પણ કેવળ નાશ ન થાય; તેમાંનું એક પરમાણુ પણ ઘટે નહીં; કેમકે અનુભવથી જોતાં અવસ્થાંતર થઈ શકે, પણ પદાર્થનો સમૂળગો નાશ થાય એમ ભાસી જ શકવા યોગ્ય નથી; એટલે જો તું ચેતનનો નાશ કહે તોપણ કેવળ નાશ તો કહી જ શકાય નહીં; અવસ્થાંતરરૂપ નાશ કહેવાય, જેમ ઘટ ફૂટી જઈ ક્રમે કરી પરમાણુ સમૂહરૂપે સ્થિતિમાં રહે, તેમ ચેતનાને અવસ્થાંતરરૂપે નાશ તારે કહેવો હોય તો તે શી સ્થિતિમાં રહે, અથવા ઘટના પરમાણુઓ જેમ પરમાણુસમૂહમાં ભળ્યા તેમ ચેતન કઈ

વસ્તુમાં ભળવા યોગ્ય છે તે તપાસ; અર્થાત્ એ પ્રકારે અનુભવ કરી જોઈશ તો કોઈમાં નહીં ભળી શકવા યોગ્ય, અથવા પરસ્વરૂપે અવસ્થાંતર નહીં પામવા યોગ્ય એવું ચેતન એટલે આત્મા તને ભાસ્યમાન થશે. (૭૦)

ભાવાર્થ:—જગતમાં જેટલા મૂળ પદાર્થ છે તેમાંનો કોઈનો ક્યારેય નાશ થતો નથી. હાલના વિજ્ઞાને પણ પુરવાર કર્યું છે કે જડ પદાર્થો વિખેરાઈ જાય છે પણ તેમાંના પરમાણુઓનો નાશ નથી. તેવી રીતે આત્મા ચેતન પદાર્થ છે તે બીજા કશાયમાં મળી જઈને નાશ પામે એવો નથી. જો કોઈ બીજે ભળે એવો હોય તો વિચારી જો. (૭૦)

(૩) શંકા-શિષ્ય ઉવાચ—

કર્તા જીવ ન કર્મનો, કર્મ જ કર્તા કર્મ;
અથવા સહજ સ્વભાવ કાં, કર્મ જીવનો ધર્મ. ૭૧

અર્થ:—જીવ કર્મનો કર્તા નથી, કર્મના કર્તા કર્મ છે, અથવા અનાયાસે તે થયાં કરે છે એમ નહીં; ને જીવ જ તેનો કર્તા છે એમ કહો તો પછી તે જીવનો ધર્મ જ છે; અથાત્ ધર્મ હોવાથી ક્યારેય નિવૃત્ત ન થાય (૭૧)

ભાવાર્થ:—આત્મા નિત્ય છે એ સમજાયું. હવે દરેક દેહધારી જીવો જુદા જુદા પ્રકારના દેખાય છે અને જુદી જુદી રીતે સુખ દુઃખ પામે છે તેથી કર્મ હોવાં જોઈએ. પરંતુ તે કર્મને આત્મા કરે છે. એ માની શકાતું નથી; તેથી શિષ્ય શંકા કરે છે. જેમ દોરડાથી ગાયને બાંધી હોય ત્યાં દોરડાની ગાંઠ દોરડા સાથે જ હોય છે, ગાય સાથે ગાંઠ પડતી નથી, તેમ કર્મ વડે કર્મ બંધાય છે? કર્મનો કર્તા કર્મ જ છે? અથવા કર્મ કરવાં તે આત્માનો સહજ સ્વભાવ છે એટલે કે હંમેશ કર્મ થયા જ કરે એવો તેનો સ્વભાવ છે? જેમકે કોઈ કંઈ કર્યા વગર નિષ્ક્રિય રહી ન શકે, કંઈ ન કરે તો છેવટે શ્વાસોચ્છ્વાસ તો ચાલશે. અથવા કર્મ કરવાં એ આત્માનો ધર્મ=હમેશ રહેનારો ગુણ છે? તેથી યજ્ઞ આદિ કરે, દેવલોકે જાય વળી મનુષ્ય થાય અને કર્મ કરે એમ થયા

કર્ત અને મોક્ષ થાય નહિ? (૭૧)

આત્મા સદા અસંગ ને, કરે પ્રકૃતિ બંધ;
અથવા ઈશ્વર પ્રેરણા, તેથી જીવ અબંધ. ૭૨

અર્થ:—અથવા એમ નહીં તો આત્મા સદા અસંગ છે અને સત્વાદિ ગુણવાળી પ્રકૃતિ કર્મનો બંધ કરે છે; તેમ નહિ, તો જીવને કર્મ કરવાની પ્રેરણા ઈશ્વર કરે છે, થી ઈશ્વરેચ્છારૂપ હોવાથી જીવ તે કર્મથી 'અબંધ છે'. (૭૨)

ભાવાર્થ:—બૌદ્ધ મત આત્મા—પુરુષને અસંગ માને છે અને જડ—પ્રકૃતિ કર્મ બાંધે છે તે આત્મા ભોગવે છે એમ માને છે. બીજા એમ માને છે કે ઈશ્વર એક છે તેણે ચરાચર જગત રચ્યું છે. જગતનાં કાર્યો તે ઈશ્વરની ઈચ્છા મુજબ, તેની પ્રેરણાથી થાય છે. જો એમ હોય તો પણ આત્મા કર્મનો કર્તા કહેવાય નહિ. (૭૨)

માટે મોક્ષ—ઉપાયનો, કોઈ ન હેતુ જણાય;
કર્મતણું કર્તાપણું, કાં નહીં, કાં નહીં જાય. ૭૩

અર્થ:—માટે જીવ કોઈ રીતે કર્મનો કર્તા થઈ શકતો નથી, અને મોક્ષનો ઉપાય કરવાનો કોઈ હેતુ જણાતો નથી; કાં જીવને કર્મનું કર્તાપણું નથી અને જો કર્તાપણું હોય તો કોઈ રીતે તે તેનો સ્વભાવ મટવાયોગ્ય નથી.

ભાવાર્થ:—આ પ્રમાણે આત્મા કર્મ કરતો નથી એમ માનીએ તો પછી તેને કર્મથી છોડાવવાના ઉપાયો કરવાનું કંઈ પ્રયોજન નથી અને કર્મ કરવાના સ્વભાવવાળો માનીએ તો તે સ્વભાવ કદી ટળે નહિ તેથી પણ મોક્ષ માટે ઉપાય કરેલા સફળ થાય નહિ એવી શિષ્યને શંકા છે. (૭)

(૩) સમાધાન—સદ્ગુરુ ઉવાચ :

હોય ન ચેતન પ્રેરણા, કોણ ગ્રહે તો કર્મ ?
જડસ્વભાવ નહીં પ્રેરણા, જુઓ વિચારી ધર્મ. ૭૪

અર્થ:—ચેતન એટલે આત્માની પ્રેરણારૂપ પ્રવૃત્તિ ન હોય, તો કર્મને કોણ ગ્રહણ કરે? જડનો સ્વભાવ પ્રેરણા નથી. જડ અને ચેતન બેયના ધર્મ વિચારી જુઓ. (૭૪)

ભાવાર્થ:—કોઈ પણ કામ કરવામાં આત્માની પ્રેરણા છે તો થઈ શકે છે. જડ એકલું દેહનાં કાર્ય ન કરે. જડ ને ચેતનના ધર્મ-સ્વભાવ વિચારી જુઓ તો તે સ્પષ્ટ જણાશે. પાઠાન્તર; 'જુઓ મર્મ'-રહસ્ય આ વાતનું રહસ્ય વિચારી જુઓ. આત્મા શી રીતે કર્મ બાંધવામાં પ્રેરણા કરે છે તે ૮૨ મા ગાથા "ભાવ કર્મ નિજ-કલ્પના"માં વિશેષ સ્પષ્ટ કર્યું છે. (૭૪)

જો ચેતન કરતું નથી, નથી થતાં તો કર્મ;
તેથી સહજ સ્વભાવ નહિ, તેમ જ નહીં જીવધર્મ. ૭૫

અર્થ:—આત્મા જો કર્મ કરતો નથી, તો તે થતાં નથી, તેથી સહજ સ્વભાવે એટલે અનાયાસે તે થાય એમ કહેવું ઘટતું નથી; તેમ જ તે જીવનો ધર્મ પણ નહિ કેમકે સ્વભાવનો નાશ થાય નહિ અને આત્મા ન કરે તો કર્મ થાય નહિ, એટલે એ ભાવ ટળી શકે છે; માટે તે આત્માનો સ્વાભાવિક ધર્મ નહિ. (૭૫)

ભાવાર્થ:—કર્મ બાંધવાં એ જીવનો સ્વભાવ નથી કારણ કે રાગદ્વેષથી કર્મ બંધાય છે તે જીવ જો ધારે તો રાગદ્વેષને રોકી શકે અને સર્વથા પણ છોડી શકે. કર્મનું જેટલું બળ હોય તેથી આત્મા વધુ બળીઓ થાય તો, ધારે તો, કર્મબંધ નથી કરતો એવી એની શક્તિ છે; તેથી કર્મ જીવનો સ્વભાવ નથી. વળી કર્મ કરવાં એ જીવનો ધર્મ ગુણ નથી. જો તે જ્ઞાનદર્શન જેવો ગુણ હોય તો આત્મા હંમેશાં કર્મનો કર્તા ઠરે. મોક્ષમાં પણ કર્મ બાંધે પરંતુ તેમ નથી. પરમાં પરિણમવાથી કર્મ આવે છે ને સ્વમાં પરિણમે તો ન આવે. કર્મ આવે છે ને જાય છે પણ ખરાં. આત્માનો તે મૂળ ધર્મ નથી. (૭૫)

ભાવાર્થ :—તેથી સ્પષ્ટ થાય છે કે આત્મા જ પ્રેરકપણે કર્તા છે. જો તે પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થાય તો ચેતનભાવનો કર્તા થાય, ચૈતન્યનું બળ વધારનારો થાય અને પોતાના સ્વરૂપમાં ન રહેતાં રાગદ્વેષરૂપે પરિણમે, પરભાવમાં વર્તે તો કર્મનો કર્તા થાય છે. (૭૮)

(૪) શંકા—શિષ્ય ઉવાચ :

જીવ કર્મ કર્તા કહો, પણ ભોક્તા નહિ સોય;
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય? ૭૯

અર્થ:—જીવને કર્મનો કર્તા કહીએ તોપણ તે કર્મનો ભોક્તા જીવ નહીં ઠરે; કેમકે જડ એવાં કર્મ શું સમજે કે તે ફળ દેવામાં પરિણામી થાય? અર્થાત્ ફળદાતા થાય? (૭૮)

ભાવાર્થ :—કર્મનો કર્તા જીવ છે એ સિદ્ધ થયું પણ કર્મનો ભોક્તા જીવ હોઈ શકે નહિ. એમ શિષ્ય શંકા કરે છે; કેમકે જડ=નિર્જીવ એવાં કર્મ જીવને પુણ્યપાપનાં ફળ શી રીતે પમાડી શકે? (૭૯)

ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહ્યે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦

અર્થ :—ફળદાતા ઈશ્વર ગણીએ તો ભોક્તાપણું સાધી શકીએ, અર્થાત્ જીવને ઈશ્વર કર્મ ભોગવાવે તેથી જીવ કર્મનો ભોકતા સિદ્ધ થાય; પણ પરને ફળ દેવા આદિ પ્રવૃત્તિવાળો ઈશ્વર ગણીએ તો તેનું ઈશ્વરપણું જ રહેતું નથી, એમ પાછો વિરોધ આવે છે. (૮૦)

ભાવાર્થ :—કર્મ પ્રમાણે ફળ પમાડવાં એ કાર્ય તો કોઈ ન્યાયાધીશ જેવો ઈશ્વર કરી શકે. પરંતુ તેમ કરતાં ઈશ્વરને કાર્યનો પાર રહે નહિ અને ઉપર બતાવ્યું તેમ ઈશ્વર ઘણા દોષયુકત ઠરે એવા દોષયુકતને ઈશ્વર કહેવાય નહિ. (૮૦)

ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત નિયમ નહિ હોય;
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહિ કોય. ૮૧

ભાવાર્થ :—તેથી સ્પષ્ટ થાય છે કે આત્મા જ પ્રેરકપણે કર્તા છે. જો તે પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થાય તો ચેતનભાવનો કર્તા થાય, ચૈતન્યનું બળ વધારનારો થાય અને પોતાના સ્વરૂપમાં ન રહેતાં રાગદ્વેષરૂપે પરિણમે, પરભાવમાં વર્તે તો કર્મનો કર્તા થાય છે. (૭૮)

(૪) શંકા—શિષ્ય ઉવાચ :

જીવ કર્મ કર્તા કહો, પણ ભોક્તા નહિ સોય;
શું સમજે જડ કર્મ કે, ફળ પરિણામી હોય? ૭૯

અર્થ:—જીવને કર્મનો કર્તા કહીએ તોપણ તે કર્મનો ભોક્તા જીવ નહીં ઠરે; કેમકે જડ એવાં કર્મ શું સમજે કે તે ફળ દેવામાં પરિણામી થાય? અર્થાત્ ફળદાતા થાય? (૭૮)

ભાવાર્થ :—કર્મનો કર્તા જીવ છે એ સિદ્ધ થયું પણ કર્મનો ભોક્તા જીવ હોઈ શકે નહિ. એમ શિષ્ય શંકા કરે છે; કેમકે જડ=નિર્જીવ એવાં કર્મ જીવને પુણ્યપાપનાં ફળ શી રીતે પમાડી શકે? (૭૯)

ફળદાતા ઈશ્વર ગણ્યે, ભોક્તાપણું સધાય;
એમ કહ્યે ઈશ્વરતણું, ઈશ્વરપણું જ જાય. ૮૦

અર્થ :—ફળદાતા ઈશ્વર ગણીએ તો ભોક્તાપણું સાધી શકીએ અર્થાત્ જીવને ઈશ્વર કર્મ ભોગવાવે તેથી જીવ કર્મનો ભોક્તા સિદ્ધ થાય; પણ પરને ફળ દેવા આદિ પ્રવૃત્તિવાળો ઈશ્વર ગણીએ તો તેનું ઈશ્વરપણું જ રહેતું નથી, એમ પાછો વિરોધ આવે છે. (૮૦)

ભાવાર્થ :—કર્મ પ્રમાણે ફળ પમાડવાં એ કાર્ય તો કોઈ ન્યાયાધીશ જેવો ઈશ્વર કરી શકે. પરંતુ તેમ કરતાં ઈશ્વરને કાર્યનો પા[illegible] રહે નહિ અને ઉપર બતાવ્યું તેમ ઈશ્વર ઘણા દોષયુક્ત ઠરે એવ[illegible] દોષયુક્તને ઈશ્વર કહેવાય નહિ. (૮૦)

ઈશ્વર સિદ્ધ થયા વિના, જગત નિયમ નહિ હોય;
પછી શુભાશુભ કર્મનાં, ભોગ્યસ્થાન નહિ કોય. ૮[illegible]

અર્થ :—તેવો ફળદાતા ઈશ્વર સિદ્ધ થતો નથી એટલે જગતનો નિયમ પણ કોઈ રહે નહીં, અને શુભાશુભ કર્મ ભોગવવાનાં કોઈ સ્થાનક પણ ઠરે નહિ; એટલે જીવને કર્મનું ભોક્તૃત્વ ક્યાં રહ્યું? (૮૧)

ભાવાર્થ :—તેમ છતાં જગતનિયંતા ઈશ્વરને ન માનીએ તો આ મહાન જગતની વ્યવસ્થા કેવી રીતે ચાલે? સૂર્ય ચંદ્ર આદિ જ્યોતિષ્કો, નારક દેવ આદિની ભૂમિઓ વગેરે કર્મ ભોગવવાનાં ખાસ સ્થળો પણ કોણ બનાવે? (૮૧)

(૪) સમાધાન—સદ્‌ગુરુ ઉવાચ :—

ભાવકર્મ નિજ કલ્પના, માટે ચેતન રૂપ;
જીવવીર્યની સ્ફુરણા, ગ્રહણ કરે જડધૂપ. ૮૨

અર્થ :—ભાવકર્મ જીવને પોતાની ભ્રાંતિ છે, માટે તે ચેતનરૂપ છે; અને તે ભ્રાંતિને અનુયાયી થઈ જીવવીર્ય સ્ફુરાયમાન થાય છે, તેથી જડ એવાં દ્રવ્યકર્મની વર્ગણા તે ગ્રહણ કરે છે. (૮૨)

ભાવાર્થ:—'શું સમજે જડ કર્મ?' કહ્યું હતું તેના જવાબમાં કહે છે કે કર્મ ચેતન પણ છે. આત્માના શુભાશુભ ઉપયોગ રૂપ ભાવ કર્મ છે. તેથી જીવનું વીર્ય સ્ફુરાયમાન થઈને યોગ ચચળ થાય છે; ત્યારે જડ કર્મરજ આત્મામાં ગ્રહણ થાય છે તે બીજરૂપ હોઈ કાળ પાકયે વિચિત્ર ફળ આપે છે. યોગ ને ઉપયોગથી આત્મા બધું કરે છે. કર્મ કેવી રીતે બંધાય છે તે આ ગાથામાં કહ્યું છે: રાગદ્વેષ સહિત પરમાં પરિણમવું તે ભાવકર્મ છે તે આત્માની સવિકલ્પ દશા હોવાથી ચેતનના વિભાવ પરિણામ છે, તેથી જીવનું વીર્ય સ્ફુરે છે. તેથી મન, વચન, કાયાના યોગ ચંચળ થતાં જીવના પ્રદેશો પણ કંપે છે અને તેથી કાર્મણ વર્ગણા કર્મરૂપે પરિણમીને આત્માના પ્રદેશોમાં જોડાય છે. (૮૨)

ઝેર સુધા સમજે નહીં, જીવ ખાય ફળ થાય;
એમ શુભાશુભ કર્મનું, ભોક્તાપણું જણાય. ૮૩

અર્થ :—ઝેર અને અમૃત પોતે જાણતાં નથી કે અમારે આ જીવને ફળ આપવું છે, તોપણ જે જીવ ખાય છે, તેને તે ફળ થાય છે; એમ શુભાશુભ કર્મ આ જીવને આ ફળ આપવું છે એમ જાણતાં નથી, તોપણ ગ્રહણ કરનાર જીવ, ઝેર અમૃતના પરિણામની રીતે ફળ પામે છે. (૮૩)

ભાવાર્થ :—બાંધેલાં કર્મ ફળ શી રીતે આપે છે? "શું સમજે જડકર્મ કે, ફળ પરિણામી હોય?" તે કહે છે. જીવના શુભાશુભ ભાવથી કાર્મણ વર્ગણામાં અનેક પ્રકારની શકિત ઉત્પન્ન થાય છે અને મંત્રેલી ધૂળની સમાન તેમાં સાતા, અસાતા, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, દર્શનમોહનીય વગેરે રૂપે પરિણમવાની યંત્ર જેવી ચોક્કસ શકિત હોય છે. કાર્મણ વર્ગણામાં એવું ચમત્કારી બળ જીવના ભાવના સંયોગથી ઊપજે છે ને યોગ્ય કાળે ફળ આપે છે. દૃષ્ટાંત તરીકે ઝેર અને અમૃત બંને પુદ્ગલ છે તેમાં ઝેરનો ગુણ મૃત્યુ પમાડવાનો અને અમૃતનો ગુણ જીવન આપવાનો છે. તે બંને જડ હોવાથી પોતાના ગુણ કે તેવું ફળ આપવાના સંકલ્પને જાણતાં નથી. જીવ ઝેર કે અમૃત ખાય તો થોડા કાળે તે પદાર્થ તેની પ્રકૃતિ પ્રમાણે ફળ આપે છે તેમાં કંઈ ફેર પડતો નથી, તેવી રીતે જીવ શુભ કે અશુભ જેવા ભાવ કરે તેવાં શુભ કે અશુભ કર્મ બાંધે છે ને વખત જતાં તે કર્મો પુણ્ય કે પાપના ઉદયરૂપે જીવને ફળ આપે છે. એ રીતે શુભ કર્મના ફળનો આત્મા ભોકતા થાય છે. (૮૩)

એક રાંક ને એક નૃપ, એ આદિ જે ભેદ;
કારણ વિના ન કાર્ય તે, તે જ શુભાશુભ વેદ્ય. ૮૪

અર્થ :—એક રાંક છે, અને એક રાજા છે, 'એ આદિ' શબ્દથી નીચપણું, ઊંચપણું, કુરૂપપણું, સુરૂપપણું એમ ઘણું વિચિત્રપણું છે, અને એવો જે ભેદ રહે છે તે–સર્વ સમાનતા નથી તે જ શુભાશુભ કર્મનું ભોકતાપણું છે એમ સિદ્ધ કરે છે; કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ નથી. (૪૮)

ભાવાર્થ:—એ રીતે કર્મ જે કાર્ય કરે છે તે સર્વત્ર અનુભવાય છે જેમકે 'મોક્ષમાળા'માં 'કર્મના ચમત્કાર'ના પાઠમાં બતાવ્યું છે. અહીં ટૂંકમાં કહ્યું કે એક રાજાને ત્યાં જન્મે ને રાજા થાય, બીજો ઘણી મહેનત કરવા છતાં દીન ગરીબ હોય છે. એમ જીવ માત્ર અમુક પ્રકારનાં ફળ ભોગવે છે તેનાં કારણ પૂર્વકર્મ છે. તેથી પુરવાર થાય છે કે શુભાશુભ કર્મ વેદ્ય=ભોગવવા યોગ્ય છે. (૮૪)

ફળદાતા ઈશ્વરતણી, એમાં નથી જરૂર;
કર્મ સ્વભાવે પરિણમે, થાય ભોગથી દૂર. ૮૫

અર્થ:-ફળદાતા ઈશ્વરની એમાં કાંઈ જરૂર નથી. ઝેર અને અમૃતની રીતે શુભાશુભ કર્મ સ્વભાવે પરિણમે છે; અને નિઃસત્ત્વ થયેથી ઝેર અને અમૃત ફળ દેતાં જેમ નિવૃત્ત થાય છે, તેમ શુભાશુભ કર્મને ભોગવવાથી તે નિઃસત્ત્વ થયે નિવૃત્ત થાય છે. (૮૫)

ભાવાર્થ:-ફળ આપવાની અદ્ભુત શક્તિ તે બંધાયેલા કર્મ પુદ્ગલમાં સ્વભાવથી જ રહી છે. ભાવકર્મ થતાં જડકર્મમાં ત શક્તિ પ્રગટીને દ્રવ્યકર્મરૂપે બંધાય છે. તે કાળ પાકયે ફળ આપીને નિર્જરે છે. કર્મનું ફળ જીવને મળે તે માટે કોઈ ઈશ્વરની જરૂર નથી. એક નાના બી-માંથી વડ જેવું મોટું વૃક્ષ થાય છે. તે પરથી પુદ્ગલની અચિંત્ય શક્તિ સમજી શકાય છે. વળી વચનવર્ગણા ચેતન સાથે સ્પર્શ પામીને ઉત્પન્ન થાય છે તે જડ છતાં અન્ય જીવના ભાવ પર કેટલી અસર કરે છે। તેવી જ રીતે યન્ત્રરૂપે ગોઠવાયેલા પુદ્ગલો આગગાડી વગેરે કેટલી શકિત વ્યકત કરે છે। એ બધાં કરતાં કાર્મણવર્ગણા બહુ સૂક્ષ્મપણે અને સચોટ બરાબર વખતે ફળ આપે છે. (૮૫)

તે તે ભોગ્ય વિશેષનાં, સ્થાનક દ્રવ્ય સ્વભાવ;
ગહન વાત છે શિષ્ય આ, કહી સંક્ષેપે સાવ. ૮૬

અર્થ:—ઉત્કૃષ્ટ શુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ શુભગતિ છે, અને ઉત્કૃષ્ટ અશુભ અધ્યવસાય તે ઉત્કૃષ્ટ અશુભગતિ છે, શુભાશુભ અધ્ય-

વસાય મિશ્રગતિ છે; અને તે જીવપરિણામ તે જ મુખ્યપણે તો ગતિ છે, તથાપિ ઉત્કૃષ્ટ શુભદ્રવ્યનું ઉર્ધ્વગમન, ઉત્કૃષ્ટ અશુભ દ્રવ્યનું અધોગમન, શુભાશુભની મધ્યસ્થિતિ, એમ દ્રવ્યનો વિશેષ સ્વભાવ છે. અને તે આદિ હેતુથી તે તે ભોગ્યસ્થાનક હોવા યોગ્ય છે, હે શિષ્ય ! જડ ચેતનના સ્વભાવ સંયોગાદિ સૂક્ષ્મસ્વરૂપનો અત્રે ઘણો વિચાર સમાય છે; માટે આ વાત ગહન છે તોપણ તેને સાવ સંક્ષેપમાં કહી છે. (૮૬)

ભાવાર્થઃ–વિશેષ પુણ્ય પાપ ભોગવવાનાં સ્થાન સ્વર્ગ નરકાદિ છે, તે પણ સ્વભાવથી જ સુખદુઃખ ઉત્પન્ન કરનારાં બની રહ્યાં છે. તેને કોઈ ઈશ્વરે ખાસ બનાવ્યાં છે એમ નથી. કર્મ અને તે ભોગવવાનાં સ્થાનો વગેરે સમજવું બહુ મુશ્કેલ છે. તેનો વિસ્તાર કર્મગ્રંથોમાં ઘણો કરેલો છે. પણ અહીં અવકાશને અભાવે અતિસંક્ષેપે કહ્યું છે. કોઈ જ્ઞાનીને લબ્ધિથી દેવલોક વગેરે દેખાય છે જેમકે આનંદ શ્રાવકને થયું હતું. શ્રુતની નિર્મળતાથી પણ અમુક જીવ ક્યાંથી આવ્યો છે અથવા મરીને કઈ ગતિમાં ગયો છે વગેરે જણાય છે. એ જ્ઞાન ઘણું ગહન છે ને શિષ્યની સમજશકિત ઉપરાંતનું હોવાથી અહીં માત્ર ટૂંકામાં નિર્દેશ કર્યો છે. (૮૬)

(૫) શંકા—શિષ્ય ઉવાચ :

કર્તા ભોક્તા જીવ હો, પણ તેનો નહિ મોક્ષ;
વીત્યો કાળ અનંત પણ, વર્તમાન છે દોષ. ૮૭

અર્થઃ–કર્તા ભોક્તા જીવ હો, પણ તેથી તેનો મોક્ષ થવા યોગ્ય નથી; કેમકે અનંત કાળ થયો તો પણ કર્મ કરવારૂપી દોષ હજુ તેને વિશે વર્તમાન જ છે. (૮૭)

ભાવાર્થઃ–જીવ કર્મનો કર્તા ને ભોક્તા છે એ સમજાયું પણ તેનો મોક્ષ થઈ શકે એ માન્યામાં આવતું નથી કારણ કે જો મોક્ષ થતો હોત તો અનંતકાળ ગયો છતાં થયો કેમ નહિ ? વર્તમાનમાં પણ જીવ સર્વથા દોષથી ભરેલો જ છે તેથી મોક્ષ થાય એ મનાતું નથી. (૮૭)

શુભ કરે ફળ ભોગવે, દેવાદિ—ગતિમાંય;
અશુભ કરે નરકાદિ ફળ, કર્મરહિત ન ક્યાંય. ૮૮

અર્થ:—શુભ કર્મ કરે તો તેથી દેવાદિ ગતિમાં તેનું શુભ ફળ ભોગવે અને અશુભ કર્મ કરે તો નરકાદિ ગતિને વિષે તેનું અશુભ ફળ ભોગવે; પણ જીવ કર્મ રહિત કોઈ સ્થળે હોય નહીં. (૮૮)

ભાવાર્થ:—શુભ કર્મ કરીને દેવાદિ ગતિમાં ફળ ભોગવે છે. તે અશુભ કર્મોનું ફળ નરકાદિ ગતિમાં ભોગવે છે. ચારે ગતિમાં ક્યાંય પણ કર્મ રહિત જીવ નજરે પડતો નથી. જીવ માત્ર કર્મસહિત હોવાથી શુભાશુભ ફળ ભોગવતા જણાય છે. (૮૮)

(૫) સમાધાન—સદ્ગુરુ ઉવાચ:-

જેમ શુભાશુભ કર્મપદ, જાણ્યાં સફળ પ્રમાણ;
તેમ નિવૃત્તિ સફળતા, માટે મોક્ષ સુજાણ. ૮૯

અર્થ:—જેમ શુભાશુભ કર્મપદ તે જીવના કરવાથી તે થતાં જાણ્યાં, અને તેથી તેનું ભોક્તાપણું જાણ્યું તેમ નહિ કરવાથી અથવા તે કર્મનિવૃત્તિ કરવાથી તેમ નિવૃત્તિ પણ થવા યોગ્ય છે; માટે નિવૃત્તિનું પણ સફળપણું છે; અર્થાત્ જેમ તે શુભાશુભ કર્મ અફળ જતાં નથી, તેમ તેની નિવૃત્તિ પણ અફળ જવા યોગ્ય નથી; માટે તે નિવૃત્તિરૂપ મોક્ષ છે એમ હે વિચક્ષણ ! તું વિચાર. (૮૯)

ભાવાર્થ:—શુભ અશુભ કર્મ ફળ સહિત છે એમ તેં જાણ્યું તો હે બુદ્ધિમાન ! શુભાશુભ કર્મથી નિવર્તવું તેનું ફળ મોક્ષ પણ છે. શુભ અશુભ ભાવો રોકીને આત્મામાં ઉપયોગ સ્થિર કરવાથી કર્મનો સંવર અને નિર્જરા થતાં મોક્ષ થાય છે. (૮૯)

વીત્યો કાળ અનંત તે, કર્મ શુભાશુભ ભાવ;
તેહ શુભાશુભ છેદતાં, ઊપજે મોક્ષ સ્વભાવ. ૯૦

અર્થ:—કર્મસહિત અનંતકાળ વીત્યો તે તે શુભાશુભ કર્મ પ્રત્યેની જીવની આસક્તિને લીધે વીત્યો પણ તેના પર ઉદાસીન થવાથી તે કર્મફળ છેદાય, અને તેથી મોક્ષસ્વભાવ પ્રગટ થાય. (૯૦)

ભાવાર્થ:—'વીત્યો કાળ અનંત પણ વર્તમાન છે દોષ,' એમ કહ્યું હતું તે શિષ્યની છૂટવાની સાચી જિજ્ઞાસા બતાવે છે. "અનંત કાળથી જીવનું પરિભ્રમણ થયા છતાં તેની નિવૃત્તિ કાં થતી નથી ? અને તે શું કરવાથી થાય ? આ વાક્યમાં અનંત અર્થ સમાયેલો છે અને એ વાક્યમાં કહેલી ચિંતના કર્યા વિના, તેને માટે દૃઢ થઈ ઝૂર્યા વિના માર્ગની દિશાનું પણ અલ્પ ભાન થતું નથી." (પત્ર ૧૪૪) ઝૂરણા, અશાંતિ થાય તો શાંતિનો માર્ગ મળે.

શુભ અને અશુભને છેદીને પોતાના સ્વરૂપમાં સ્થિર થવું તે સમકિત વિના બનતું નથી, તે માટે પ્રથમ હું બંધાયો છું, દુઃખમાં છું તેનું તીવ્ર ભાન થાય, જન્મમરણથી ત્રાસ છૂટે ને તેથી બચવા સદ્ગુરુને શરણે જાય. તેમના બોધને અનુસરી આપેલી આજ્ઞા આરાધે એમાં પ્રમાદ મૂકીને નિરંતર પુરુષાર્થ કરતાં દર્શનમોહનીયની મંદતા થાય ત્યારે આત્મદર્શન થાય છે. ત્યાર પછી મોક્ષ (કર્મ રહિત દશા), મોક્ષમાર્ગ (રત્નત્રય રૂપ) જેમ છે તેમ સમજાય. સત્પુરુષની આજ્ઞાએ શુભાશુભની ઇચ્છા રહિતપણે એક આત્મા [સમકિત] પ્રાપ્ત થાય. તે માટે સંસારથી ભય અને તેથી છૂટવાની એક માત્ર તીવ્ર ઇચ્છા થવી જોઈએ; અને જ્ઞાનીની આજ્ઞામાં સર્વથા વર્તવું જોઈએ. પરંતુ જ્યાં સુધી જીવને સંસારના પદાર્થો માટે ઝૂરણા છે, ઇંદ્રિયના પદાર્થોમાં પ્રીતિ છે, દેહની વેદનીથી ભય છે ત્યાં તે અર્થે જ પુરુષાર્થ પણ કરે છે, પરંતુ વિષયભોગ, સાતા અસાતા તો કર્મને આધીન છે. વિના પુરુષાર્થ પણ બાંધ્યાં છે તે મુજબ ભોગવવાનાં છે, તેમાં ખાલી ચિંતા કરવાથી આત્માર્થ કે જે પુરુષાર્થથી જ થવાનો છે તે ચૂકી જવાય છે. માટે સંસારની ઇચ્છાઓ રૂપ શુભાશુભમાં જતી વૃત્તિને રોકીને આત્માર્થે પુરુષાર્થ કરવા લાગી જવું જોઈએ. અનંતકાળે ન મળે એવો જોગ આવી મળ્યો છે તો આત્માને મુક્ત કરવા માટે જ ઝૂરણા, ઇચ્છા, પુરુષાર્થ કરી શુભાશુભથી રહિત આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવામાં સફળતા કરી લેવી. મોક્ષમાર્ગ દ્વારા મોક્ષની પ્રાપ્તિ કરવી. તે માટે સત્પુરુષ જે તે માર્ગે વર્ત્યા છે તેમનું

અવલંબન પળ પળ આદરવું. મનુષ્યદેહમાં સત્પુરુષનો જોગ, તત્ત્વપ્રાપ્તિ વગેરે અનંતકાળે મળે નહિ એવો દુર્લભ યોગ મળી આવ્યો છે તો હવે એમાં વીર્ય ફોરવવું અને આત્માને અનાદિ બંધનથી છોડાવવો. (૯૦)

દેહાદિક સંયોગનો, આત્યંતિક વિયોગ;
સિદ્ધ મોક્ષ શાશ્વતપદે, નિજ અનંત સુખભોગ. ૯૨

અર્થ:-દેહાદિ સંયોગનો અનુક્રમે વિયોગ તો થયા કરે છે, પણ તે પાછો ગ્રહણ ન થાય તે રીતે વિયોગ કરવામાં આવે તો સિદ્ધસ્વરૂપ મોક્ષસ્વભાવ પ્રગટે અને શાશ્વતપદે અનંત આત્માનંદ ભોગવાય. (૯૧)

ભાવાર્થ:-કર્મરહિત મુક્ત આત્મા મોક્ષમાં વસે છે. શુભાશુભ કર્મને લઈને દેહની પ્રાપ્તિ છે, દેહને આધારે અનેક બાહ્ય પદાર્થોનો સંયોગ થાય છે. તે નિમિત્તે રાગદ્વેષ થઈ કર્મ બંધાય છે એમ અનાદિ કાળથી સંસારમાં રહ્યો છે. હવે દેહાદિ સર્વ પર દ્રવ્યથી આત્મા મુક્ત થાય, ફરી પાછો કદી પણ દેહાદિનો સંયોગ ન થાય એવી રીતે સર્વ-કાળ માટે આત્યંતિક વિયોગ એટલે કે સર્વે કર્મનો સર્વથા ક્ષય કરે ત્યારે તે સિદ્ધ થાય અને મોક્ષરૂપી શાશ્વતપદમાં પોતાના અનંત સહજાત્મસુખનો અનુભવ કરે, ત્યાં દેહાદિ સંયોગ અને સંસારનાં દુ:ખોનો સદાને માટે નાશ અને આત્માના અનંત સુખનો સદાને માટે અનુભવ પ્રાપ્ત થાય છે. એવું તે મોક્ષરૂપી શાશ્વતપદ છે તેને કર્મ રહિત થયેલો સિદ્ધ જીવ પામે છે. (૯૧)

(૬) શંકા—શિષ્ય ઉવાચ:-

હોય કદાપિ મોક્ષપદ, નહિ અવિરોધ ઉપાય;
કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય? ૯૨

અર્થ:-મોક્ષપદ કદાપિ હોય તોપણ તે પ્રાપ્ત થવાનો કોઈ અવિરોધી એટલે યથાતથ્ય પ્રતીત થાય એવો ઉપાય જણાતો નથી. કેમકે અનંત કાળનાં કર્મો છે તે આવા અલ્પાયુષ્યવાળા મનુષ્યદેહથી કેમ છેદ્યાં જાય? (૯૨)

ભાવાર્થ:-અહીં શિષ્યને શંકા થાય છે કે અનાદિ કાળથી જે કર્મો બાંધ્યાં છે તે બધાંને હવે એકાએક દૂર કરી શકે એવો અચૂક ઉપાય મળે એમ લાગતું નથી. અવિરોધ-માન્ય થાય એવો ભૂલ વગરનો અચૂક કાર્ય કરે એવો ઉપાય મને જણાતો નથી માટે અનાદિ કાળનાં કર્મો શી રીતે છેદાય તે કહો.

અથવા મત દર્શન ઘણાં, કહે ઉપાય અનેક;
તેમાં મત સાચો કયો, બને ન એહ વિવેક. ૯૩

અર્થ:-અથવા કદાપિ મનુષ્યદેહના અલ્પાયુષ્ય વગેરેની શંકા છોડી દઈએ, તોપણ મત અને દર્શન ઘણાં છે, અને તે મોક્ષના અનેક ઉપાયો કહે છે, અર્થાત્ કોઈ કંઈ કહે છે, અને કોઈ કંઈ કહે છે. તેમાં કયો મત સાચો એ વિવેક બની શકે એવો નથી. (૯૩)

ભાવાર્થ:-વળી જગતમાં અનેક ધર્મોના મત ને દર્શન તે મોક્ષ થવા ભિન્ન ભિન્ન ઉપાયો બતાવે છે તેમાંથી કયો સાચો ને કાર્યકારી છે તે સમજાતું નથી, વિવેક—સાચાખોટાનો ભેદ મારાથી પાડી શકાતો નથી. (૯૩)

કઈ જાતિમાં મોક્ષ છે, કયા વેષમાં મોક્ષ;
એનો નિશ્ચય ના બને, ઘણા ભેદ એ દોષ. ૯૪

અર્થ:-બ્રાહ્મણાદિ કઈ જાતિમાં મોક્ષ છે, અથવા કયા વેશમાં મોક્ષ છે, એનો નિશ્ચય પણ ન બની શકે એવો છે; કેમકે તેવા ઘણા ભેદો છે, અને એ દોષે પણ મોક્ષનો ઉપાય પ્રાપ્ત થવા યોગ્ય દેખાતો નથી. (૯૪)

ભાવાર્થ:-જગતમાં જાતિ વેષનો પણ ઝઘડો ચાલે છે. કોઈ બ્રાહ્મણને જ મોક્ષ કહે, કોઈ સ્ત્રીનો મોક્ષ નથી એમ કહે. દિગંબર શ્વેતાંબર, સ્થાનકવાસી એમ સાધુના અનેક વેશ તેમ ગૃહસ્થવેશ વગેરે છે તેમાં કયે વેશે અને કઈ જાતિમાં મોક્ષ થાય તે નક્કી સમજાતું નથી. આવી રીતે મોક્ષના ઉપાય ભિન્ન ભિન્ન ધર્મમાં ભિન્ન ભિન્ન કહ્યા

છે. જો મોક્ષનો માર્ગ હોય તો બધા ધર્મો તે એક જ રૂપે બતાવે પરંતુ તેથી ઊલટું પરસ્પર વિરોધી ઉપાયો બતાવે છે તેથી એ બધા જ ખોટા છે એમ લાગે છે. ધર્મમાં ઘણા ભેદો પડી ગયા છે એ દોષ છે. (૯૪)

તેથી એમ જણાય છે, મળે ન મોક્ષ ઉપાય;
જીવાદિ જાણ્યા તણો, શો ઉપકાર જ થાય? ૯૫

**અર્થ**:-તેથી એમ જણાય છે કે મોક્ષનો ઉપાય પ્રાપ્ત થઈ શકે એવું નથી, માટે જીવાદિનું સ્વરૂપ જાણવાથી પણ શું ઉપકાર થાય? અશક્ય દેખાય છે. (૯૫)

ભાવાર્થ:-તેથી મને તો મોક્ષનો ઉપાય હોય એ મનાતુ નથી. અને જો મોક્ષ મેળવી શકાય નહિ તો આત્મા છે વગેરે જાણ્યું તેથી શો લાભ? મોક્ષ ન થાય તો આત્માનું જ્ઞાન નિષ્ફળ છે. (૯૫)

પાંચે ઉત્તરથી થયું, સમાધાન સર્વાંગ;
સમજું મોક્ષ ઉપાય તો, ઉદય ઉદય સદ્ભાગ્ય. ૯૬

**અર્થ**:-આપે પાંચે ઉત્તર કહ્યા તેથી સર્વાંગ એટલે બધી રીતે મારી શંકાનું સમાધાન થયું છે; પણ જો મોક્ષનો ઉપાય સમજું તો સદ્ભાગ્ય ઉદય ઉદય થાય (અત્ર 'ઉદય' 'ઉદય' બે વાર શબ્દ છે તે પાંચ ઉત્તરના સમાધાનથી થયેલી મોક્ષની જિજ્ઞાસાનું તીવ્રપણું દર્શાવે છે) (૯૬)

ભાવાર્થ:-આપે કૃપા કરીને આત્મા છે; આત્મા નિત્ય છે, આત્મા કર્તા છે, ભોક્તા છે, મોક્ષ છે-એ પાંચ પ્રશ્નના ઉત્તર આપીને સમજાવ્યું, તે મને પૂરેપૂરું સમજાયું છે. તેમાં કંઈ શંકા રહી નથી. હવે એક મોક્ષનો ઉપાય જો સમજાય તો મારું અહોભાગ્ય થાય. પાંચ ઉત્તરથી શિષ્યે મોક્ષ સુધીની શ્રદ્ધા દૃઢ કરી છે. હવે તેને મોક્ષ કરવાની પરમ જિજ્ઞાસા થઈ છે. તે એવી કે જો મોક્ષનો ઉપાય મળે તો તેના પુરુષાર્થમાં મંડી પડે. તેને છોડે નહિ અને મોક્ષરૂપ આત્મકલ્યાણ

જરૂર કરી લે. જગતના મતોથી મોક્ષનો ઉપાય જડે તેવો નથી પરંતુ તેને સદ્ગુરુમાં શ્રદ્ધા છે કે તેઓ જરૂર મોક્ષનો ઉપાય પણ બતાવશે જ અને તે આરાધતાં પોતે મોક્ષ પણ મેળવશે જ એવી પોતાની તત્પરતા થઈ છે તેથી ઉલ્લાસમાં આવી જઈ કહ્યું છે કે હું મોક્ષનો ઉપાય સાંભળું એટલી વાર છે. ઉપાય સમજાય એટલે મારો મોક્ષ અથવા તો સદ્ભાગ્યનો ઉદય સમજવો. અહીં જીવની પાત્રતા એટલે ગુરુ બતાવે તે કરવાની તત્પરતા બતાવી છે. એવી તૈયારી પોતાની હોય તો જ પછી સદ્ગુરુ ઉપદેશ આપે તે પરિણમે. બે વાર ઉદય ઉદય કહ્યું તે શિષ્યને ઉલ્લાસપૂર્વક આનંદ થયો છે તે સૂચવે છે. શરૂઆતમાં જગતના મતોનો વિચાર કરતાં તો મોક્ષપ્રાપ્તિ નથી એમ લાગ્યું પરંતુ પછી સદ્ગુરુને શંકા કહેતાં તેના ભાવો ફર્યા અને અવશ્ય મોક્ષ ઉપાય પણ સદ્ગુરુ બતાવશે ને મારું પરમ કલ્યાણ થશે જ એવો શ્રદ્ધાયુક્ત ભાવ થયો છે. (૯૬)

(૬) **સમાધાન—સદ્ગુરુ-ઉવાચઃ-**

**પાંચે ઉત્તરની થઈ, આત્મા વિષે પ્રતીત;**
**થાશે મોક્ષોપાયની, સહજ પ્રતીત એ રીત. ૯૭**

**અર્થ**:-પાંચે ઉત્તરની તારા આત્માને વિષે પ્રતીતિ થઈ છે. તો મોક્ષના ઉપાયની પણ એ જ રીતે તને સહજમાં પ્રતીતિ થશે. અત્રે 'થશે' અને 'સહજ' એ બે શબ્દ સદ્ગુરુએ કહ્યા છે તે જેને પાંચ પદની શંકા નિવૃત્ત થઈ છે તેને મોક્ષોપાય સમજવો કંઈ કઠણ જ નથી એમ દર્શાવવા તથા શિષ્યનું જિજ્ઞાસાપણું જાણી અવશ્ય તેને મોક્ષોપાય પરિણમશે એમ ભાસવાથી (તે વચન) કહ્યાં છે, એમ સદ્ગુરુનાં વચનનો આશય છે. (૯૭)

ભાવાર્થ:-શિષ્યને મોક્ષ-ઉપાય જાણી લેવાની ખૂબ ઉતાવળ થઈ છે તેને શાંત પાડતાં સદ્ગુરુ કહે છે કે તું ઉતાવળો થઈને આ શંકાઓ ન કર. આત્મા વિષેના પાંચ ઉત્તરો તને સમજાય છે. આત્મા

છે......મોક્ષ છે ત્યાં સુધી પાંચે બાબતની તને દૃઢ ઇચ્છા થઈ છે, તો હવે મોક્ષ ઉપાય પણ તને સહેલાઈથી સમજાશે. પ્રથમ પાંચ પદ સમજાયાં, દૃઢ શ્રદ્ધા થઈ, તો મોક્ષનો ઉપાય બતાવતાં તે જરૂર સમજાય અને તે પ્રમાણે સ્વાભાવિક રીતે વર્તે જ એવો નિયમ છે. (૯૭)

કર્મભાવ અજ્ઞાન છે, મોક્ષભાવ નિજવાસ;
અંધકાર અજ્ઞાન સમ, નાશે જ્ઞાનપ્રકાશ. ૯૮

**અર્થ:**– કર્મભાવ છે તે જીવનું અજ્ઞાન છે અને મોક્ષભાવ છે તે જીવના પોતાના સ્વરૂપને વિષે સ્થિતિ થવી તે છે. અજ્ઞાનનો સ્વભાવ અંધકાર જેવો છે. તેથી જેમ પ્રકાશ થતાં ઘણા કાળનો અંધકાર છતાં નાશ પામે છે, તેમ જ્ઞાનપ્રકાશ થતાં અજ્ઞાન પણ નાશ પામે છે. (૯૮)

ભાવાર્થ :– આ ગાથામાં સદ્ગુરુએ સંપૂર્ણ મોક્ષનો માર્ગ બતાવી દીધો છે. પછીની ગાથાઓમાં માત્ર તેનો વિસ્તાર છે.

કર્મના ઉદયમાં એકતા કરીને આત્માના જે ભાવ થાય છે ત્યાં આત્માનું અજ્ઞાન છે અથવા તે જે મિથ્યાત્વ છે..." તેમ અજ્ઞાન દશારૂપ સ્વપ્નરૂપ યોગે આ જીવ પોતાને પોતાનાં નહિ એવાં બીજાં દ્રવ્યને વિષે સ્વપણે માને છે; અને એ જ માન્યતા તે સંસાર છે; તે જ અજ્ઞાન છે; નરકાદિ ગતિનો હેતુ તે જ છે; તે જ જન્મ છે, મરણ છે અને તે જ દેહ છે, દેહના વિકાર છે; તે જ પુત્ર, તે જ પિતા, તે જ શત્રુ, તે જ મિત્રાદિ ભાવ કલ્પનાના હેતુ છે, અને તેની નિવૃત્તિ થઈ ત્યાં સહજ મોક્ષ છે.'.......( પત્ર ૫૩૭.)

આત્માનું મોક્ષસ્વરૂપ, શુદ્ધ સિદ્ધ સ્વરૂપ તે રૂપ હું છું. સર્વ પરદ્રવ્યથી ભિન્ન છું, એમ નિશ્ચયનયથી શ્રદ્ધાપૂર્વક, ઉદય આવતાં કર્મ અને સંજોગોથી પોતાને સર્વથા ભિન્ન જ અનુભવે એવો જે શુદ્ધ આત્મભાવ તે જ પોતાનું ઘર છે. ત્યાં જ સ્થિતિ કરવાની છે. તે જ્ઞાનસ્વરૂપ છે. કર્મ સાથે એકતા કરાવનારો અજ્ઞાનભાવ છે. એને અંધકાર સાથે સરખાવ્યો છે કે જેમ અંધકારમાં એકનું બીજું દેખાય છે, ભૂલ

થાય છે, ભય લાગે છે, તેમ આત્માને પરમાં એકતા કરી વર્તવાથી પદાર્થો છે તેથી વિપરીત જણાય છે, રાગદ્વેષ થાય છે, અને સંસારભ્રમણનો ભય ઉપસ્થિત થાય છે. જેમ પ્રકાશ આવે તો અંધકાર નાશ પામે અને પદાર્થો છે તેમ જણાય અને સર્વ ભય ટળી જાય તેવી રીતે સમકિત એટલે 'હું શુદ્ધાત્મસ્વરૂપ છું' એવો અનુભવ થતાં દેહ અને રાગાદિ સાથેની એકતા ટળી જાય છે. પોતાના શુદ્ધસ્વરૂપમાં સ્થિર થતાં કર્મ બંધાતાં નથી, તેથી સંસારનો ભય ટળી જાય છે. (૯૮)

જે જે કારણ બંધનાં, તેહ બંધનો પંથ;
તે કારણ છેદક દશા, મોક્ષપંથ ભવઅંત. ૯૯

**અર્થ :–** જે જે કારણો કર્મબંધનાં છે, તે તે કર્મબંધનો માર્ગ છે; અને તે તે કારણોને છેદે એવી જે દશા છે તે મોક્ષનો માર્ગ છે; ભવનો અંત છે. (૯૯)

ભાવાર્થ :– કર્મ બંધાય એ રીતે વર્તવું તે બંધ એટલે સંસાર પરિભ્રમણનો માર્ગ છે. આસ્રવનાં ૫૭ દ્વાર કહ્યાં છે તે બધાં કર્મ-બંધનાં કારણ છે, તેમાં ૫ મિથ્યાત્વ, ૧૨ અવિરતિ, ૨૫ કષાય ૧૫ યોગ આવે છે. આ ૫૭ કારણોને રોકીને પ્રમાદરહિતપણે આત્મ-સ્વરૂપમાં વર્તે એવી જે દશા તે સંવર અથવા મોક્ષનો માર્ગ છે. અને મોક્ષમાર્ગમાં વર્તે ત્યાં સંસારનો ક્ષય થાય છે. (૯૯)

રાગ દ્વેષ, અજ્ઞાન એ, મુખ્ય કર્મની ગ્રંથ;
થાય નિવૃત્તિ જેહથી, તે મોક્ષનો પંથ. ૧૦૦

**અર્થ :–** રાગ, દ્વેષ, અને અજ્ઞાન એનું એકત્વ એ કર્મની મુખ્ય ગાંઠ છે; અર્થાત્ એ વિના કર્મનો બંધ ન થાય; તેની જેથી નિવૃત્તિ થાય તે જ મોક્ષનો માર્ગ છે. (૧૦૦)

ભાવાર્થ :– કર્મબંધનાં ઉપર કહ્યાં તે બધાં કારણો ટૂંકામાં રાગદ્વેષરૂપ ચારિત્રમોહનીય અને આત્માના અજ્ઞાનરૂપ દર્શનમોહનીય

એટલે રાગદ્વેષ અને અજ્ઞાનમાં સમાઈ જાય છે. મોહનીય કર્મના ઉદય-માં આત્માના જે તન્મય ભાવ થાય તે જ બંધનું મુખ્ય કારણ છે. કર્મ તો પૂર્વે બાંધેલાં ઉદય આવે પરંતુ આત્મા જો તેમાં તન્મયપણે ન પરિણમે, પોતાના સ્વરૂપમાં સ્થિર રહે, જુદો રહે, રાગદ્વેષ ન કરતાં સમભાવમાં વર્તે તો જૂનાં કર્મની ગાંઠ છૂટી જાય ને નવા બંધ ન પડે. કર્મ બંધન કરાવનારમાં મુખ્ય પરવસ્તુ પ્રત્યેનો રાગભાવ છે. જો રાગ ન કરતાં ઉદાસીનતા રાખે તો તે વસ્તુ નિમિત્તે દ્વેષ પણ ન થાય. રાગ અને દ્વેષ બન્ને આત્માને ભુલાવી પરવસ્તુમાં તન્મય કરા-વનારાં હોવાથી આત્માને કર્મની સાથે ગાંઠ બંધાવનારા છે. અજ્ઞાન એટલે મિથ્યાત્વ છે તે પરમાં પોતાપણાની ભ્રાંતિ કરાવે છે. રાગદ્વેષ અને અજ્ઞાન જવા કર્મના ઉદયમાં ન તણાતાં સર્વ પરવસ્તુથી ભિન્ન એવું પોતાનું સ્વરૂપ ઓળખવું અને તેમાં સ્થિર થવું તો આત્મા કર્મથી છૂટે એ જ મોક્ષનો માર્ગ છે. (૧૦૦)

આત્મા સત્ ચૈતન્યમય, સર્વાભાસ રહિત,
જેથી કેવળ પામિયે, મોક્ષપંથ તે રીત. ૧૦૧

અર્થ :–'સત્' એટલે 'અવિનાશી' અને 'ચૈતન્યમય' એટલે 'સર્વભાવને પ્રકાશવારૂપ સ્વભાવમય' 'અન્ય સર્વ વિભાવ અને દેહાદિ સંયોગના આભાસથી રહિત એવો.' 'કેવળ' એટલે 'શુદ્ધ આત્મા' પામીએ, તેમ પ્રવર્તાય તે મોક્ષમાર્ગ છે. (૧૦૧)

ભાવાર્થ :–આત્મા સત્–હોવારૂપ દ્રવ્ય છે અને તેનું લક્ષણ ચૈતન્ય–જ્ઞાનદર્શન છે. તે જેમ છે તેવું જ સ્વરૂપ જેથી પમાય તે મોક્ષનો માર્ગ છે. આત્માને નહિ જાણનારા ઘણા તેને ભાસપણે કલ્પે છે, મને આત્માનાં દર્શન થયાં એમ માની લે છે. કોઈ શ્વાસ રોકવાને આત્મા માને, કોઈ પ્રકાશ વગેરે દેખાય તેને આત્મા માને. વળી શરીરમાં જીવ છે કે નહિ તે શ્વાસ હલનચલન વગેરેથી જણાય છે, તે પરથી શ્વાસ, ક્રિયા વગેરેને આત્માનાં લક્ષણ કલ્પે છે એવા ખોટા

આભાસ વગર, વિશેષ નહિ તેમ ઓછું નહિ, જેમ છે તેમ કેવળ-શુદ્ધાત્માનું સ્વરૂપ અનુભવવું તે નિશ્ચય મોક્ષમાર્ગ બતાવી આપ્યો છે. (૧૦૧)

કર્મ અનંત પ્રકારનાં, તેમાં મુખ્યે આઠ;
તેમાં મુખ્યે મોહનીય, હણાય તે કહું પાઠ. ૧૦૨

અર્થ:–કર્મ અનંત પ્રકારનાં છે. પણ તેના મુખ્ય જ્ઞાનાવરણાદિ આઠ પ્રકાર થાય છે. તેમાં પણ મુખ્ય મોહનીયકર્મ છે. તે મોહનીયકર્મ હણાય તેનો પાઠ કહું છું. (૧૦૨)

ભાવાર્થ:–હવે શિષ્યે શંકાઓ કરી હતી તેનું સમાધાન કરે છે. "કર્મો કાળ અનંતનાં, શાથી છેદ્યાં જાય?" એમ પૂછ્યું હતું તેના ઉત્તરમાં કહે છે કે આત્માના અનંત ગુણો છે; બધાને કર્મ આવરણ કરે છે તેથી કર્મના પ્રકાર પણ અનંત છે. અથવા તો ભાવ પ્રમાણે કર્મબંધ થાય છે, તે ભાવના ભેદ અનંત છે તેથી કર્મના પ્રકાર પણ અનંત છે. પરંતુ તેના વિભાગ પાડીએ તો મુખ્ય ૮ વિભાગ થાય છે જેમકે આત્માના અનંત ગુણોમાં ૮ મુખ્ય ગુણની ગણત્રી કરાય છે. એ આઠ કર્મમાંથી પણ મુખ્યત્વે બધાં કર્મ બંધાવાનું કારણ એવું મોહનીય કર્મ છે. તેને દારૂની ઉપમા અપાય છે. જેમ દારૂ પીધેલો માણસ કેફથી ભાન ભૂલીને ઘણાં અયોગ્ય કાર્યો કરે છે તેવી રીતે દર્શનમોહનીય આત્માને અનેક વિપરીત માન્યતાઓ કરાવે છે. જેમકે "દેહ તે હું છું," "વિષય ભોગમાં સાચું સુખ છે," "દેહ પવિત્ર છે," "આત્મા નથી" વગેરે. આ વિપરીત માન્યતાઓથી તે કષાયસહિત વર્તે છે તેથી કર્મ–રજ ગ્રહણ કરે છે, આઠે કર્મમાં વહેંચાઈ જાય છે. આ રીતે મોહનીય કર્મ આઠે કર્મનું મૂળ છે તેને નાશ કરે તો બધાં કર્મ નાશ પામે, તેથી મોહનીયને હણવાનો પાઠ કહે છે. શિક્ષકે પાઠ આપ્યો હોય તે પાકો શીખવો જોઈએ. તેમ આ મોહનીયને હણવાનો પાઠ હવે પછીની ગાથામાં કહેશે તે પાકો શીખી લે તો કામ થઈ જાય. (૧૦૨)

કર્મ મોહનીય ભેદ બે, દર્શન ચારિત્ર નામ;
હણે બોધ વીતરાગતા, અચૂક ઉપાય આમ. ૧૦૩

અર્થ :–તે મોહનીય કર્મ બે ભેદે છે; એક 'દર્શનમોહનીય' એટલે 'પરમાર્થને વિષે અપરમાર્થબુદ્ધિ અને અપરમાર્થને વિષે પરમાર્થબુદ્ધિ રૂપ;' બીજી 'ચારિત્રમોહનીય,' 'તથારૂપ પરમાર્થને પરમાર્થ જાણીને આત્મસ્વભાવમાં જે સ્થિરતા થાય, તે સ્થિરતાને રોધક એવા પૂર્વસંસ્કારરૂપ કષાય અને નોકષાય' તે ચારિત્રમોહનીય.

દર્શનમોહનીયને આત્મબોધ, અને ચારિત્રમોહનીયને વીતરાગપણું નાશ કરે છે. આમ તેના અચૂક ઉપાય છે. કેમકે મિથ્યાબોધ દર્શન મોહનીય છે, તેનો પ્રતિપક્ષ સત્યાત્મબોધ છે; અને ચારિત્રમોહનીય રાગાદિક પરિણામરૂપ છે તેનો પ્રતિપક્ષ વીતરાગભાવ છે. એટલે અંધકાર જેમ પ્રકાશ થવાથી નાશ પામે છે; તે તેનો અચૂક ઉપાય છે–તેમ બોધ અને વીતરાગતા અનુક્રમે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયરૂપ અંધકાર ટાળવામાં પ્રકાશસ્વરૂપ છે; માટે તેનો અચૂક ઉપાય છે. (૧૦૩)

ભાવાર્થ :–મોહનીયકર્મના બે પ્રકાર છે; દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય.

દર્શનમોહને હણવા માટે શાસ્ત્રજ્ઞાન એકલું પૂરતું નથી તે જતાવવા "બોધ" શબ્દ વાપર્યો છે. એટલે કે જેમણે દર્શનમોહને હણી બધી વિપરીત માન્યતાઓ ટાળી છે અને પોતે મોક્ષમાર્ગમાં જ વર્તે છે એવા સદ્ગુરુ મળે, તેઓ અનુભવને આધારે ઉપદેશ આપી સાચી માન્યતાઓ સમજાવે, તે સાંભળતાં, વિચારતાં, પરિણમાવતાં જીવને પોતાની ભૂલો સમજાય અને સત્પુરુષપ્રત્યે અપૂર્વ પ્રેમભક્તિ જાગે ત્યારે પોતાના સ્વરૂપની ઝાંખી થાય છે. મારું સ્વરૂપ જ્ઞાની કહે છે તેવું જ છે એમ માન્યતા થાય, તે પ્રાપ્ત કરવા જ્ઞાનીના કહેવા મુજબ રાગદ્વેષ ઓછા થાય, તેમ વર્તવા માંડે ત્યારે ચારિત્રમોહ એટલે સંસારની આસક્તિ

કષાયો વગેરે મોળા પડે અને કર્મની સ્થિતિ ઘટતાં આત્મા પ્રાપ્ત કરવા પુરુષાર્થ વિશેષ થાય, એમ કરતાં સમકિત થવાનો વખત આવે ત્યારે લૌકિક માન્યતાઓ દૂર કરીને યથાપ્રવૃત્તિકરણમાં આવે. પછી ભાવની અત્યંત શુદ્ધિ કરીને અપૂર્વ ભાવને પ્રાપ્ત થાય ત્યાં પરિણામ સમયે સમયે શુદ્ધ થતાં જાય, ઘણાં કર્મ ઉદયમાં આવે તેને દૂર કરે તેમાં મુઝાઈને પાછો ફરે નહિ તે અનિવૃત્તિકરણ એમ (શ્રેણીમાં) ઘણાં કર્મ (ખપાવી નાંખે) હલકાં કરી નાંખે તેથી દર્શનમોહ આદિ બોધને અનુસરીને કષાયરહિતપણે આત્માનું પરિણમન કરવું એ જ કર્મક્ષય અથવા મોક્ષ થવાનો અચૂક ઉપાય છે. એટલે કે સદ્‌ગુરુનો બોધ પરિણમે અને વીતરાગતા આવે તો મોક્ષ અવશ્ય થાય જ. (૧૦૩)

**કર્મબંધ ક્રોધાદિથી, હણે ક્ષમાદિક તેહ;**
**પ્રત્યક્ષ અનુભવ સર્વને, એમાં શો સંદેહ. ૧૦૪**

અર્થ :—ક્રોધાદિ ભાવથી કર્મબંધ થાય છે. અને ક્ષમાદિક ભાવથી તે હણાય છે; અર્થાત્ ક્ષમા રાખવાથી ક્રોધ રોકી શકાય છે, રતિ અરતિ આદિનાં પ્રતિપક્ષથી તે તે દોષો રોકી શકાય છે, તે જ કર્મબંધનો નિરોધ છે; અને તે જ નિવૃત્તિ છે. વળી સર્વને આ વાતનો પ્રત્યક્ષ અનુભવ છે; અથવા સર્વને પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવું છે. ક્રોધાદિ રોકયા રોકાય છે અને જે કર્મબંધન રોકે છે, તે અકર્મદશાનો માર્ગ છે. એ માર્ગ પરલોક નહીં, પણ અત્રે અનુભવમાં આવે છે; તો સંદેહ શો કરવો ? (૧૦૪)

ભાવાર્થ:—ચારિત્રમોહનીય દૂર કરવા રાગદ્વેષ અથવા ક્રોધ, માન, માયા, લોભ ન કરવા. ક્રોધને જીતવા ક્ષમા; માન ગાળવા વિનય, દીનતા, લઘુતા; માયા જેવા પોતાના દોષ ખુલ્લા કરવા ને કાઢી નાખવા, કપટથી ઢાંકવા નહિ, બાળક જેવી સરળતા રાખવી; લોભને જીતવા સંતોષ રાખવો. ટૂંકામાં કષાય રહિત વીતરાગ ભાવમાં રહેવું તો ક્રોધાદિ ચારિત્રમોહ નાશ પામે છે—તેનો અનુભવ થોડો ઘણો

દરેકને હોય છે. સાચો માર્ગ સમજાયો, સાચી પકડ થઈ, પછી શંકાઓ કરવાની હોય નહિ. પછી તો તે પ્રમાણે વર્તવા માંડવું. (૧૦૪)

છોડી મત દર્શન તણો, આગ્રહ તેમ વિકલ્પ;
કહ્યો માર્ગ આ સાધશે, જન્મ તેહના અલ્પ. ૧૦૫

અર્થઃ—આ મારો મત છે, માટે મારે વળગી જ રહેવું અથવા આ મારું દર્શન છે, માટે ગમે તેમ મારે તે સિદ્ધ કરવું એવો આગ્રહ અથવા એવા વિકલ્પને છોડીને આ જે માર્ગ કહ્યો છે, તે સાધશે તેના અલ્પ જન્મ જાણવા. અહીં 'જન્મ' શબ્દ બહુવચનમાં વાપર્યો છે, તે એટલું જ દર્શાવવાને કે કવચિત્ તે સાધન અધૂરાં રહ્યાં તેથી અથવા જઘન્ય કે મધ્યમ પરિણામની ધારાથી આરાધન થયાં હોય તેથી સર્વ કર્મ ક્ષય થઈ ન શકવાથી બીજો જન્મ થવાનો સંભવ છે; પણ તે બહુ નહીં; બહુ જ અલ્પ. "સમકિત આવ્યા પછી જો વમે નહીં તો ઘણામાં ઘણા પંદર ભવ થાય, એમ જિને કહ્યું છે." અને "જે ઉત્કૃષ્ટપણે આરાધે તેનો તે ભવે મોક્ષ થાય;" અત્રે તે વાતનો વિરોધ નથી. (૧૦૫)

ભાવાર્થઃ—સદ્‌ગુરુ મળતા પહેલાં પોતાની મતિ કલ્પનાએ કોઈ મત કે દર્શનનો આગ્રહ થઈ ગયો હોય કે આથી જ મોક્ષ છે, આ જ ધર્મ છે, જ્ઞાની તો આમ જ વર્તે વગેરે તો તે આગ્રહ છોડી દેવા. વળી આગ્રહને દૃઢ કરનાર અનેક વિકલ્પો હોય છે જેમકે આ ઘણા માને છે તેથી તે સાચું જ હોવું જોઈએ, લોકોમાં આમ જ સારું કહેવાય વગેરે બધા આગ્રહ તેમ જ વિકલ્પો છોડી દેવા અને મોક્ષ મેળવવા સદ્‌ગુરુએ કહ્યું હોય તે જ પ્રમાણે વર્તવું. જેઓ પોતાના સર્વ આગ્રહો છોડી જ્ઞાની સદ્‌ગુરુના બોધ અનુસાર, સદ્‌ગુરુઆજ્ઞાએ વર્તશે, ઉપર કહ્યો તેવો મોક્ષમાર્ગ આરાધશે, તેઓ બેચાર એમ અલ્પ-થોડા ભવ કરીને ભવબંધનથી મુક્ત થશે. સદ્‌ગુરુનો બોધ માન્ય કરે અને તે જ પ્રમાણે વર્તે તો જીવ થોડા પ્રયાસે ને થોડા કાળમાં મોક્ષ પામે છે,

"અનંતકાળ સુધી જીવ નિજ છંદે ચાલી પરિશ્રમ કરે તોપણ પોતે પોતાથી જ્ઞાન પામે નહીં; પરંતુ જ્ઞાનીની આજ્ઞાનો આરાધક અંતર્મુહૂર્તમાં કેવલજ્ઞાન પામે."

ષટ્પદનાં ષટ્ પ્રશ્ન તેં, પૂછ્યા કરી વિચાર;
તે પદની સર્વાંગતા, મોક્ષમાર્ગ નિર્ધાર. ૧૦૬

**અર્થ**:-હે શિષ્ય ! તેં છ પદના છ પ્રશ્નો વિચાર કરીને પૂછ્યા છે, અને તે પદની સર્વાંગતામાં મોક્ષમાર્ગ છે, એમ નિશ્ચય કર. અર્થાત્ એમાંનું કોઈ પણ પદ એકાંતે અવિચારથી ઉત્થાપતાં મોક્ષમાર્ગ સિદ્ધ થતો નથી. (૧૦૬)

ભાવાર્થ:—શિષ્યે કહ્યું હતું કે પાંચ શંકાઓનું તો પુરેપૂરું સમાધાન થયું પણ છઠ્ઠા મોક્ષઉપાયની શંકા રહી હતી તેનું સમાધાન થઈ જાય તો તો સદ્ભાગ્યનો ઉદય એટલે સમકિત થઈ જાય ! તેના ઉત્તરમાં કહે છે કે તેં છએ પદના છ પ્રશ્નો બહુ ઉત્તમ વિચારપૂર્વક પૂછ્યા છે. જગતના ઘણા વિચારકોને આત્માસંબંધી શંકા થાય છે તે શિષ્યે પૂછેલા આ છ પદમાં સમાવેશ પામે છે. એ છ પદમાં કંઈ ય શંકા ન રહે એમ સર્વાંગે સદ્ગુરુએ સમાધાન કર્યું છે તે સમજે, વિચારે અને છએ પદ સર્વાંગ માન્ય થાય તો સમકિત થાય એટલે એ જ મોક્ષમાર્ગ નિર્ધાર–નક્કી માન. (૧૦૬)

જાતિ, વેષનો ભેદ નહીં, કહ્યો માર્ગ જો હોય;
સાધે તે મુક્તિ લહે, એમાં ભેદ ન કોય. ૧૦૭

**અર્થ**:-જે મોક્ષનો માર્ગ કહ્યો તે હોય તો ગમે તે જાતિ કે વેષથી મોક્ષ થાય, એમાં કંઈ ભેદ નથી, જે સાધે તે મુક્તિપદ પામે અને તે મોક્ષમાં પણ બીજા કશા પ્રકારનો ઊંચનીચત્વાદિ ભેદ નથી, અથવા આ વચન કહ્યાં તેમાં બીજો કંઈ ભેદ એટલે ફેર નથી. (૧૦૭)

ભાવાર્થ:-સદ્ગુરુનો બોધ સાંભળવો, માન્ય થવો, છ પદમાં કહ્યા પ્રમાણે શ્રદ્ધા થવી; ક્ષમા, નમ્રતા, સરળતા, સંતોષ વગેરેથી ક્રોધાદિ

કષાયો જીતવા એ રૂપ જે મોક્ષમાર્ગ છે તે કોઈ સ્ત્રી કે પુરૂષ કે બ્રાહ્મણ આદિ જાતિ હોય તો જ બને એવું નથી; અથવા તો અમુક વેષ પહેરવાથી જ બને એમ નથી. ગમે તે જાતિમાં કે વેષમાં પણ જો કોઈ જીવ સદ્દગુરુનો બોધ સમજે; તે અનુસાર આત્માની સાચી શ્રદ્ધા કરે, અને પોતાના કષાયો ઘટાડી-ક્ષય કરી વીતરાગ થાય તે અવશ્ય મુક્તિ મેળવે. એટલે કે મોક્ષમાર્ગ તો સર્વ જીવો માટે એકસરખો છે. તે આત્મામાં જ રહ્યો છે અને ગમે તે જાતિમાં કે વેષે પુરુષાર્થ કરીને પોતાના ભાવ ફેરવે તો સાધી શકાય છે. સાચો માર્ગ મળ્યો હોય, માન્ય કર્યો હોય; પરંતુ તે પ્રમાણે વર્તે નહિ, પુરુષાર્થની કચાશ રાખે તો તેટલો વિલંબ થાય. આ ભવે સાચા સદ્ગુરુ મળ્યા છે તો જેટલી આત્માની શક્તિ હોય તેટલો જ કર્મ ખપાવવા માટે પુરુષાર્થ અવશ્ય કરવો જોઈએ, તો જ આત્મસિદ્ધિ કરી કહેવાય. (૧૦૭)

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષઅભિલાષ;
ભવે ખેદ અંતરદયા, તે કહીએ જિજ્ઞાસ. ૧૦૮

અર્થઃ-ક્રોધાદિ કષાય જેના પાતળા પડ્યા છે, માત્ર આત્માને વિષે મોક્ષ થવા સિવાય બીજી કોઈ ઇચ્છા નથી, અને સંસારના ભોગ પ્રત્યે ઉદાસીનતા વર્તે છે, તેમ જ પ્રાણી પર અંતરથી દયા વર્તે છે, તે જીવને મોક્ષમાર્ગનો જિજ્ઞાસુ કહીએ, અર્થાત્ તે માર્ગ પામવા યોગ્ય કહીએ. (૧૦૮)

ભાવાર્થઃ-આત્મજ્ઞાનનો સાચો ઇચ્છક-જિજ્ઞાસુ ક્યારે કહેવાય કે જો કષાયો ઘટાડતો હોય તો. વળી તે જીવને સંસારમાં કિંચિત્ સાચું સુખ નથી જ એમ સમજાય તેથી સર્વ શુભાશુભ કર્મને છેદીને મોક્ષ મેળવવાની તત્પરતા હોય. સંસારાર્થે કંઈ જ કરવું નથી, માત્ર મોક્ષ અર્થે જ બધો પુરુષાર્થ કરવો છે એવી દૃઢતાપૂર્વક વર્તે, સંસારને એકાંત ક્લેશરૂપ માને. સંસારના ત્રિવિધ તાપથી આત્મા દુઃખી થઈ રહ્યો છે તેથી તેને હવે કર્મબંધનથી મુક્ત કેમ કરવો? એવી સાચી

અંતરદયા પ્રગટે. મોક્ષ માટે તત્પર થયેલાને સર્વ પ્રાણી પ્રત્યે પણ દયા હોય છે. તે પણ અંતરદયા હોય કે તેઓ સંસારનાં સુખ પામે તે કરતાં પણ તેમના આત્માનું કલ્યાણ કેમ થાય અને સંસારથી છૂટી મોક્ષ કેમ પ્રાપ્ત કરે? એવી પોતાની ને પરની સાચી દયા આત્માર્થી જિજ્ઞાસુને હોય છે. (૧૦૮)

તે જિજ્ઞાસુ જીવને, થાય સદ્ગુરુબોધ;
તો પામે સમકિતને, વર્તે અંતરશોધ. ૧૦૯

અર્થઃ-તે જિજ્ઞાસુ યોગ્ય જીવને જો સદ્ગુરુનો ઉપદેશ પ્રાપ્ત થાય તો તે સમકિતને પામે અને અંતરની શોધમાં વર્તે. (૧૦૯)

ભાવાર્થઃ-આવો જિજ્ઞાસુ યોગ્ય જીવ હોય તેને સાચા જ્ઞાની સદ્ગુરુ મળે ને તેમનો બોધ પરિણમે તો તેને સાચી શ્રદ્ધારૂપ વ્યવહાર સમકિત થાય. તેથી પછી તે જીવ પોતાના દોષો શોધીને અંતર શુદ્ધ કરવા પ્રવર્તે. અંતરાત્મા થયો તો પછી કષાયો ઘટાડવા પુરુષાર્થ કરે. (૧૦૯)

મત દર્શન આગ્રહ તજી, વર્તે સદ્ગુરુલક્ષ;
લહે શુદ્ધ સમકિત તે, જેમાં ભેદ ન પક્ષ. ૧૧૦

અર્થઃ-મત અને દર્શનનો આગ્રહ છોડી દઈ જે સદ્ગુરુને લક્ષે વર્તે, તે શુદ્ધ સમકિતને પામે કે જેમાં ભેદ તથા પક્ષ નથી. (૧૧૦)

ભાવાર્થઃ-સત્પુરુષ મળ્યા પહેલાં પોતાની માન્યતામાં કોઈ મત દર્શનના આગ્રહ થઈ ગયા હોય તે છોડી દે અને પોતાની સર્વ સમજણ સદ્ગુરુના બોધને લક્ષે ફેરવી નાખે. ધાર્મિક વિચારો અરિહંત-સિદ્ધનું સ્વરૂપ વગેરે પ્રથમ ઓઘસંજ્ઞાએ સમજતો હતો તે સર્વમાં સદ્ગુરુ મળ્યા પછી પરિવર્તન થઈ જાય. સદ્ગુરુના લક્ષે વર્તતાં અરિહંત-સિદ્ધના આત્માની દશા આ પ્રકારની હોય એ સમજાય. એ પ્રમાણે સદ્ગુરુના લક્ષે લક્ષ કરવો, તેમની આજ્ઞાને અનુસરવી અને તેમની ભક્તિ, ગુણસ્મરણ કરવાં તે વ્યવહાર સમકિત છે. આ વ્યવહાર સમકિત નિશ્ચય

થવાનું કારણ છે એટલું જ નહિ પરંતુ ઠેઠ ૧૨ મા ગુણસ્થાનના અંત સુધી જ્ઞાની પુરુષનું અને તેમના વચનના આશયનું અવલંબન અવશ્યનું છે. જ્યારે સમકિતને આવરણ કરનારી [1]સાત પ્રકૃતિઓનો ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષય થાય ત્યારે નિશ્ચય સમકિત થયું કહેવાય. ત્યારે આત્માનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. ત્રણે સમકિત શુદ્ધ આત્માનો જ અનુભવ કરાવે છે પરંતુ કર્મ સત્તામાં વધુ ઓછાં હોય તે અપેક્ષાએ ભેદ કહેવાય છે, ગમે તે અવસ્થામાં કે પક્ષમાં જો નિશ્ચય સમકિત થાય તો ત્યાં આત્માનો અનુભવ તો એક જ પ્રકારનો હોય છે. અનુભવમાં કોઈ ભેદ કે પક્ષ નથી.

વ્યવહાર સમકિતમાં ભેદ હોય છે કેમકે જુદા જુદા જ્ઞાનીનું અવલંબન હોય, તેમનાં વચનો પણ ભિન્ન ભિન્ન હોય, તેમણે કરેલી આજ્ઞા પણ વ્યક્તિગત ભિન્ન હોય, ભક્તિના ભેદ પણ જુદા જુદા હોય એમ અપેક્ષાએ ભેદ હોય છે, પરંતુ નિશ્ચય સમકિતમાં તો આત્માનો અનુભવ કરવાનો હોય છે એટલે તેમાં ભેદ પડતો નથી. શ્વેતાંબર, દિગંબર ગમે તે તીર્થમાં કે કાળમાં એ આત્માનો યથાર્થ અનુભવ થાય તો તે સરખો જ છે તેથી નિશ્ચય સમકિતમાં ભેદ નથી. આત્માનો અનુભવ થવારૂપ જે ધર્મ છે ત્યાં કંઈ ભેદ નથી. જેમ કે મૂળ મારગમાં કહ્યું છેઃ–" પણ જ્ઞાનાદિની જે શુદ્ધતા રે, તે તો ત્રણે કાળે અભેદ." (૧૧૦)

વર્તે નિજસ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત. ૧૧૧

અર્થઃ—આત્મસ્વભાવનો જ્યાં અનુભવ, લક્ષ, અને પ્રતીતિ વર્તે છે તથા વૃત્તિ આત્મસ્વભાવમાં વહે છે, ત્યાં પરમાર્થે સમકિત છે. (૧૧૧)

ભાવાર્થ:—અહીં મુખ્યત્વે પરમાર્થ સમકિત એટલે સાચા સમકિતની વાત છે. કેટલાક સમકિત ન થયું હોય છતાં થયું છે, એમ માની લે છે; એવા કહેવાતા સમકિતની વાત નથી. એક વાર

---

૧. મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, સમકિત મોહનીય તથા અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ.

સમકિત થયું પછી સાધકની ભાવના તો અનુભવમાં સ્થિર રહેવાની જ હોય પરંતુ તેને ચારિત્રમોહનો ઉદય આવ્યા કરે છે, તેથી અનુભવમાં સ્થિર રહી શકાતું નથી. વળી દેહનાં અને સંસારનાં કાર્યોમાં પણ પ્રવર્તવું પડે છે ત્યારે હું આત્મા છું, દેહથી ભિન્ન છું, મારે મારા આત્મસ્વરૂપમાં જ સ્થિર થવું છે એવો લક્ષ, ખેંચાણ, રુચિ રહે. અન્ય કાર્યો કરતાં લક્ષ આત્મા તરફ રાખે. આત્મા સિવાયનાં કાર્યો ન છૂટકે કરે. સમિતિપૂર્વક વર્તે. ક્વચિત અન્ય કાર્યમાં તન્મયતા થતાં આત્માનો લક્ષ સ્મૃતિ વિસરી જવાય તોપણ હું આત્મા છું એવો જે અનુભવ થયો છે તેની શ્રદ્ધા પ્રતીતિ ન જાય. ઊંઘમાં કે એવે વખતે કદાચ બુદ્ધિપૂર્વક આત્માનો લક્ષ કે વિચાર ન રહે પરંતુ એ વાતની શ્રદ્ધા ફરતી નથી. તેથી ફરી સ્મૃતિ થતાં આત્માનો લક્ષ થાય અને અવકાશ હોય તો અનુભવ કરી શકે, આવી રીતે સમકિતીની પોતાના સ્વરૂપનો અનુભવ, લક્ષ અને પ્રતીતિ રહે છે અને તેની વૃત્તિનો પ્રવાહ એટલે આત્માની પરિણતિ અથવા રુચિ આત્મામાં સ્થિર થવાના વલણવાળી હોય છે. (૧૧૧)

**વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ;**
**ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ. ૧૧૨**

અર્થ :–તે સમકિત વધતી જતી ધારાથી હાસ્ય શોકાદિ જે કંઈ આત્માને વિષે મિથ્યાભાસ ભાસ્યો છે. તેને ટાળે. અને સ્વભાવ સમાધિરૂપ ચારિત્રનો ઉદય થાય, જેથી સર્વ રાગદ્વેષના ક્ષયરૂપ વીતરાગપદમાં સ્થિતિ થાય. (૧૧૨)

ભાવાર્થ :–જેમ જેમ આત્માનો અનુભવ વધે તેમ કર્મ નિર્જરે છે અને સમ્યક્ત્વ ઉજ્જવળ થતું જાય છે. દેહ અને આત્મા સર્વથા ભિન્ન જણાય તેથી દેહના સુખથી સુખ માનવાની મિથ્યા માન્યતાઓ હતી તે બધી ફરી જાય. સંસારનાં પાંચ ઇન્દ્રિયોનાં સુખ અહિતકારી લાગે. આત્માનું સુખ આત્માને કર્મથી છોડાવવામાં છે

એમ જાણી કષાય ટાળવા પુરુષાર્થ કરે ત્યારે પ્રત્યાખ્યાનાવરણ, અપ્રત્યાખ્યાનાવરણ કર્મનો ક્ષયોપશમ થાય, તેથી વાસ્તવિક રીતે દેશચારિત્ર કે સકલચારિત્ર આવે ત્યારે સાચો શ્રાવક કે સાચો સાધુ થાય. આ પ્રમાણે પ્રગટેલા ચારિત્રગુણને વિશેષ શુદ્ધ કરતાં કરતાં વીતરાગ સ્વરૂપ પ્રાપ્ત કરે. આત્માનો અનુભવ થાય પછી બાહ્ય પ્રવૃત્તિઓ ઓછી કરે અને તેટલો વખત આત્મામાં સ્થિર થવાનો પુરુષાર્થ કરે, ધ્યાનમાં આવે. એમ આત્માની સ્થિરતા થતાં થતાં કર્મ ખપાવે. પછી આત્માનું બળ વધતાં એક સાથે બે ઘડી સુધી આત્મામાં સ્થિર રહી શકે અને શ્રેણી માંડે તેમાં સત્તામાં રહેલાં ઘાતિયાં કર્મ ખપી જાય. ચારિત્રમાં સ્થિરતા કરતાં કરતાં, વિભાવમાંથી સ્વભાવમાં આવતાં આવતાં ફરી વિભાવમાં જવાનું ન રહે. સદાને માટે આત્મામાં સ્થિરતા થાય તે યથાખ્યાત ચારિત્ર અથવા વીતરાગ દશા છે.

કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;<br>
કહીએ કેવળજ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩

અર્થઃ—સર્વ આભાસરહિત, આત્મસ્વભાવનું જ્યાં અખંડ એટલે ક્યારે પણ ખંડિત ન થાય, મંદ ન થાય, નાશ ન પામે એવું જ્ઞાન વર્તે તેને કેવળજ્ઞાન કહીએ છીએ, જે કેવળજ્ઞાન પામ્યાથી ઉત્કૃષ્ટ જીવન્મુક્તદશારૂપ નિર્વાણ, દેહ છતાં જ અત્રે અનુભવાય છે. (૧૧૩)

ભાવાર્થઃ—તે વીતરાગ દશાનું ફળ કેવળજ્ઞાન છે. તેમાં આત્મસ્વભાવનો સંપૂર્ણ અનુભવ અખંડ રહે છે. ઉપયોગ આત્મામાં સ્થિર થયો છે. પછી ચાર અઘાતિયા કર્મ (નામ, ગોત્ર, વેદની, આયુષ્ય) રહ્યાં હોવાથી દેહધારીપણું છે. છતાં આત્માનું જ્ઞાન–દર્શન સમકિત ને વીર્ય તો સિદ્ધ ભગવાન જેવું જ છે. તેથી તેઓ દેહધારી ભગવાન છે. (૨૧૩)

કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;<br>
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪

અર્થઃ—કરોડો વર્ષનું સ્વપ્ન હોય તોપણ જાગૃત થતાં તરત

તે શમાય છે. તેમ અનાદિનો વિભાવ છે તે આત્મજ્ઞાન થતાં દૂર થાય છે. (૧૧૪)

ભાવાર્થ:–અનાદિકાળથી જીવ વિભાવમાં પરને જાણી તે રૂપ પોતાને માનવામાં વર્તે છે. હવે ઉપર મુજબ સ્વભાવમાં સ્થિરતા કરતાં કરતાં કેવલજ્ઞાન પ્રગટ કરે ત્યારે વિભાવનો સદાને માટે અંત આવે. જેમકે ઘણું લાંબું સ્વપ્ન આવ્યું હોય પરંતુ તેમાંથી જાગતાં લાંબો વખત લાગે નહિ. જરા વારમાં જાગૃત થઈ જવાય. ઘાતિયાં કર્મ આત્માની શક્તિઓને રોકી રહ્યાં હતાં, મૂર્છિત કરી રહ્યાં હતાં તેથી અજ્ઞાન નિદ્રામાં રહેલો તે વિભાવરૂપ સ્વપ્નો જોતો હતો તે ચારે કર્મોનો નાશ થતાં કેવળજ્ઞાન સૂર્ય પ્રગટ થયો તેથી સદાને માટે જાગૃત થયો. અજ્ઞાન અનાદિકાળનું હતું પરંતુ જ્ઞાન થતાં તે જતું રહ્યું. (૧૧૪)

છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ. ૧૧૫

અર્થ:—શિષ્ય ! દેહમાં જે આત્મતા મનાઈ છે. અને તેને લીધે આ પુત્રાદિ સર્વમાં અહંમમત્વપણું વર્તે છે. તે આત્મા જો આત્મામાં જ મનાય, અને તે દેહાધ્યાસ એટલે દેહમાં આત્મબુદ્ધિ તથા આત્મામાં દેહબુદ્ધિ છે તે છૂટે, તો તું કર્મનો કર્તા પણ નથી, અને ભોક્તા પણ નથી, અને એ જ ધર્મનો મર્મ છે. (૧૧૫)

ભાવાર્થ:—બધાં દુઃખનું, અજ્ઞાનનું મૂળ કારણ દેહાધ્યાસ છે. તે વિષે "ભાસ્યો દેહાધ્યાસથી"....એ ગાથાઓમાં કહ્યું છે તે અહીં ફરી કહે છે. આત્માને ભૂલીને, દેહ તે હું એમ માનીને બધી પ્રવૃત્તિ કરે છે તેથી ગાઢ કર્મો બાંધે છે. હવે ભેદજ્ઞાન કરે, આત્મા ને દેહનાં લક્ષણો જુદાં છે તેમ વિચારે, જેમકે "જાણે છે તે આત્મા ને નથી જાણતો તે દેહ"–એમ લક્ષણો વિચારીને એકતા દૂર કરે. આત્માને સર્વથા જુદો જેમ છે તેમ અનુભવે તો અજ્ઞાનથી રાગદ્વેષ થાય છે તે થાય નહિ તેથી કર્મનો કર્તા થાય નહિ. કર્મ ઉદયમાં આવે તેથી

આત્માને ભિન્ન માને તેથી ભોક્તા પણ થાય નહિ. એમ કર્મ ને કર્મના ફળથી ભિન્ન આત્માને માને અનુભવે તો કર્મ નિર્જરી જાય અને નવાં ન બંધાય એ જ ધર્મનું રહસ્ય છે. અહીં ધર્મનો મર્મ-ગુપ્ત રહસ્ય બતાવ્યું છે તે સમજી લઈ તે મુજબ વર્તવું જોઈએ.

અત્યારે ધર્મને નામે અનેક માન્યતાઓ ક્રિયાઓ ચાલે છે તેમાં ધર્મ શું? એ જ ભૂલાઈ જાય છે. અનાદિ કાળથી જીવને દેહ તે જ હું એમ થઈ ગયું છે અને દેહને થાય તે મને થાય છે, દેહનાં સગાં તે મારાં સગાં, મન, વચન, કાયાની ક્રિયા તે હું કરું છું, વિષય કષાયને ભોગવું છું એમ બધી અવળી માન્યતા થવાથી આખો સંસાર ઊભો થયો છે. "શ્રી સદ્ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો મને સદાય આશ્રય રહો. હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ, સ્ત્રી, પુત્રાદિ કોઈ પણ મારાં નથી, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું."...એમ ભેદજ્ઞાન કરવું. મારું સ્વરૂપ કેવું છે? શુદ્ધાત્મસ્વરૂપ છે, તે મેં જાણ્યું નથી પરંતુ સદ્ગુરુએ જાણ્યું છે તેવું જ મારું સ્વરૂપ છે એવી ભાવના કરતાં મિથ્યાત્વ કર્મનું બળ ઘટે છે. ત્યારે પોતાના સ્વરૂપનું દર્શન થાય છે. "એમ આત્મભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય" રાગદ્વેષનો ક્ષય થાય એટલે કેવલજ્ઞાન પ્રગટે તેથી કહ્યું છે કે "આતમ ભાવના ભાવતાં, જીવ લહે કેવલજ્ઞાન રે."

આ ગાથામાં ધર્મનું રહસ્ય બતાવ્યું છે કે ધર્મ તે શું? ધર્મનાં બધાં સાધનો દેહાધ્યાસ દૂર કરવા માટે છે. જેટલો દેહાધ્યાસ ઘટ્યો તેટલો ધર્મ પરિણમ્યો કહેવાય. તેમાં પ્રથમ તો અવળી માન્યતા થઈ છે તે ફેરવીને સદ્ગુરુએ જેવું આત્માનું સ્વરૂપ જાણ્યું છે તેવું જ મારું સ્વરૂપ છે એમ શ્રદ્ધા થવી જોઈએ. દેહ સાથેની એકતા જેટલી ઘટે તેટલા વિષય મોળા પડે. તેથી કર્મનું કર્તા ભોક્તાપણું ટળે અને અનુક્રમે સર્વ કર્મબંધથી રહિત થવાય. ૧૧૫)

એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬

અર્થ :–એ જ ધર્મથી મોક્ષ છે, અને તું જ મોક્ષસ્વરૂપ છો; અર્થાત્ શુદ્ધ આત્મપદ એ જ મોક્ષ છે. તું અનંત જ્ઞાન–દર્શન તથા અવ્યાબાધ સુખસ્વરૂપ છો. (૧૧૬)

ભાવાર્થ :– જીવને અનાદિ કાળનો દેહાધ્યાસ થઈ ગયો છે તેને દૂર કરવો. આત્માને દેહથી ભિન્ન પોતાના સ્વરૂપે ઓળખવો એ જ કહેવા માટે આત્મસિદ્ધિનું પ્રયોજન છે. વિભાવમાં પરિણમે છે તેને બદલે સ્વભાવમાં પરિણમવું એ ધર્મ છે અને તે પ્રમાણે વર્તવાથી કર્મની નિર્જરા થઈ મુક્ત અવસ્થા પ્રાપ્ત થાય છે. આત્મા પોતાના સ્વરૂપમાં આવે, પરને પોતે માનવાનું મૂકી દે એ જ ધર્મ છે; અને પોતાના સ્વરૂપમાં સ્થિર રહેવું એ જ મોક્ષ છે. મોક્ષ કાંઈ બહારથી લાવવાનો નથી. આત્માનું પોતાનું શુદ્ધ સ્વરૂપ એ જ મોક્ષ છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અવ્યાબાધ સુખ એ દરેક આત્માના પોતાના ગુણ છે પરંતુ વિપરીત માન્યતાને લીધે તથા કષાય પરિણતિથી તે માનવામાં આવતું નથી. વળી કર્મના આવરણને લઈને તેનો અનુભવ થતો નથી પરંતુ સદ્ગુરુ જ્ઞાનીએ જેમ છે તેમ જાણ્યું છે અને અનુભવ કરીને કહ્યું છે તે દઢ રીતે માનવું જોઈએ. તેઓ કહે છે કે આત્માનું ખરું સ્વરૂપ સિદ્ધમાં છે તેવું અનંતદર્શન, અનંતજ્ઞાનવાળું અને સર્વ પ્રકારની બાધા પીડાથી રહિત છે, તો તેમ માની લેવું. (૧૧૬)

શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું ? કર વિચાર તો પામ. ૧૧૭

અર્થ :–તું દેહાદિક સર્વ પદાર્થથી જુદો છે. કોઈમાં આત્મદ્રવ્ય ભળતું નથી. કોઈ તેમાં ભળતું નથી, દ્રવ્યે દ્રવ્ય પરમાર્થથી સદાય ભિન્ન છે; માટે તું શુદ્ધ છો, બોધસ્વરૂપ છો, ચૈતન્યપ્રદેશાત્મક છો. સ્વયંજ્યોતિ એટલે કોઈ પણ તને પ્રકાશતું નથી, સ્વભાવે જ

તું પ્રકાશસ્વરૂપ છો, અને અવ્યાબાધ સુખનું ધામ છો. બીજું કેટલું કહીએ? અથવા ઘણું શું કહેવું? ટૂંકામાં એટલું જ કહીએ છીએ, જો વિચાર કર તો તે પદને પામીશ. (૧૧૭)

ભાવાર્થ :— વળી તે સ્વરૂપ કેવું છે? શુદ્ધ=કષાય રાગદ્વેષ રૂપ કર્મમલથી રહિત અત્યંત નિર્મળ પવિત્ર છે. સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ સર્વને જાણવા સમર્થ છે, જડના સંબંધથી રહિત કેવળ ચૈતન્યની મૂર્તિ છે. અનેક યોનિમાં સંતાકૂકડી રમતાં એક દેહમાંથી નીકળી બીજા દેહમાં ગયો પરંતુ કોઈ દેહમાં એકાકાર થયો નથી. તેના અસંખ્યાત પ્રદેશમાંથી એક પ્રદેશ પણ છૂટો પડતો નથી. તેથી ટંકોત્કીર્ણ ચૈતન્યઘન છે. તેની જ્ઞાનજ્યોતિ કોઈ પ્રગટાવે ત્યારે પ્રગટે તેવી નથી પરંતુ તે સ્વયંપ્રગટ જ છે. અનાદિ અનંત અખંડપણે પોતે પ્રકાશે છે. જ્ઞાન વડે અન્ય પદાર્થો જાણે છે તેવી રીતે પોતાના સ્વરૂપને પણ જાણી શકે છે. સુખ એ આત્માનો સ્વભાવ જ છે. જે સુખ જ્ઞાની અનુભવે છે તે કોઈ બાહ્ય નિમિત્તને આધીન નથી. આત્મા પોતે જ સુખરૂપ છે. સુખનું ધામ છે. આત્મા સિવાય બીજે ક્યાંય સુખ રહેતું નથી. તે સ્વાધીન સુખ છે તેનો કોઈ કાળે અંત થતો નથી. પોતાથી જ પોતે સુખ સંતોષી રહી શકે છે, તેથી મોક્ષમાં કોઈ બાહ્ય પદાર્થનો સંબંધ નહિ છતાં તે સંપૂર્ણ સુખી છે. આવું આત્માનું અદ્ભુત સ્વરૂપ છે. આત્માની વિભૂતિઓ અનંત છે તેનું વર્ણન કર્યે પાર આવે નહિ. પરંતુ અત્યારે અજ્ઞાનને લઈને દેહાદિમાં અહંભાવ થઈ ગયો છે તે તેનાં લક્ષણો વિચારી ભેદજ્ઞાન કરે, તો આત્માનું શુદ્ધ સ્વરૂપ અનુભવમાં આવે. તે શુદ્ધ સ્વરૂપનો વિચાર, તેની જ ઇચ્છા, ભાવના, રુચિ કરે તો તે અવશ્ય પ્રાપ્ત થાય.

સદ્ગુરુએ જે કહેવાનું હતું તે કહી દીધું. હવે એ વિચારવું, પોતાની સમજણ ફેરવવી, શુદ્ધાત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી એ શિષ્યનું કામ છે તેથી કહ્યું કે "કર વિચાર તો પામ." સમાધિશતકમાં કહ્યું છે :—

शृण्वन्नप्यन्यतः कामं वदन्नपि कलेवरात् ।
नात्मानं भावयेद् भिन्नं यावत् तावन्न मोक्षभाक् ।।

આત્મા દેહથી ભિન્ન છે એ વિષે સદ્દગુરુ પાસેથી સારી રીતે સાંભળ્યું હોય, બીજાને કહી પણ બતાવતો હોય, છતાં જ્યાં સુધી દેહથી આત્મા ભિન્ન છે તેની ભાવના કરે નહિ ત્યાં સુધી શુદ્ધ આત્માનો અનુભવ એટલે સમકિત થાય નહિ અને મોક્ષને યોગ્ય તે જીવ થાય નહિ. જેવી રીતે પોતાના શુદ્ધાત્માની ભાવના કરવાની છે તેવી રીતે બધા દેહધારી આત્માઓ દેખાય છે તેમનું સ્વરૂપ પણ નિશ્ચયથી સિદ્ધ સમાન છે એમ સમજવું જોઈએ. વરસાદનું પાણી નિર્મળ હોય છે; કૂવા ખાબોચિયાં, ખાઈનું પાણી વિશેષ વિશેષ મલિન હોય છે. પરંતુ તે સર્વમાં પાણી તો તે જ છે. મેલના ભળવાથી ભેદ દેખાય છે. ખાઈનું મેલું પાણી પણ જો ઉકાળીને તેની વરાળ ઠારવામાં આવે તો નિર્મળ પાણી પ્રાપ્ત થાય, તેમ સંસારના જીવો કર્મ સહિત હોવાથી ભિન્ન ભિન્ન દેખાવ આપે છે, છતાં જો કર્મ પ્રત્યે દૃષ્ટિ ન આપીએ તો દરેક જીવમાં સિદ્ધની શક્તિઓ અવ્યક્તપણે રહી છે. એમ પોતાનું તથા પરનું શુદ્ધ સ્વરૂપ વિચારી તેનો સાક્ષાત્કાર કરવા પુરુષાર્થ કરે તો રાગદ્વેષ અજ્ઞાન જાય અને કર્મનો ક્ષય થઈ મોક્ષ પ્રાપ્ત થાય. (૧૧૭)

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધરી મૌનતા એમ કહી, સહજ સમાધિમાંય. ૧૧

અર્થ :— સર્વે જ્ઞાનીઓનો નિશ્ચય અત્રે આવીને સમાય છે; કહીને સદ્દગુરુ મૌનતા ધરીને સહજ સમાધિમાં સ્થિર થયા, અર્થાત્ વાણીયોગની અપ્રવૃત્તિ કરી. (૧૧૮)

ભાવાર્થ :— અનંત જ્ઞાનીપુરુષો થઈ ગયા. તેમણે પોતે શુદ્ધાત્મ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે. અને તે શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા જે ઉપદેશ કર્યો છે તે જ અહીં કહ્યો છે. બધાં શાસ્ત્રોનો સાર આ ગાથામાં સમાવી દીધો છે. ઉપદેશ કરતી વખતે સદ્દગુરુને પરમાં વચનયોગમાં

વર્તન કરવું પડ્યું તેથી હવે મૌન થઈને તેઓ પોતાને આવરણ દૂર થયાં હોવાથી જે સહેજે આત્માનો અનુભવ વર્તે છે તેમાં લીન થયા. (૧૧૮)

## શિષ્યબોધબીજપ્રાપ્તિ.

સદ્‌ગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું, દૂર થયું અજ્ઞાન. ૧૧૯

અર્થ:-શિષ્યને સદ્‌ગુરુના ઉપદેશથી અપૂર્વ એટલે પૂર્વે કોઈ દિવસ નહીં આવેલું એવું ભાન આવ્યું અને તેને પોતાનું સ્વરૂપ પોતાને વિષે યથાતથ્ય ભાસ્યું, અને દેહાત્મબુદ્ધિરૂપ અજ્ઞાન દૂર થયું (૧૧૯).

ભાવાર્થ:-સદ્‌ગુરુએ અપૂર્વ ઉપકાર કરી આત્માર્થે ઉપદેશ આપ્યો તે સમજવાથી શિષ્યને આત્માનું ભાન થયું, બોધ-બીજની પ્રાપ્તિ થઈ. તેથી શિષ્ય ગુરુનો ઉપકાર માને છે. વળી ગુરુનો પ્રભાવ જોતાં શિષ્યને ગુરુ પ્રત્યે અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થઈ છે, જ્ઞાન થયા પછી જ્ઞાનદાતા ગુરુ પ્રત્યે અપૂર્વ ભક્તિ પ્રગટે છે. અંતરાત્મા થયા પછી જીવ પરમાત્માની ભક્તિ આરાધના કરવામાં તન્મય થાય છે.

પ્રથમ તો સદ્‌ગુરુએ જે ૭ પદનો ઉપદેશ કર્યો તેનું સ્વરૂપ પોતાને સમજાયું છે તે ઉલ્લાસપૂર્વક ગુરુ પ્રત્યે કહી બતાવે છે કે જેથી તેમાં કંઈ ભૂલ હોય તો ગુરુ બતાવે.

"આત્મા છે" એ પદ વિષે શિષ્ય કહે છે કે સદ્‌ગુરુના ઉપદેશથી મને આત્માનું અપૂર્વ ભાન થયું છે. સમકિત-આત્માનો અનુભવ થયો છે. પ્રથમ તો આત્મા નથી, દેહ તે જ આત્મા એમ માનતો હતો તેને બદલે જેવું સદ્‌ગુરુએ કહ્યું તેમ જ નિજપદ નિજમાંહી લહ્યું એટલે આત્માને જ આત્મા માન્યો. દેહ ઇન્દ્રિયો પ્રાણ વગેરેને આત્મા માનતો હતો તે અજ્ઞાન દૂર થયું છે, મને દેહાધ્યાસ છૂટી ગયો છે એમ શિષ્ય કહે છે. (૧૧૯)

ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર, અમર અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦

અર્થ:-પોતાનું સ્વરૂપ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, અજર, અમર, અવિનાશી અને દેહથી સ્પષ્ટ જુદું ભાસ્યું. (૧૨૦)

ભાવાર્થ:-બીજા નિત્ય પદની પ્રતીતિ કહે છે કે તે અપૂર્વ ભાન થવાથી પોતાનું સ્વરૂપ શુદ્ધ ચેતનારૂપ જણાયું છે, વૃદ્ધાવસ્થા, મરણ અને નાશ એ દેહના ધર્મ છે અને આત્મા અજર અમર અવિનાશી ચૈતન્ય સ્વરૂપ નિત્ય પદાર્થ છે એવી શ્રદ્ધા થઈ છે. દેહ ને આત્માના ધર્મ ભિન્ન સમજાયા તેથી જેમ નારિયેળમાં ગોળો જુદો ખખડે તેમ દેહથી આત્મા પર છે, તદ્દન ભિન્ન છે એમ અનુભવ થયો છે. (૧૨૦)

કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય. ૧૨૧

અર્થ:-જ્યાં વિભાવ એટલે મિથ્યાત્વ વર્તે છે, ત્યાં મુખ્ય નયથી કર્મનું કર્તાપણું અને ભોક્તાપણું છે. આત્મસ્વભાવમાં વૃત્તિ વહી તેથી અકર્તા થયો. (૧૨૧)

ભાવાર્થ:-હવે કર્તા ભોક્તા પદ વિશે કહે છે કે જ્યારે આત્મા વિભાવમાં પરિણમે છે ત્યારે કર્મનો કર્તા અને ભોક્તા થાય છે. "ચેતન જો નિજભાનમાં કર્તા આપ સ્વભાવ, તેને અનુસરીને કહે છે કે જો પોતાના સ્વરૂપમાં વૃત્તિ પરિણમે તો કર્મનો કર્તા કે ભોક્તા થાય નહિ. (૧૨૧)

અથવા નિજપરિણામ જે, શુદ્ધચેતનારૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પસ્વરૂપ. ૧૨૨

અર્થ:-અથવા આત્મપરિણામ જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છે, તેનો નિર્વિકલ્પસ્વરૂપે કર્તાભોક્તા થયો. (૧૨૨)

ભાવાર્થ:-કર્મનો કર્તાભોક્તા થતો નથી ત્યારે આત્મામાં તો

પરિણમે છે તેથા સ્વભાવનો કર્તા કહેવાય છે અને આત્માના સુખનો જ ભોક્તા પણ કહેવાય છે. સિદ્ધભગવાન પોતાના સ્વરૂપની અપેક્ષાએ કર્તા કહેવાય છે અને કર્મ વગેરે પરની અપેક્ષાએ અકર્તા છે. આત્મજ્ઞાન થતાં વૃત્તિ આત્મામાં સ્થિર થવાથી એ સિદ્ધદશાનો અનુભવ અંશે થયો; આત્માના અનુભવમાં "મારે કરવું છે," "મેં કર્યું," "મેં ભોગવ્યું" એવા વિકલ્પો થતા નથી. સહેજે આત્મામાં પરિણમન થાય છે. આત્મા શુદ્ધ થયો પછી તેનાં પરિણામ પણ શુદ્ધ ચેતનારૂપ થાય છે. તે શુદ્ધ ચેતનાનો કર્તા અને ભોક્તા કહેવાય છે. પોતાના શુદ્ધ ચેતનને ભોગવે છે ત્યાં "હું કરું છું." "હું ભોગવું છું." એવા વિકલ્પ નથી. સહેજે પરિણમન થયા કરે છે. મોક્ષમાં પણ કાળદ્રવ્યને આધારે આત્મા આત્મામાં સમયે સમયે પરિણમે છે તે પરિણમન નિર્વિકલ્પપણે થાય છે. બીજાં દ્રવ્યો પોતપોતામાં પરિણમે છે તેમ શુદ્ધ ચેતના શુદ્ધ ચેતનારૂપે પરિણમે છે ત્યારે નિર્વિકલ્પ દશા હોય છે. (૧૨૨)

મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩

અર્થ :—આત્માનું શુદ્ધપદ છે તે મોક્ષ છે, અને જેથી તે પમાય તે તેનો માર્ગ છે; શ્રી સદ્‌ગુરુએ કૃપા કરીને નિર્ગ્રંથનો સર્વ માર્ગ સમજાવ્યો. (૧૨૩)

ભાવાર્થ :—મોક્ષ અને મોક્ષનો ઉપાય સમજાયો તે વિષે ટૂંકામાં કહે છે :—આત્મા કર્મથી મલીન દેખાય છે તે મલીનતા દૂર થાય તે જ મોક્ષ છે. આત્માની શુદ્ધતા જે રીતે થાય તે મોક્ષનો ઉપાય અથવા મોક્ષમાર્ગ છે. આત્માના જ્ઞાનદર્શનચારિત્રની નિર્મળતા થાય તે જ મોક્ષમાર્ગ ભગવાને કહ્યો છે, તે મોક્ષમાર્ગ આપે સમજાવ્યો છે. નિર્ગ્રંથ માર્ગ—નિર્ગ્રંથ ભગવાને કહેલો માર્ગ, શુદ્ધાત્મપ્રાપ્તિનો માર્ગ અથવા મોક્ષમાર્ગ જેમ છે તેમ સદ્‌ગુરુએ સમજાવ્યો; સદ્‌ગુરુનો ઉપકાર માનતાં શિષ્યે છએ પદનો સાર કહી બતાવ્યો. (૧૨૩)

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર. ૧૨૪

**અર્થ** :—અહો ! અહો ! કરુણાના અપાર સમુદ્રસ્વરૂપ આત્મ-લક્ષ્મીએ યુક્ત સદ્ગુરૂ, આપ પ્રભુએ આ પામર જીવ પર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો. (૧૨૪)

**ભાવાર્થ** :—હવે આત્માનું પરમ હિત કરનાર સદ્ગુરુ પ્રત્યે અપૂર્વ ભક્તિ દર્શાવે છે :—

સદ્ગુરુનાં વચનો સાંભળતાં આત્માની નિર્મળતા થઈ સમકિતનો અપૂર્વ લાભ થયો તે સદ્ગુરુનું સ્વરૂપ કેવું અદ્ભુત હશે એ વિચારતાં શિષ્યને અહો ! અહો ! એવા ઉદ્ગારો નીકળ્યા છે. જેમ કોઈ સરોવર પરથી ઠંડો પવન આવીને સ્પર્શે છે તેથી અનુપમ શાંતિ થાય છે તે પરથી સરોવર કેવું ઉત્તમ હશે તેનો ખ્યાલ કરાય છે, તેવી રીતે શિષ્યને સદ્ગુરુના વચનથી અપૂર્વ શાંતિ આવી આત્મા જાગૃત થયો તે પરથી સદ્ગુરુની દશા કેવી શાંત, ગંભીર, જ્ઞાનયુક્ત હશે તે વિચારે છે. તે દશા શબ્દમાં વર્ણવી ન શકાય તેવી અદ્ભુત હોવાથી અહો ! અહો ! એમ આશ્ચર્ય ને પૂજ્યભાવના ઉદ્ગારો વ્યક્ત કર્યા છે. વળી સદ્ગુરુએ કરેલો ઉપકાર પણ આશ્ચર્યકારી છે.

જગતના લોકો કંઈ ને કંઈ સ્વાર્થથી લેવડદેવડ કરે છે. પરંતુ સત્પુરુષ તો સંપૂર્ણ સ્વરૂપને પામ્યા છે અને આત્મસુખને પામ્યા છે તેથી તેમને જગતમાં કંઈ સ્વાર્થ નથી. માત્ર કોઈ જીવ આત્મસ્વરૂપ પામો એ જ હેતુથી તેમણે ઉપદેશ આપ્યો છે. વળી તેમણે આખા જગતના શિષ્ય થવાની ભાવનાં કરી છે તેથી માન રહિત છે. માન-પૂજાર્થે બોલતા નથી. કરુણાસાગર છે. જ્ઞાની પુરુષનું જીવન બે અર્થે છે; ૧. પ્રારબ્ધ ભોગવવા. ૨. જગતના કલ્યાણને અર્થે; તેથી સાક્ષાત્ કરુણાની મૂર્તિ છે. તેમનો થોડો પરિચય થયો હોય તો તેમનું આ કરુણાસ્વરૂપ લક્ષમાં આવે કે સર્વ જીવ પ્રત્યે કેવી અગાધ કરુણા હોય

છે. સદ્ગુરુનું અદ્ભુતસ્વરૂપ, કરુણા, ઉદારતા વિચારી પોતા તરફ જોતાં લાગે છે કે હું કેવો પામર છું ! સદ્ગુરુ કરુણાથી મને બોધ આપે છે પરંતુ હું તો અત્યંત પામર છું. યોગ્યતા રહિત સામાન્ય મનુષ્ય છું છતાં બોધદાન કરી મને આત્મજ્ઞાન પમાડી ઉચ્ચ દશાએ આણ્યો તેથી આપે મારા પર ન મપાય એવો ઉપકાર કર્યો છે. તે ઉપકારનું મહત્ત્વ માપવા કે સમજવા જેટલી પણ મારી શક્તિ નથી. સદ્ગુરુનું એક વચન પણ જો યથાર્થ રીતે ગ્રહણ થાય તો ઠેઠ મોક્ષે લઈ જાય. તેથી સદ્ગુરુની કરુણા અને ઉપકાર અનંત છે. સત્પુરુષે આપણા પર કરેલો ઉપકાર વિચારવામાં પણ ઘણો લાભ છે. "તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે." તેથી સદ્ગુરુનું સ્વરૂપ પણ અદ્ભુત અને તેમણે કરેલો ઉપકાર અદ્ભુત છે.

સંસારમાં કોઈ ધંધે લગાડી આપે તો તેનો ઉપકાર જિંદગી સુધી યાદ કરે છે કે મને આણે આજીવિકાનું સાધન કરી આપ્યું તો અનંત કાળથી સંસારમાં પરિભ્રમણ કરતો આવ્યો છે તે ભ્રમણ કરતો અટકાવ્યો, સદ્ગુરુના યોગથી દિશા ફરી ગઈ, કર્મબંધ કરતો હતો તેથી અટક્યો, બહિર્મુખ હતો તેથી ફરીને અંતર્મુખ થયો, તે ઉપકાર, બુદ્ધિથી માપી ન શકાય તેવો છે. આ ક્યારે મનાય ? પોતાની પામરતાનું ભાન થાય ત્યારે તે પુરુષનો ઉપકાર સમજાય.

વીસ દોહામાં પણ "હું પામર શું કરી શકું ?" એ વિચારતાં પાછો "અચિંત્ય તુજ માહાત્મ્યનો—" એ ખ્યાલ આવે છે. પ્રભુતા પામવાનો માર્ગ લઘુતા છે. વાસણ ઊંડું હોય એટલું પાણી ભરાય. પ્રભુશ્રીજી કહેતા કે અમે બધા મુમુક્ષુની છેડે જઈને બેઠા છીએ. અમારું લઘુ નામ સારું છે. તેથી અમે ગમે તેમ બોલીએ તોપણ કંઈ નહિ. માન જાય તો વિનય આવે. વિનય ગુણ આવે તો બધું પ્રાપ્ત થાય છે. મનથી ફૂલી ગયો છે. હું જ મોટો ને બાકી બધા નાના એમ માને છે. વિનય આવે તો બીજાના ગુણ દેખાય. મોટામાં મોટો દોષ માન. હું જાણું છું, હું ડાહ્યો છું એમ માને તેથી અટકી પડે છે. હું ડાહ્યો

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર. ૧૨૪

અર્થ :—અહો ! અહો ! કરુણાના અપાર સમુદ્રસ્વરૂપ આત્મલક્ષ્મીએ યુક્ત સદ્ગુરુ, આપ પ્રભુએ આ પામર જીવ પર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો. (૧૨૪)

ભાવાર્થ :—હવે આત્માનું પરમ હિત કરનાર સદ્ગુરુ પ્રત્યે અપૂર્વ ભક્તિ દર્શાવે છે :—

સદ્ગુરુનાં વચનો સાંભળતાં આત્માની નિર્મળતા થઈ સમકિતનો અપૂર્વ લાભ થયો તે સદ્ગુરુનું સ્વરૂપ કેવું અદ્ભુત હશે એ વિચારતાં શિષ્યને અહો ! અહો ! એવા ઉદ્ગારો નીકળ્યા છે. જેમ કોઈ સરોવર પરથી ઠંડો પવન આવીને સ્પર્શે છે તેથી અનુપમ શાંતિ થાય છે તે પરથી સરોવર કેવું ઉત્તમ હશે તેનો ખ્યાલ કરાય છે, તેવી રીતે શિષ્યને સદ્ગુરુના વચનથી અપૂર્વ શાંતિ આવી આત્મા જાગૃત થયો તે પરથી સદ્ગુરુની દશા કેવી શાંત, ગંભીર, જ્ઞાનયુક્ત હશે તે વિચારે છે. તે દશા શબ્દમાં વર્ણવી ન શકાય તેવી અદ્ભુત હોવાથી અહો ! અહો ! એમ આશ્ચર્ય ને પૂજ્યભાવના ઉદ્ગારો વ્યક્ત કર્યા છે. વળી સદ્ગુરુએ કરેલો ઉપકાર પણ આશ્ચર્યકારી છે.

જગતના લોકો કંઈ ને કંઈ સ્વાર્થથી લેવડદેવડ કરે છે. પરંતુ સત્પુરુષ તો સંપૂર્ણ સ્વરૂપને પામ્યા છે અને આત્મસુખને પામ્યા છે તેથી તેમને જગતમાં કંઈ સ્વાર્થ નથી. માત્ર કોઈ જીવ આત્મસ્વરૂપ પામો એ જ હેતુથી તેમણે ઉપદેશ આપ્યો છે. વળી તેમણે આખા જગતના શિષ્ય થવાની ભાવના કરી છે તેથી માન રહિત છે. માનપૂજાર્થે બોલતા નથી. કરુણાસાગર છે. જ્ઞાની પુરુષનું જીવન બે અર્થે છે; ૧. પ્રારબ્ધ ભોગવવા. ૨. જગતના કલ્યાણને અર્થે; તેથી સાક્ષાત્ કરુણાની મૂર્તિ છે. તેમનો થોડો પરિચય થયો હોય તો તેમનું આ કરુણાસ્વરૂપ લક્ષમાં આવે કે સર્વ જીવ પ્રત્યે કેવી અગાધ કરુણા હોય

છે. સદ્ગુરુનું અદ્ભુતસ્વરૂપ, કરુણા, ઉદારતા વિચારી પોતા તરફ જોતાં લાગે છે કે હું કેવો પામર છું ! સદ્ગુરુ કરુણાથી મને બોધ આપે છે પરંતુ હું તો અત્યંત પામર છું. યોગ્યતા રહિત સામાન્ય મનુષ્ય છું છતાં બોધદાન કરી મને આત્મજ્ઞાન પમાડી ઉચ્ચ દશાએ આણ્યો તેથી આપે મારા પર ન મપાય એવો ઉપકાર કર્યો છે. તે ઉપકારનું મહત્ત્વ માપવા કે સમજવા જેટલી પણ મારી શક્તિ નથી. સદ્ગુરુનું એક વચન પણ જો યથાર્થ રીતે ગ્રહણ થાય તો ઠેઠ મોક્ષે લઈ જાય. તેથી સદ્ગુરુની કરુણા અને ઉપકાર અનંત છે. સત્પુરુષે આપણા પર કરેલો ઉપકાર વિચારવામાં પણ ઘણો લાભ છે. "તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે." તેથી સદ્ગુરુનું સ્વરૂપ પણ અદ્ભુત અને તેમણે કરેલો ઉપકાર અદ્ભુત છે.

સંસારમાં કોઈ ધંધે લગાડી આપે તો તેનો ઉપકાર જિંદગી સુધી યાદ કરે છે કે મને આણે આજીવિકાનું સાધન કરી આપ્યું તો અનંત કાળથી સંસારમાં પરિભ્રમણ કરતો આવ્યો છે તે ભ્રમણ કરતો અટકાવ્યો, સદ્ગુરુના યોગથી દિશા ફરી ગઈ, કર્મબંધ કરતો હતો તેથી અટક્યો, બહિર્મુખ હતો તેથી ફરીને અંતર્મુખ થયો, તે ઉપકાર, બુદ્ધિથી માપી ન શકાય તેવો છે. આ ક્યારે મનાય ? પોતાની પામરતાનું ભાન થાય ત્યારે તે પુરુષનો ઉપકાર સમજાય.

વીસ દોહામાં પણ "હું પામર શું કરી શકું ?" એ વિચારતાં પાછા "અચિંત્ય તુજ માહાત્મ્યનો—" એ ખ્યાલ આવે છે. પ્રભુતા પામવાનો માર્ગ લઘુતા છે. વાસણ ઊંડું હોય એટલું પાણી ભરાય. પ્રભુશ્રીજી કહેતા કે અમે બધા મુમુક્ષુની છેડે જઈને બેઠા છીએ. અમારું લઘુ નામ સારું છે. તેથી અમે ગમે તેમ બોલીએ તોપણ કંઈ નહિ. માન જાય તો વિનય આવે. વિનય ગુણ આવે તો બધું પ્રાપ્ત થાય છે. માનથી ભૂલી ગયો છે. હું જ મોટો ને બાકી બધા નાના એમ માને છે. વિનય આવે તો બીજાના ગુણો દેખાય. મોટામાં મોટો દોષ માન. હું જાણું છું, હું ડાહ્યો છું એમ માને તેથી અટકી પડે છે. હું ડાહ્યો

**અહો ! અહો ! શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર;**
**આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર. ૧૨૪**

**અર્થ :**—અહો ! અહો ! કરુણાના અપાર સમુદ્રસ્વરૂપ આત્મલક્ષ્મીએ યુક્ત સદ્‌ગુરુ, આપ પ્રભુએ આ પામર જીવ પર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો. (૧૨૪)

**ભાવાર્થ :**—હવે આત્માનું પરમ હિત કરનાર સદ્‌ગુરુ પ્રત્યે અપૂર્વ ભક્તિ દર્શાવે છે :—

સદ્‌ગુરુનાં વચનો સાંભળતાં આત્માની નિર્મળતા થઈ સમકિતનો અપૂર્વ લાભ થયો તે સદ્‌ગુરુનું સ્વરૂપ કેવું અદ્‌ભુત હશે એ વિચારતાં શિષ્યને અહો ! અહો ! એવા ઉદ્‌ગારો નીકળ્યા છે. જેમ કોઈ સરોવર પરથી ઠંડો પવન આવીને સ્પર્શે છે તેથી અનુપમ શાંતિ થાય છે તે પરથી સરોવર કેવું ઉત્તમ હશે તેનો ખ્યાલ કરાય છે, તેવી રીતે શિષ્યને સદ્‌ગુરુના વચનથી અપૂર્વ શાંતિ આવી આત્મા જાગૃત થયો તે પરથી સદ્‌ગુરુની દશા કેવી શાંત, ગંભીર, જ્ઞાનયુક્ત હશે તે વિચારે છે. તે દશા શબ્દમાં વર્ણવી ન શકાય તેવી અદ્‌ભુત હોવાથી અહો ! અહો ! એમ આશ્ચર્ય ને પૂજ્યભાવના ઉદ્‌ગારો વ્યક્ત કર્યા છે. વળી સદ્‌ગુરુએ કરેલો ઉપકાર પણ આશ્ચર્યકારી છે.

જગતના લોકો કંઈ ને કંઈ સ્વાર્થથી લેવડદેવડ કરે છે. પરંતુ સત્પુરુષ તો સંપૂર્ણ સ્વરૂપને પામ્યા છે અને આત્મસુખને પામ્યા છે તેથી તેમને જગતમાં કંઈ સ્વાર્થ નથી. માત્ર કોઈ જીવ આત્મસ્વરૂપ પામો એ જ હેતુથી તેમણે ઉપદેશ આપ્યો છે. વળી તેમણે આખા જગતના શિષ્ય થવાની ભાવના કરી છે તેથી માન રહિત છે. માનપૂજાર્થે બોલતા નથી. કરુણાસાગર છે. જ્ઞાની પુરુષનું જીવન બે અર્થે છે; ૧. પ્રારબ્ધ ભોગવવા. ૨. જગતના કલ્યાણને અર્થે; તેથી સાક્ષાત્ કરુણાની મૂર્તિ છે. તેમનો થોડો પરિચય થયો હોય તો તેમનું આ કરુણાસ્વરૂપ લક્ષમાં આવે કે સર્વ જીવ પ્રત્યે કેવી અગાધ કરુણા હોય

છે. સદ્‌ગુરુનું અદ્‌ભુતસ્વરૂપ, કરુણા, ઉદારતા વિચારી પોતા તરફ જોતાં લાગે છે કે હું કેવો પામર છું ! સદ્‌ગુરુ કરુણાથી મને બોધ આપે છે પરંતુ હું તો અત્યંત પામર છું. યોગ્યતા રહિત સામાન્ય મનુષ્ય છું છતાં બોધદાન કરી મને આત્મજ્ઞાન પમાડી ઉચ્ચ દશાએ આણ્યો તેથી આપે મારા પર ન મપાય એવો ઉપકાર કર્યો છે. તે ઉપકારનું મહત્ત્વ માપવા કે સમજવા જેટલી પણ મારી શક્તિ નથી. સદ્‌ગુરુનું એક વચન પણ જો યથાર્થ રીતે ગ્રહણ થાય તો ઠેઠ મોક્ષે લઈ જાય. તેથી સદ્‌ગુરુની કરુણા અને ઉપકાર અનંત છે. સત્પુરુષે આપણા પર કરેલો ઉપકાર વિચારવામાં પણ ઘણો લાભ છે. "તેની નિષ્કારણ કરુણાને નિત્ય પ્રત્યે નિરંતર સ્તવવામાં પણ આત્મસ્વભાવ પ્રગટે છે." તેથી સદ્‌ગુરુનું સ્વરૂપ પણ અદ્‌ભુત અને તેમણે કરેલો ઉપકાર અદ્‌ભુત છે.

સંસારમાં કોઈ ધંધે લગાડી આપે તો તેનો ઉપકાર જિંદગી સુધી યાદ કરે છે કે મને આણે આજીવિકાનું સાધન કરી આપ્યું તો અનંત કાળથી સંસારમાં પરિભ્રમણ કરતો આવ્યો છે તે ભ્રમણ કરતો અટકાવ્યો, સદ્‌ગુરુના યોગથી દિશા ફરી ગઈ, કર્મબંધ કરતો હતો તેથી અટક્યો, બહિર્મુખ હતો તેથી ફરીને અંતર્મુખ થયો, તે ઉપકાર, બુદ્ધિથી માપી ન શકાય તેવો છે. આ ક્યારે મનાય ? પોતાની પામરતાનું ભાન થાય ત્યારે તે પુરુષનો ઉપકાર સમજાય.

વીસ દોહામાં પણ "હું પામર શું કરી શકું ?" એ વિચારતાં પછી "અચિંત્ય તુજ માહાત્મ્યનો–" એ ખ્યાલ આવે છે. પ્રભુતા પામવાનો માર્ગ લઘુતા છે. વાસણ ઊણું હોય એટલું પાણી ભરાય. પ્રભુશ્રીજી કહેતા કે અમે બધા મુમુક્ષુની છેડે જઈને બેઠા છીએ. અમારું લઘુ નામ સારું છે. તેથી અમે ગમે તેમ બોલીએ તોપણ કંઈ નહિ. માન જાય તો વિનય આવે. વિનય ગુણ આવે તો બધું પ્રાપ્ત થાય છે. મનથી ફૂલી ગયો છે. હું જ મોટો ને બાકી બધા નાના એમ માને છે. વિનય આવે તો બીજાના ગુણો દેખાય. મોટામાં મોટો દોષ માન. હું જાણું છું, હું ડાહ્યો છું એમ માને તેથી અટકી પડે છે. હું ડાહ્યો

છું એમ કરી કોઈ મોક્ષે ગયા નથી. જે લઘુ એટલે નાનો થાય તે જ મોક્ષની બારીમાં પેસી શકે. પોતાની પામરતા સમજે તો સદ્દગુરુના ગુણોનું માહાત્મ્ય સમજાય અને તેમના પ્રત્યે ઉલ્લાસભાવ ભકિત પ્રગટે ત્યારે જ્ઞાન થાય. (૧૨૪)

શું પ્રભુચરણ કને ધરું ? આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. ૧૨૫

અર્થ :-હું પ્રભુના ચરણ આગળ શું ધરું ? (સદ્દગુરુ તો પરમ નિષ્કામ છે; એક નિષ્કામ કરુણાથી માત્ર ઉપદેશના દાતા છે, પણ શિષ્યધર્મે શિષ્યે આ વચન કહ્યું છે.) જે જે જગતમાં પદાર્થ છે, તે સૌ આત્માની અપેક્ષાએ નિર્મૂલ્ય જેવા છે, તે આત્મા જ જેણે આપ્યો તેના ચરણસમીપે હું બીજું શું ધરું ? એક પ્રભુના ચરણને આધીન વર્તું એટલું માત્ર ઉપચારથી કરવાને હું સમર્થ છું. (૧૨૫)

ભાવાર્થ :- દુનિયામાં કોઈ આપણા પર ઉપકાર કરે તો સામે તેવો ઉપકાર કરીને બદલો વાળવામાં આવે છે. કોઈ આપણને માન આપે કે હાથ જોડે તો આપણે પણ માન આપીએ છીએ અથવા હાથ જોડીએ છીએ, એમ પ્રત્યુપકાર કરાય છે. તેથી શિષ્ય વિચારે છે કે સદ્દગુરુ પ્રભુએ મારા પર મહાન ઉપકાર કર્યો છે તેમને હું બદલામાં શું આપું ? અથવા સદ્દગુરુએ જ્ઞાનદાન આપી કૃતાર્થ કર્યો તો તેમની આગળ હું શી ભેટ ધરું ? પરંતુ આત્મા જાણ્યો, પછી જગતની બધી વસ્તુઓ તુચ્છ લાગે. બધી વસ્તુ પર વૈરાગ્ય આવ્યો.

એક આત્મભાવે જ દર્શન કરવાં અને આત્માની શુદ્ધિ કરવી એ જ સદ્દગુરુને પ્રસન્ન કરવાનો ઉપાય છે. તેથી શિષ્ય વિચારે છે કે જગતના બધા પદાર્થો જોતાં આત્માથી ચઢિયાતું કંઈ નથી. તે આત્મા તો પ્રભુએ જ મને પ્રાપ્ત કરાવ્યો, હું આત્મા છું એવું ભાન કરાવ્યું તેથી આત્મા આપ્યો. તેના સમાન બદલામાં આપી શકાય એવો કોઈ

અને તેઓ કોઈ બાહ્ય વસ્તુ ઇચ્છતા નથી. ત્યારે શું કરવું ? એક ઉપાય છે કે તેઓને પ્રસન્ન કરવા તેમની આજ્ઞામાં વર્તવું. ચરણાધીન—૧. તેમણે કર્યું તેવું આચરણ કરવું અ ત્મચારિત્રમાં વર્તવું એમ પણ કોઈ અર્થ કરે છે. ૨. સદ્દગુરુની આજ્ઞાએ વર્તવું એ અર્થ અહીં બંધ બેસે છે, જીવોનું કલ્યાણ સદ્દગુરુની આજ્ઞાએ વર્તવાથી જ થાય છે. "આણાએ ધમ્મો આણાએ તવો."

આજ્ઞાનું માહાત્મ્ય સમજાય તો વિચારે કે મારાથી પોતાની મેળે સંસારનો પાર પમાય એમ નથી. આજ્ઞા ઉપાસીશ ત્યારે જ મારું કલ્યાણ થશે. પોતાની મેળે ગમે તેટલું કરું, ભલે આખું જગત વખાણતું હોય પણ તેથી કલ્યાણ નથી. જ્યારે બધેથી વૃત્તિ ઉઠાડી એક આજ્ઞાએ વર્તાશે ત્યારે જ કલ્યાણ થશે. લોકસંજ્ઞાએ તો મેરુ પર્વત જેટલા ઓઘામુહપત્તિ કર્યાં પણ શા કામનું ? હવે સદ્દગુરુની આજ્ઞાએ સમકિત સહિત થાય તેની ગણતરી છે. સ્વચ્છંદે કે અજ્ઞાની ગુરુની આજ્ઞાએ કરેલું મોક્ષમાર્ગમાં કામ લાગતું નથી. જ્ઞાનીની આશામાં વર્તવું એ જ કલ્યાણ છે. પ્રભુના ચરણ પાસે શું ધરું ? બધું શોધતાં જડી આવ્યું કે "વર્તું ચરણાધીન." (૧૨૫)

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;<br>
દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬

અર્થ:—આ દેહ 'આદિ,' શબ્દથી જે કંઈ મારું ગણાય છે, તે આજથી કરીને સદ્દગુરુ પ્રભુને આધીન વર્તો, હું તેહ પ્રભુનો દાસ છું. દાસ છું, દીન દાસ છું. (૧૨૬)

ભાવાર્થ:—ક્યારથી અને કેવી રીતે ચરણાધીન વર્તવું ? તો કે આજથી શરૂ કરીને હંમેશને માટે. સમજ્યા ત્યાંથી સવાર. મન, વચન, કાયા, ઇન્દ્રિયો, ધન વગેરે જે કંઈ મારું મનાય છે તે સર્વ સદ્દગુરુને આધીન એટલે સદ્દગુરુને અર્પણ કર્યાં તેથી હવે સર્વથા તેમની આજ્ઞા ઇચ્છા વિચારી દાસભાવે વર્તવું. વળી સદ્દગુરુ પ્રત્યે દીનભાવે કહે છે

છું એમ કરી કોઈ મોક્ષે ગયા નથી. જે લઘુ એટલે નાનો થાય તે જ મોક્ષની બારીમાં પેસી શકે. પોતાની પામરતા સમજે તો સદ્ગુરુના ગુણોનું માહાત્મ્ય સમજાય અને તેમના પ્રત્યે ઉલ્લાસભાવ ભક્તિ પ્રગટે ત્યારે જ્ઞાન થાય. (૧૨૪)

શું પ્રભુચરણ કને ધરું? આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન. ૧૨૫

અર્થ :-હું પ્રભુના ચરણ આગળ શું ધરું? (સદ્ગુરુ તો પરમ નિષ્કામ છે; એક નિષ્કામ કરુણાથી માત્ર ઉપદેશના દાતા છે, પણ શિષ્યધર્મે શિષ્યે આ વચન કહ્યું છે.) જે જે જગતમાં પદાર્થ છે, તે સૌ આત્માની અપેક્ષાએ નિર્મૂલ્ય જેવા છે, તે આત્મા જ જેણે આપ્યો તેના ચરણસમીપે હું બીજું શું ધરું? એક પ્રભુના ચરણને આધીન વર્તું એટલું માત્ર ઉપચારથી કરવાને હું સમર્થ છું. (૧૨૫)

ભાવાર્થ :– દુનિયામાં કોઈ આપણા પર ઉપકાર કરે તો સામે તેવો ઉપકાર કરીને બદલો વાળવામાં આવે છે. કોઈ આપણને માન આપે કે હાથ જોડે તો આપણે પણ માન આપીએ છીએ અથવા હાથ જોડીએ છીએ, એમ પ્રત્યુપકાર કરાય છે. તેથી શિષ્ય વિચારે છે કે સદ્ગુરુ પ્રભુએ મારા પર મહાન ઉપકાર કર્યો છે તેમને હું બદલામાં શું આપું? અથવા સદ્ગુરુએ જ્ઞાનદાન આપી કૃતાર્થ કર્યો તો તેમની આગળ હું શી ભેટ ધરું? પરંતુ આત્મા જાણ્યો, પછી જગતની બધી વસ્તુઓ તુચ્છ લાગે. બધી વસ્તુ પર વૈરાગ્ય આવ્યો.

એક આત્મભાવે જ દર્શન કરવાં અને આત્માની શુદ્ધિ કરવી એ જ સદ્ગુરુને પ્રસન્ન કરવાનો ઉપાય છે. તેથી શિષ્ય વિચારે છે કે જગતના બધા પદાર્થો જોતાં આત્માથી ચઢિયાતું કંઈ નથી. તે આત્મા તો પ્રભુએ જ મને પ્રાપ્ત કરાવ્યો, હું આત્મા છું એવું ભાન કરાવ્યું તેથી આત્મા આપ્યો. તેના સમાન બદલામાં આપી શકાય એવો કોઈ પદાર્થ વિશ્વમાં નથી. તેથી શું આપું? કંઈ આપી શકાય એમ નથી

અને તેઓ કોઈ બાહ્ય વસ્તુ ઇચ્છતા નથી. ત્યારે શું કરવું ? એક ઉપાય છે કે તેઓને પ્રસન્ન કરવા તેમની આજ્ઞામાં વર્તવું. ચરણાધીન—૧. તેમણે કર્યું તેવું આચરણ કરવું આત્મચારિત્રમાં વર્તવું એમ પણ કોઈ અર્થ કરે છે. ૨. સદ્‌ગુરુની આજ્ઞાએ વર્તવું એ અર્થ અહીં બંધ બેસે છે, જીવોનું કલ્યાણ સદ્‌ગુરુની આજ્ઞાએ વર્તવાથી જ થાય છે. "આણાએ ધમ્મો આણાએ તવો."

આજ્ઞાનું માહાત્મ્ય સમજાય તો વિચારે કે મારાથી પોતાની મેળે સંસારનો પાર પમાય એમ નથી. આજ્ઞા ઉપાસીશ ત્યારે જ મારું કલ્યાણ થશે. પોતાની મેળે ગમે તેટલું કરું, ભલે આખું જગત વખાણતું હોય પણ તેથી કલ્યાણ નથી. જ્યારે બધેથી વૃત્તિ ઉઠાડી એક આજ્ઞાએ વર્તાશે ત્યારે જ કલ્યાણ થશે. લોકસંજ્ઞાએ તો મેરુ પર્વત જેટલા ઓઘામુહપત્તિ કર્યાં પણ શા કામનું ? હવે સદ્‌ગુરુની આજ્ઞાએ સમકિત સહિત થાય તેની ગણતરી છે. સ્વચ્છંદે કે અજ્ઞાની ગુરુની આજ્ઞાએ કરેલું મોક્ષમાર્ગમાં કામ લાગતું નથી. જ્ઞાનીની આશામાં વર્તવું એ જ કલ્યાણ છે. પ્રભુના ચરણ પાસે શું ધરું ? બધું શોધતાં જડી આવ્યું કે "વર્તુ ચરણાધીન." (૧૨૫)

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ, દાસ, હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬

અર્થ:—આ દેહ 'આદિ,' શબ્દથી જે કંઈ મારું ગણાય છે, તે આજથી કરીને સદ્‌ગુરુ પ્રભુને આધીન વર્તો, હું તેહ પ્રભુનો દાસ છું. દાસ છું, દીન દાસ છું. (૧૨૬)

ભાવાર્થ:—ક્યારથી અને કેવી રીતે ચરણાધીન વર્તવું ? તો કે આજથી શરૂ કરીને હંમેશને માટે. સમજ્યા ત્યાંથી સવાર. મન, વચન, કાયા, ઇન્દ્રિયો, ધન વગેરે જે કંઈ મારું મનાય છે તે સર્વ સદ્‌ગુરુને આધીન એટલે સદ્‌ગુરુને અર્પણ કર્યાં તેથી હવે સર્વથા તેમની આજ્ઞા ઇચ્છા વિચારી દાસભાવે વર્તવું. વળી સદ્‌ગુરુ પ્રત્યે દીનભાવે કહે છે

કે આપના તો અનેક દાસ હશે તે બધાથી હું નીચો અત્યંત દીન છું. દાસનાં દાસનો દાસ છું. માને ભૂંડું કર્યું છે; નમ્રતા દીનતા આવે તો કલ્યાણ છે. શિષ્યનું મન નમ્ર બન્યું છે તેથી આવા શબ્દો નીકળ્યા છે. નરમ વસ્તુ હોય ત્યાં મેળ મળે, કઠણ વસ્તુ બની ત્યાં તડ પડે. હું જ્ઞાની છું, મને જ્ઞાન થયું છે એમ વિચારે ત્યાં અભિમાન આવે. પરંતુ હું કંઈ જાણતો નથી. જ્ઞાની જાણે છે, તેમણે કહ્યું તે મારે કરવું છે, તેમનો દાસ છું એમ વિચારે ત્યારે જ આત્મગુણ પ્રગટે છે, અહંકાર છે તે આત્માને કચડી નાખનારો છે. સદ્ગુરુના બોધથી આટલી સમજણ પડી અપૂર્વ ભાન આવ્યું તેથી હવે સદ્ગુરુની ભક્તિ એ જ નમ્રતા ગુણ પ્રગટવો જોઈએ. મન, વચન, કાયા સદ્ગુરુ આજ્ઞાએ પ્રવર્તાવવાં એટલે કે તેમને રુચે તેવા ભાવ કરવા. તેમની આજ્ઞા વિચારી બોલવાં અને આજ્ઞાએ કાયાને પણ પ્રવર્તાવવી.

નોકર હોય તેને શેઠ કહે તેમ જ કરવું પડે. દાસની ફરજ તો નોકરથી પણ વધારે છે. નોકર તો પગાર મળે ત્યાં સુધી આજ્ઞામાં રહે. દાસ તો જીવન પર્યંત આજ્ઞામાં વર્તે. સદ્ગુરુંને નાના મોટાનો ભેદ નથી. જે તેમને આધીન થયો તેને તેઓ જરૂર તારે છે. જેમકે એન્જીનને ભારખાનું જોડો કે સલુન જોડો બંનેને સરખી રીતે ખેંચી જાય છે. તેવી રીતે સત્પુરુષને સર્વ જીવ પ્રત્યે સમાન દૃષ્ટિ હોય છે. તેમને આધીન વર્તે તો જરૂર તારે. પોતાનું સ્વરૂપ આત્મસ્વરૂપ છે તે સદ્ગુરુએ જેમ છે તેમ જાણ્યું છે. માટે તે પ્રાપ્ત કરવા સદ્ગુરુને આધીન વર્તવું.

"ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રે,"

મન ભગવાનના ચરણમાં લીન રહ્યું તો બધું અર્પણ થયું અને એ જ અખંડ ભક્તિ છે. (૧૨૬)

**ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;**
**મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭**

અર્થ :–છએ સ્થાનક સમજાવીને હે સદ્ગુરુ દેવ! આપે દેહાદિથી આત્માને, જેમ મ્યાન તરવાર જુદી કાઢીને બતાવીએ તેમ, સ્પષ્ટ જુદો બતાવ્યો; આપે મપાઈ શકે નહીં એવો ઉપકાર કર્યો. (૧૨૭)

ભાવાર્થ :–આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા કર્મનો કર્તા છે, આત્મા કર્મનો ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે, એ ૭ સ્થાનક સમજાવીને શિષ્યની બધી શંકાઓ દૂર કરી અને આત્મા જેમ છે તેમ સ્પષ્ટ દેહાદિથી ભિન્ન બતાવ્યો. મ્યાનમાંથી તરવાર બહાર કાઢીને બતાવે તેમ દેહથી ભિન્ન આત્માનો અનુભવ કરાવ્યો. સંસારમાં બધે સ્વાર્થની વાત છે ખરી આત્મહિતની વાત મળવી બહુ દુર્લભ છે. સદ્ગુરુએ નિઃસ્પૃહભાવે આત્મા જેમ છે તેમ કહી બતાવ્યો અને જન્મ જરા મરણનાં દુઃખોનો નાશ કરનારો આત્મામાં સ્થિર થવાનો માર્ગ પણ બતાવ્યો, એ રીતે આત્માનો નિશ્ચય કરાવ્યો એ તેમનો કેટલો મહાન ઉપકાર છે? આત્માનો અનુભવ થતાં દેહ ને આત્મા જુદો જણાય. જેમ મ્યાનથી તરવાર ભિન્ન છે તેમ હું આત્મા છું એમ જણાતાં દેહ ભિન્ન લાગે. સદ્ગુરુએ ૭ સ્થાનક સમજાવીને દેહથી ભિન્ન આત્માનો અનુભવ કરાવ્યો એ તેમનો ઉપકાર માપી ન શકાય તેવો મહાન છે. (૧૨૭)

## ઉપસંહાર

**દર્શન ષટે સમાય છે, આ ષટ્ સ્થાનક માંહી;**
**વિચારતાં વિસ્તારથી, સંશય રહે ન કાંઈ. ૧૨૮**

અર્થ :–છએ દર્શન આ ૭ સ્થાનકમાં સમાય છે. વિશેષ કરીને વિચારવાથી કોઈ પણ પ્રકારનો સંશય રહે નહીં. (૧૨૮)

ભાવાર્થ :–જગતમાં જે મુખ્ય ૭ દર્શન કહેવાય છે તે આ ૭ સ્થાનકમાં આવી જાય છે. બીજા દર્શનકાર એકાન્ત પક્ષ પકડી

જ્યાં અટકી પડ્યા છે ત્યાં શિષ્યને શંકા કરાવી તેમાં થતી ભૂલ બતાવી આગળ વધાર્યો છે અને અપેક્ષાએ સમજે તો તે દર્શનો ખરાં છે એમ પણ નિર્દેશ કર્યો છે. છએ પદની શંકા અને તેના સમાધાન વિસ્તારથી વિચારવાની જરૂર છે જેથી ૭ દર્શન અપેક્ષાએ જેમ છે તેમ સમજાય અને છ પદમાં ક્યાંય શંકા ન રહે. છ પદની નિઃશંકતા થાય તે જ સમકિત છે. વસ્તુનું સત્ય સ્વરૂપ જેમ છે તેમ સમજવું અને શ્રદ્ધવું તે જ સમકિત છે; વિચાર કરે તો નિઃશંકપણે સમજાય. (૧૨૮)

આત્મભ્રાંતિ સમ રોગ નહિ, સદ્ગુરુ વૈદ્ય સુજાણ;
ગુરુઆજ્ઞા સમ પથ્ય નહિ, ઔષધ વિચાર ધ્યાન. ૧૨૯

**અર્થ** :—આત્માને પોતાના સ્વરૂપનું ભાન નહીં એવો બીજો કોઈ રોગ નથી, સદ્ગુરુ જેવા તેના કોઈ સાચા અથવા નિપુણ વૈદ્ય નથી, સદ્ગુરુ આજ્ઞાએ ચાલવા સમાન બીજું કોઈ પથ્ય નથી, અને વિચાર તથા નિદિધ્યાસન જેવું કોઈ તેનું ઔષધ નથી. (૧૨૯)

**ભાવાર્થ** :—આત્મભ્રાંતિ-ચિત્ત આત્મામાં ન રહી શકે, બીજે ભટકે. ભ્રાંતિ એટલે વિક્ષેપ, ચંચળતા, અસ્થિરતા, "**अविक्षिप्तं मनस्तत्त्वं विक्षिप्तं भ्रांतिरात्मनः।** (સમાધિશતક) જ્યાં વિક્ષેપ એટલે રાગદ્વેષ ને અજ્ઞાનથી થતાં ચળવિચળ પરિણામ છે ત્યાં આત્મામાં ભ્રાંતિ છે. રાગદ્વેષ તે ચારિત્રમોહ અને અજ્ઞાન એટલે મિથ્યાત્વ સહિત જ્ઞાન તે દર્શનમોહ એ બેના ઉદયથી મનમાં વિક્ષેપ થાય છે. તેથી પરને પોતાપણે માને છે તે આત્મભ્રાંતિ છે. એના જેવો રોગ બીજો કોઈ નથી. એ જ બધા દુઃખનું મૂળ છે. કારણ કે અનાદિકાળથી આત્માની ભ્રાંતિ હોવાથી જ સંસારમાં જન્મમરણ કરવાં પડે છે.

આ રોગ એવો છે કે તેની ખબર પડતી નથી. માત્ર સત્સંગમાં ખબર પડે. એ રોગ કેવા વૈદ્ય મટાડે ? સદ્ગુરુ ખરા સુજાણ—અનુભવી વૈદ્ય છે. તેઓ અતમાનો આ ભ્રાંતિરૂપ રોગ પારખે છે તેઓ બતાવે

ઇચ્છા હોય તો ખરી દાઝ રાખીને પુરુષાર્થ કરે. તે બીજાને બતાવવા નહિ પરંતુ પોતાને માટે.

નિશ્ચય થયો ત્યાં અર્ધું કામ થઈ ગયું. સમકિત એ નિશ્ચય છે. સમકિત થયું પછી કર્મ ખપાવવાનાં બાકી રહ્યાં. તે ખપાવવા હવે મંડી પડે. સમકિત થયા પછી જે પુરુષાર્થ થાય છે તે મોક્ષમાર્ગમાં જીવને આગળ વધારે છે. થોડું આયુષ્ય છે તેમાં ઘણું કામ કરવાનું છે માટે પ્રમાદ થાય એવા વિચાર ન કરવા કે તેવી વાત ન સાંભળવી. લાગ આવ્યો છે. આ ભવમાં કામ થાય એવું છે, વિઘ્ન આવે તેમાં ખળી જવું નહિ. મંડી પડવું. ચારે બાજુ દવ લાગ્યો છે માટે ઊભે માર્ગે દોડવા જેવું છે. પ્રથમ સમકિત કરી લેવું જરૂરનું છે.

કેટલાક માને છે કે ભવસ્થિતિ પાકશે, કર્મ માર્ગ આપશે ત્યારે એની મેળે સમકિત થશે. અત્યારે પુરુષાર્થ કરવાની કંઈ જરૂર નથી. પરંતુ એ રીતે પુરુષાર્થ વગર કોઈ કાળે કર્મ ખપે નહિ. સમકિત વગર ભવસ્થિતિ પાકે નહિ એટલે કે સંસાર મર્યાદાવાળો થાય નહિ. પુરુષાર્થ કરી કર્મ ખપાવે ત્યારે સમકિત થાય અને સમકિત થાય તો જ હવે અમુક ભવ બાકી રહ્યા એમ કહેવાય.

જ્ઞાની તો કહે છે કે પ્રારબ્ધ નડે તો ખેદ કરવો નહિ. બાંધેલાં કર્મ તો બધાંને ઉદય આવવાનાં જ પરંતુ તે ભોગવતાં નવાં કર્મ ન બંધાય એ પુરુષાર્થ કરવાની જરૂર છે. પહેલો પુરુષાર્થ તો રુચિ ફેરવવાનો કરવાનો છે. પ્રથમ સમકિત પ્રગટે તો રુચિ પલટાય. જન્મ-મરણ નથી કરવાં એમ થાય. સમકિત નથી ત્યાં બધો પુરુષાર્થ હસ્તિ-સ્નાન જેવો નિષ્ફળ થાય છે. સંસારમાંથી રુચિ ઊઠી નથી ત્યાં રાગ-દ્વેષ કરવાથી સંસારમાં ભમવું પડશે તેનો ત્રાસ નથી.

સમકિતને રાગ, દ્વેષ, ઇચ્છા થાય ત્યારે ત્રાસ છૂટે ખરો પુરુ-ષાર્થ ઇચ્છાને રોકવી તે છે. એ જ તપ છે. દેહને અનુકૂળ-પ્રતિકૂળ હોય તે વિચારે છે, આત્માનું હિત વિચારતો નથી. આત્માર્થ વિચા-રીને વર્તવું જોઈએ.

હોય તો જ્ઞાનીની આજ્ઞાએ ધર્મધ્યાન કરે. એમ જ્યારે દેહની ચિંતા છોડીને આત્માની ચિંતા થાય ત્યારે જાણવું કે આત્મા જાગ્યો છે.

જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ;
ભવસ્થિતિ આદિ નામ લઈ, છેદો નહિ આત્માર્થ. ૧૩૦

અર્થ:-જો પરમાર્થને ઇચ્છતા હો, તો સાચો પુરુષાર્થ કરો, અને ભવસ્થિતિ આદિનું નામ લઈને આત્માર્થને છેદો નહિ. (૧૩૦)

ભાવાર્થ—સદ્ગુરુ મળ્યા, આજ્ઞા મળી છતાં કાર્ય કેમ નથી થતું ? પુરુષાર્થ નથી થતો. પરમાર્થ એટલે પરમ પદાર્થ અથવા શુદ્ધાત્મા. તેને પામવાની ઇચ્છા હોય તો સત્ પુરુષાર્થ કરો "જો મોક્ષને ઇચ્છે છે તો સંકલ્પ-વિકલ્પ રાગદ્વેષને મૂક" એ જ સત્પુરુષાર્થ છે, જો ખરેખર મોક્ષ જોઈતો જ હોય તો આ પુરુષાર્થ કર, એમાં કંઈ તને હાનિ થવાની છે ? વિચારે તો જણાય કે એ જ કરવા જેવું છે. આ પુરુષાર્થ થતો નથી કારણ કે ખરી ઇચ્છા નથી થઈ તે, આ જ કરવું છે એમ નક્કી થાય તો કામ કરવા તૈયાર થાય, ઇચ્છા બળવાન હોય તો ઉપાય જરૂર કરે. સાચી ઇચ્છા હોય તો એનો જ વિચાર આવે. એમાં જ તલ્લીનતા રહે, એની જ ચિંતા હોય. જગતમાં ઘણાને મોક્ષની ઇચ્છા હોય છે અને તે માટે ધર્મ કરે છે એમ માને છે પરંતુ તેમને ખરો મોક્ષ સમજાયો હોતો નથી. મોક્ષની સાચી ઇચ્છા થવા જ્ઞાનીના સમાગમની જરૂર છે. જ્ઞાની ન મળે ત્યાં સુધી સંસારનાં સુખ મળે એવી મોક્ષની કલ્પના હોય છે. ડોશીમા રોજ મોક્ષ ભાવતાં હતાં પરંતુ પાડી મરી ગઈ ત્યારે કોઈ કહે કે મોક્ષ માગતાં હતાં તે ભગવાને મોક્ષ આપવાની શરૂઆત કરી છે તો ડોશીમા કહે મારે એવો મોક્ષ નથી જોઈતો. સત્પુરુષનો યોગ થાય ત્યારે જ મોક્ષની સાચી જિજ્ઞાસા જાગે. મોક્ષ એટલે આત્માની શુદ્ધતા, કર્મના ત્રાસથી છૂટવું તે સમજાય અને ત્યાર પછી મોક્ષ મેળવવાની સાચી ઈચ્છા પ્રગટે. જ્ઞાનીએ કહી છે એવી વસ્તુરૂપ પરમાર્થની

લાગતાં નથી. એમ વિચારી ધર્મનાં સાધન છોડી દે એટલું જ નહિ પરંતુ ખોટાં કાર્ય કરી પાપ બાંધે.

જ્ઞાન અને ક્રિયા બન્ને હોય તો મોક્ષ છે. સાધન કરતી વખતે આત્માર્થ ન ભૂલવો. માન પૂજાર્થે તપ કરતાં ઊભો ને ઊભો સુકાઈ જાય તોપણ કામ ન આવે. એનાં એ જ સાધન આત્માર્થ લક્ષમાં રાખીને કરે તો મોક્ષનાં કારણ થાય. યમનિયમમાં સાધન જણાવ્યાં છે તે લક્ષ વગર કર્યાં તેથી નિષ્ફળ ગયાં. સદ્ગુરુને આશ્રયે એ જ સાધન કરે તો લક્ષપૂર્વક થાય.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

આત્મા જાણ્યો છે એવા સદ્ગુરુ જ આત્માર્થ કરાવી શકે. સદ્ગુરુ મળે તો જ્યાં જ્યાં જે જે યોગ્ય છે ત્યાં ત્યાં તે રીતે સમજાય અને વર્તાય. માટે સદ્ગુરુની જરૂર છે. આજ્ઞાએ વર્તવાથી આત્માર્થ થાય. પોતાની મેળે તો ભૂલ થવાનો ભય છે. હોય મોહ અને માને કે હું નિરંતર આત્મામાં જ રહું છું. પરંતુ બે ઘડી આત્મામાં રહે તો કેવલજ્ઞાન પ્રગટે. એ બનવું કેટલું વિકટ છે તેની ખબર નથી. કર્મનો ઉદય નિરંતર છે તે સમજાતું નથી.

વળી નિશ્ચયને પણ છોડી દેવાનો નથી. નિશ્ચયને લક્ષમાં રાખીને સાધન કરવાં. ઉપયોગ વગરની એકલી ક્રિયા કર્મબંધનનું કારણ છે. (૧૩૧)

**નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;**
**એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ. ૧૩૨**

અર્થ :– અત્રે એકાંતે નિશ્ચયનય કહ્યો નથી અથવા એકાંતે વ્યવહારનય કહ્યો નથી; બેય જ્યાં જ્યાં જેમ ઘટે તેમ સાથે રહ્યાં છે. (૧૩૨)

ભાવાર્થ :– "એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષ સ્વરૂપ"... વગેરે નિશ્ચય નયથી કહ્યું હતું તે એકાન્તે સમજવાનું નથી. છૂટે

જો પોતાના શુદ્ધ સ્વરૂપને ઇચ્છતા હો તો સવળો પુરુષાર્થ કરો. સમકિત થયા પછી અંતરાત્મા શો પુરુષાર્થ કરે છે? કષાય નિવારવાનો. કષાય છે તે જ દુશ્મન છે. અનંતાનુબંધી જાતના હોય તો કર્મની સ્થિતિ લાંબી બંધાય. સંજ્વલન જાતના હોય તો થોડી સ્થિતિ બાંધે. સમકિતી તે બધાને ઓળખે છે. ઇચ્છા થાય છે તે લોભ કષાયનો પ્રકાર છે. ઇચ્છા, તૃષ્ણા, વાસના, લોભ એ બધાં સંસારનાં કારણ છે. મોક્ષની ઇચ્છા કહી તે વાસ્તવિક ઇચ્છા નથી. તેને સંવેગ, અભિલાષા, ભાવના કહેવા યોગ્ય છે.

આત્માર્થ શું? 'કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ, ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ.' આ બધો આત્માર્થ અથવા આત્મા અર્થે કરવાનો પુરુષાર્થ છે. તેને છેદવા યોગ્ય નથી. મનુષ્યભવ પામીને આત્માર્થ ચૂકી જવા યોગ્ય નથી. (૧૩૦)

**નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નો'ય;**
**નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય. ૧૩૧**

અર્થ :—આત્મા અબંધ છે, અસંગ છે, સિદ્ધ છે, એવી નિશ્ચયમુખ્ય વાણી સાંભળીને સાધન તજવાં યોગ્ય નથી. પણ તથારૂપ નિશ્ચય લક્ષમાં રાખી સાધન કરીને તે નિશ્ચયસ્વરૂપ પ્રાપ્ત કરવું. (૧૩૧)

ભાવાર્થ :—શુષ્કજ્ઞાનીના વિચારો આરંભમાં કહ્યા છે. આત્મા જાણ્યો પછી કંઈ કરવાનું નથી એમ કહે. કર્મ ઉદયમાં આવે તે ભોગવી લઈએ છીએ. આત્મા તો અસંગ છે. તેને બંધાયેલો કહેવો એ ભૂલ છે. આત્મા દેહથી સર્વથી ભિન્ન છે. સિદ્ધ સમાન છે. માટે કંઈ કરવાની જરૂર નથી એમ માને. નિશ્ચયનયથી કર્મ રહિત દશાનું વર્ણન સાચી ભાવના જગાડવા કર્યું હોય છે, તે સાંભળીને સાધન છોડી દેવા યોગ્ય નથી. સાધન કર્યા વગર શુદ્ધ દશા પ્રાપ્ત ન થાય પરંતુ તેને બદલે કહે કે આત્માને શું લાગે છે? સારા-ખોટા ભાવ આત્માને શું કરે? જેમ આકાશ નિર્લેપ છે તેમ આત્મા નિર્લેપ છે. તેને કર્મ

લાગતાં નથી. એમ વિચારી ધર્મનાં સાધન છોડી દે એટલું જ નહિ પરંતુ ખોટાં કાર્ય કરી પાપ બાંધે.

જ્ઞાન અને ક્રિયા બન્ને હોય તો મોક્ષ છે. સાધન કરતી વખતે આત્માર્થ ન ભૂલવો. માન પૂજાર્થે તપ કરતાં ઊભો ને ઊભો સુકાઈ જાય તોપણ કામ ન આવે. એનાં એ જ સાધન આત્માર્થ લક્ષમાં રાખીને કરે તો મોક્ષનાં કારણ થાય. યમનિયમમાં સાધન જણાવ્યાં છે તે લક્ષ વગર કર્યાં તેથી નિષ્ફળ ગયાં. સદ્ગુરુને આશ્રયે એ જ સાધન કરે તો લક્ષપૂર્વક થાય.

"જ્યાં જ્યાં જે જે યોગ્ય છે, તહાં સમજવું તેહ;
ત્યાં ત્યાં તે તે આચરે, આત્માર્થી જન એહ."

આત્મા જાણ્યો છે એવા સદ્ગુરુ જ આત્માર્થ કરાવી શકે. સદ્ગુરુ મળે તો જ્યાં જ્યાં જે જે યોગ્ય છે ત્યાં ત્યાં તે રીતે સમજાય અને વર્તાય. માટે સદ્ગુરુની જરૂર છે. આજ્ઞાએ વર્તવાથી આત્માર્થ થાય. પોતાની મેળે તો ભૂલ થવાનો ભય છે. હોય મોહ અને માને કે હું નિરંતર આત્મામાં જ રહું છું. પરંતુ બે ઘડી આત્મામાં રહે તો કેવલજ્ઞાન પ્રગટે. એ બનવું કેટલું વિકટ છે તેની ખબર નથી. કર્મનો ઉદય નિરંતર છે તે સમજાતું નથી.

વળી નિશ્ચયને પણ છોડી દેવાનો નથી. નિશ્ચયને લક્ષમાં રાખીને સાધન કરવાં. ઉપયોગ વગરની એકલી ક્રિયા કર્મબંધનનું કારણ છે. (૧૩૧)

નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ;
એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથ રહેલ. ૧૩૨

અર્થ :– અત્રે એકાંતે નિશ્ચયનય કહ્યો નથી અથવા એકાંતે વ્યવહારનય કહ્યો નથી; બેય જ્યાં જ્યાં જેમ ઘટે તેમ સાથે રહ્યાં છે. (૧૩૨)

ભાવાર્થ :– "એ જ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષ સ્વરૂપ"... વગેરે નિશ્ચય નયથી કહ્યું હતું તે એકાન્તે સમજવાનું નથી. છૂટે

દેહાધ્યાસ તો....એમાં " તો " મૂક્યો છે તે વ્યવહારની અપેક્ષા સૂચવે છે. આત્મા કર્તા છે, ભોક્તા છે એમ કહ્યું તે વ્યવહારનયથી કહ્યું છે. તે પણ એકાન્તે કહ્યું નથી, નિશ્ચયના લક્ષપૂર્વક કહ્યું છે. સ્યાદ્‌વાદ પદ્ધતિ અનુસાર નિશ્ચય અને વ્યવહાર બન્ને સાથે રાખીને આત્મસિદ્ધિમાં ઉપદેશ કર્યો છે. નિશ્ચયનયની વાત કહેતી વખતે વ્યવહાર ગૌણપણે લક્ષમાં હોય અને વ્યવહારનયની વાત કરતી વખતે નિશ્ચય ગૌણપણે લક્ષમાં હોય એમ સ્યાદ્‌વાદથી કહ્યું છે. જ્યાં જેમ ઘટે તેમ કહ્યું છે તેથી વાંચનારે પણ તે સમ્યક્ પ્રકારે સમજીને લક્ષમાં લેવું. (૧૩૨)

**ગચ્છમતની જે કલ્પના, તે નહિ સદ્‌વ્યવહાર;**
**ભાન નહીં નિજરૂપનું, તે નિશ્ચય નહિ સાર. ૧૩૩**

**અર્થ** :— ગચ્છમતની કલ્પના છે તે સદ્‌વ્યવહાર નથી, પણ આત્માર્થીના લક્ષણમાં કહી તે દશા, અને મોક્ષોપાયમાં જિજ્ઞાસુનાં લક્ષણ આદિ કહ્યાં તે સદ્‌વ્યવહાર છે; જેમ અત્રે તો સંક્ષેપમાં કહેલ છે. પોતાના સ્વરૂપનું ભાન નથી, અર્થાત્ જેમ દેહ અનુભવમાં આવે છે, તેવો આત્માનો અનુભવ થયો નથી, દેહાધ્યાસ વર્તે છે, અને જે વૈરાગ્યાદિ સાધન પામ્યા વિના નિશ્ચય પોકાર્યા કરે છે, તે નિશ્ચય સારભૂત નથી. (૧૩૩)

ભાવાર્થ :— ધર્મમાં ગચ્છ ને મતના અનેક ભેદો છે. મુહપત્તિ, વેષ, ઉપકરણ કે બાહ્યક્રિયાને આધારે ભેદ પડ્યા છે તે ગચ્છભેદ કહેવાય છે તેમાં ખળી રહેવા જેવું નથી. જ્યાં સિદ્ધાંતમાં ભેદ પડ્યા ત્યાં જુદા જુદા મત, દર્શનો ઊભાં થયાં છે તેમાં પણ કંઈ કલ્પનાનુસાર પકડી બેસવા જેવું નથી. આ ગાથામાં અગાધ અર્થ સમાયો છે. આત્મસિદ્ધિની એક એક ગાથા બહુ ગહન છે–લબ્ધિવાક્ય જેવી છે. મોટા ગચ્છમતના સ્થાપનારા મહાપુરુષો હતા તેઓ ક્યાં અટક્યા છે, તેમની ક્યાં ભૂલ થઈ છે તે તો કોઈ જ્ઞાની જ બતાવી શકે. જિજ્ઞાસુએ તો ગચ્છમતમાં ક્યાંય જોવા જેવું નથી.

કેટલાક નિશ્ચયનયવાદી સ્વસ્વરૂપના કે તેના માર્ગના લક્ષ વગર બધી ક્રિયાને ઉત્થાપે છે. પરિણામે જીવોનું શું થશે તેનો વિચાર કરતા નથી, જ્ઞાનીને તો અનંતી દયા છે. તેમને તો આત્મામાં દૃષ્ટિ કરાવવી છે. તેથી નિશ્ચયનો લક્ષ રાખીને ક્રિયા કરવી એમ સમજાવે. એમ મર્મ બતાવીને પછી જો તે ઇચ્છે તો સત્ક્રિયા પણ બતાવે.

ધર્મને નામે જે અહંભાવ મમત્વભાવ થઈ જાય છે તે ગચ્છમતની કલ્પના આત્માનું હિત કરતી નથી તેથી તે સદ્વ્યવહાર નથી. મુહપત્તિ વગેરેનો આગ્રહ, ચોથા–પાંચમાના ઝઘડા વગેરે કલ્પનાઓ ધર્મ નથી. કૃપાળુદેવે તો એટલે સુધી ચેતવ્યા છે કે કોઈ ગચ્છમતનું પુસ્તક હાથમાં ન લેવું, નહિ તો જીવને આગ્રહ જેમ તેમ છૂટયા છે તે પાછા વળગી જાય. અનાદિકાળથી જીવને ગચ્છમતનો અભ્યાસ છે તે વિચારીને છોડી દેવો.

વ્યવહાર ધર્મમાં ત્યાગ વૈરાગ્ય બને તેટલો વધારવો અને સિદ્ધાંત વાત તો કોઈ જ્ઞાની પાસેથી જાણવી. જેને આત્માની ઓળખાણ હોય તે જ નિશ્ચયની વાત કરી શકે. પોતાની મેળે સિદ્ધાંત વાત ન સમજાય. જેને તેનો અનુભવ હોય તેના કહેવાથી સમજાય છે. પછી પોતાને અનુભવ થતાં યથાર્થ સમજાય છે, ત્યાં સુધી ભાવના એ જ રાખવી કે મારે આત્મસ્વરૂપ જાણવું છે. જ્ઞાનીને યોગે દૃષ્ટિ નિર્મળ થતી જાય તેમ તેમ આગળ સમજાય છે. (૧૩૩)

આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય;
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગભેદ નહિ કોય. ૧૩૪.

અર્થ:—ભૂતકાળમાં જે જ્ઞાનીપુરુષો થઈ ગયા છે, વર્તમાન કાળમાં જે છે, અને ભવિષ્યકાળમાં થશે, તેને કોઈને માર્ગનો ભેદ નથી, અર્થાત્ પરમાર્થે તે સૌનો એક માર્ગ છે; અને તેને પ્રાપ્ત કરવા યોગ્ય વ્યવહાર પણ તે જ પરમાર્થસાધકરૂપે દેશ કાળાદિને લીધે ભેદ કહ્યો હોય છતાં એક ફળ ઉત્પન્ન કરનાર હોવાથી તેમાં પણ

પરમાર્થે ભેદ નથી. (૧૩૪)

ભાવાર્થ:—વર્તમાનમાં ગચ્છમતના ભેદ પડી ગયા છે, નિશ્ચય કે વ્યવહારને માનનારાના ભેદ પડી ગયા છે તો આપણે શું કરવું? કોણ નિવેડો લાવી શકે? તે આ ગાથામાં કહે છે. જ્ઞાની જ સત્ય બતાવવા સમર્થ છે. એવા જ્ઞાની પૂર્વે થઈ ગયા છે, વર્તમાનમાં છે અને ભવિષ્યમાં થશે, તેઓ જ બધો નિવેડો લાવી શકે. તેથી સૌથી પ્રથમ જ્ઞાનીને શોધવા. ત્રણે કાળમાં જ્ઞાનીએ અનુભવેલું આત્માનું સ્વરૂપ તો સરખું જ છે. આત્માની ઓળખાણ કરવાનો જે માર્ગ છે, તે માર્ગમાં ભેદ નથી. યોગદૃષ્ટિમાં કહ્યું છે:—

ચિહ્ન યોગનાં રે જે પર ગ્રંથમાં, યોગાચારય દિઠ;
પંચમ દૃષ્ટિ થકી તે જોડીએ, એહવા તેહ ગરિઠ.

એમ બીજા મતના યોગીને પણ આત્મજ્ઞાન થતાં પાંચમી દૃષ્ટિમાં સમકિતીની સમાન ગણ્યા છે, એ રીતે બધા જ્ઞાનીનો એક જ માર્ગ છે. (૧૩૪)

**સર્વ જીવ છે સિદ્ધ સમ, જે સમજે તે થાય;**
**સદ્ગુરુઆજ્ઞા જિનદશા, નિમિત્ત કારણ માંય. ૧૩૫.**

અર્થ:—સર્વ જીવને વિષે સિદ્ધ સમાન સત્તા છે. પણ તે તો જે સમજે તેને પ્રગટ થાય. તે પ્રગટ થવામાં સદ્ગુરુની આજ્ઞાથી પ્રવર્તવું, તથા સદ્ગુરુએ ઉપદેશેલી એવી જિનદશાનો વિચાર કરવો, તે બેય નિમિત્ત કારણ છે. (૧૩૫)

ભાવાર્થ:—નિશ્ચયનયથી વિચારતાં પ્રત્યેક જીવ સિદ્ધ જેવો છે. તેનામાં એ શક્તિ રહેલી છે. પણ તે પ્રગટ શાથી થાય? તે કહે છે કે સદ્ગુરુની આજ્ઞા અને જેઓ તે દશાને પામ્યા છે એવા જિનેશ્વરોનું સ્વરૂપ વિચારતાં પોતાના શુદ્ધ સ્વરૂપનું ભાન પ્રગટે છે. જિનેશ્વરનું દર્શન કરતાં વિચારે કે તેઓ કેવી રીતે પૂર્ણ વીતરાગ થયા? ૪થા ગુણસ્થાનેથી ૧૨મા સુધી ક્રમે ક્રમે વીતરાગતા વધીને પૂર્ણ થાય

છે. એમ ભગવાનનું સ્વરૂપ વિચારતાં પોતે પણ તે દશામાં પ્રયત્ન કરી શકે. જિનની દશા વિચારતાં પોતે શું કરવું તેનો લક્ષ બંધાય.

પાંચ સમિતિના પત્રમાં કૃપાળુદેવે બધી આવશ્યક ક્રિયા જ્ઞાનીની આજ્ઞાએ કરવી તે સમજાવ્યું છે. એમ આજ્ઞાએ વર્તે તે સદ્ગુરુઆજ્ઞા છે; અને જિનેશ્વરનું સ્મરણ કરી એમની માફક સ્થિર થાય, જિનદશા વિચારી આત્મામાં રહે તે ત્રણ ગુપ્તિ છે "ચૈતન્ય જિન પ્રતિમા થા." એમ કહ્યું છે. એમ સદ્ગુરુઆજ્ઞા અને જિનદશાના અવલંબનથી અથવા પાંચ સમિતિ અને ત્રણ ગુપ્ત દ્વારા આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરાય છે.

નિશ્ચયનય કહે છે કે સર્વ જીવ છે સિદ્ધસમ. નિશ્ચયનય શુદ્ધ દ્રવ્યને જ લક્ષમાં લે છે. વ્યવહારનય તો કર્મને પણ ગણતરીમાં લે છે તેથી કહે છે કે જે સમજે તે થાય. સદ્ગુરુની આજ્ઞામાં વર્તે અને જિનદશાનું લક્ષ રાખે તો આત્માને સમ્યક્ત્વ થાય અથવા સમજે અને પછી ક્રમે ક્રમે સિદ્ધ દશાને પ્રાપ્ત થાય. (૧૩૫)

ઉપાદાનનું નામ લઈ, એ જે તજે નિમિત્ત;
પામે નહિ સિદ્ધત્વને, રહે ભ્રાંતિમાં સ્થિત. ૧૩૬

અર્થ:—સદ્ગુરુઆજ્ઞા આદિ તે આત્મસાધનનાં નિમિત્ત કારણ છે, અને આત્માનાં જ્ઞાન દર્શનાદિ ઉપાદાન કારણ છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે, તેથી ઉપાદાનનું નામ લઈ જે કોઈ તે નિમિત્તને તજશે તે સિદ્ધપણાને નહીં પામે અને ભ્રાંતિમાં વર્ત્યા કરશે; કેમકે સાચા નિમિત્તના નિષેધાર્થે તે ઉપાદાનની વ્યાખ્યા શાસ્ત્રમાં કહી નથી; પણ ઉપાદાન અજાગ્રત રાખવાથી તારું સાચા નિમિત્ત મળ્યા છતાં કામ નહિ થાય. માટે સાચા નિમિત્ત મળ્યે, તે નિમિત્તને અવલંબીને ઉપાદાન સન્મુખ કરવું અને પુરુષાર્થરહિત ન થવું; એવો શાસ્ત્રકારે કહેલી તે વ્યાખ્યાનો પરમાર્થ છે. (૧૩૬)

ભાવાર્થ:—ઉપાદાન-આત્મા તે તો હું પોતે જ છું. વળી હું

અસંગ છું. મારે ગુરુની કંઈ જરૂર નથી. પોતાની મેળે આત્મા પ્રાપ્ત કરી શકીશ એમ માને. વળી કેવલજ્ઞાન પણ આત્મામાં છે તેમાંથી બધું પ્રગટ થશે, એમ માનીને સદ્‌ગુરુનું અવલંબન છોડી દે, આજ્ઞાએ વર્તે નહિ તો તેને આત્માનું ભાન થાય નહિ. સમકિત ન થાય તેથી ભ્રાંતિ એટલે મિથ્યાત્વમાં જ વર્તે. પુસ્તકો વાચીને આત્મા આત્મા કરે પણ સદ્‌ગુરુ—આજ્ઞા મળી ન હોય તેથી ભાવ તો સંસારમાં જ કોઈ ને કોઈ રીતે ખળી રહે, આત્મામાં રુચિ ન થાય. તેવા લોકો પાછા બીજાને ઉપદેશ આપે કે નિમિત્ત નિમિત્ત શું કરો છો. ? બહુ વરસ ભક્તિ કરી હવે પોતાની મેળે મંડી પડો ! એમ કહીને જ્ઞાનીનું અવલંબન છોડાવે. નિશ્ચયનયની વાતો કરવાથી આત્મા પમાય એમ માને. પરંતુ જેમ બીજ વગર ઝાડ ઊગે નહિ તેમ સદ્‌ગુરુઆજ્ઞા આરાધ્યા વગર આત્માનું સ્વરૂપ પ્રગટ ન થાય. માટીમાંથી ઘડો થા થા—એમ કહેવાથી ઘડો ન થાય પરંતુ કુંભાર બધી સામગ્રી મેળવીને બનાવે તો ઘડો થાય. તેમ ઉપાદાન એટલે આત્મા આત્મા કહેતાં શીખ્યો પણ નિમિત્ત જોડયાં નહિ. સિદ્ધાંતિક જ્ઞાન થવા પ્રથમ ઉપદેશ બોધની જરૂર છે તે લીધો નહિ. એમ નિમિત્તને છોડી દે તો મોક્ષના અધિકારી ન થવાય, સિદ્ધત્વને ન પામે અને સમ્યક્‌ત્વ પણ ન થાય તેથી ભ્રાંતિમાં જ પોતે વર્તતો હોય એવા જીવને પોતાને હાનિ થાય અને તેનો સંગ કરે તેને પણ નુકસાન થાય. મતાર્થી લક્ષણમાં કહ્યું છે તેમ :—

જ્ઞાનદશા પામે નહીં, સાધનદશા ન કાંઈ;
પામે તેનો સંગ જે, તે બૂડે ભવમાંહી. ૩૦

આત્મસિદ્ધિમાં ઠેકાણે ઠેકાણે ભૂલ થવાનાં સ્થાનો બતાવી ચેતવ્યા છે. પોતાને જ્ઞાની મનાવે પછી કોઈને પૂછતાં પણ શરમ આવે. તેથી ભૂલ નીકળે જ નહિ, આમ ઊંધે રસ્તે ચડી ગયા પછી સીધે રસ્તે આવવું બહુ વિકટ છે.

મુખથી જ્ઞાન કથે અને અંતર્ છૂટ્યો ન મોહ;
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. ૧૩૭.

અર્થ :–મુખથી નિશ્ચયમુખ્ય વચનો કહે છે; પણ અંતરથી પોતાને જ મોહ છૂટ્યો નથી; એવા પામર પ્રાણી માત્ર જ્ઞાની કહેવરાવવાની કામનાએ સાચા જ્ઞાની પુરુષનો દ્રોહ કરે છે. (૧૩૭)

ભાવાર્થ :–મોઢે આત્માની વાતો બોલે, ચોખ્ખું સોનું હોય તેને કાટ લાગે ? એમ બોલે. પરંતુ અંદરથી કષાયને જીત્યા નથી. મનમાં તો મોહની જ વાતો રમતી હોય. સંસારની મીઠાશ ગઈ ન હોય તે અંદર મેલો છે, મોહયુક્ત વર્તે છે. બહાર તો મોટો જ્ઞાની છું એમ મનાવે અને અંતરમાં માયા અને પાપયુક્ત હોય તેને પામર કહ્યો. તેને જ્ઞાની પ્રત્યે દ્રોહ હોય. પોતાને જ્ઞાનની વાતો મોઢે બોલવી ઘણી ગમે, તે જ્ઞાનીની સમીપમાં છૂટથી ન બોલી શકે તેથી વિચારે કે જ્ઞાની ન આવે તો સારું. જ્ઞાની બોલે તે પણ તેને સાંભળવું ન ગમે. પોતાને જ બોલતાં આવડે છે તે બધાં સાંભળે એમ ઇચ્છે. કોઈ જ્ઞાની હોય તો વિચારે કે આ છે ત્યાં સુધી મારો ભાવ કોઈ નથી પૂછતું માટે એ જાય કે મરી જાય તો સારું ! જેમકે કુલવાળક મુનિએ ગુરુ પ્રત્યે વિચાર્યું હતું અને પથ્થર ગબડાવ્યો હતો. તેમ જ્ઞાની પ્રત્યે દ્રોહ થાય એટલે તેમની ઇર્ષા આવે, તેમનું ભૂડું ઇચ્છે કે નિંદા કરે. જ્ઞાનીને તો તેના પ્રત્યે દયા જ હોય. ભગવાન મહાવીરને સંગમને ઉપસર્ગ કરતો જોઈને આંખમાં આંસુ આવ્યાં કે જેને નિમિત્તે તરાય તેને નિમિત્તે આ જીવ કર્મ બાંધે છે ! એમ જ્ઞાનીને સર્વ જીવ પ્રત્યે કરુણા હોય છે. ટૂંકમાં જેને જ્ઞાનની વાતો માત્ર મોઢે બોલવી ગમે છે અને તે પ્રમાણે આચરણ કરતો નથી, પોતાના અહંભાવ મમત્વભાવરૂપ મોહને પોષે છે અને નિમિત્તને છોડી દેવાનો ઉપદેશ કરે છે, તે જીવ વ્યવહારનો લોપ કરે છે. (૧૩૭)

દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ્ય;
હોય મુમુક્ષુઘટ વિષે, એહ સદાય સુજાગ્ય. ૧૩૮

અર્થ :–દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ અને વૈરાગ્ય

એ ગુણો મુમુક્ષુના ઘટમાં સદાય સુજાગ્ય એટલે જાગ્રત હોય, અર્થાત્ એ ગુણો વિના તો મુમુક્ષુપણું પણ ન હોય. (૧૩૮)

**ભાવાર્થ**:-અંતરમાં મોહને રાખીને મોઢે જ્ઞાનની વાતો કરે તે મુમુક્ષુ નથી એમ કહ્યું ત્યારે ખરેખરો મુમુક્ષુ કેવો હોય? તે હવે કહે છે. જેને આત્માની ઝાંખી થઈ અને મોક્ષે જવાની ભાવના જાગી હોય તેનામાં નીચેના ગુણો અવશ્ય વિકાસ પામે—

**૧. દયા**—આત્મા છું એમ જાણ્યું પછી આત્માને કેમ બચાવવો તેનો વિચાર હોય. અનંતકાળથી જન્મમરણ કરી આત્માને દુઃખ છે હવે તેની દયા ખાય કે જન્મમરણ કેમ ટળે? અન્ય જીવોને પણ જન્મમરણ ટળે એમાં જ તેમનું હિત છે એમ સમજે. પોતાને જે છૂટવાનાં સાધનો સત્સંગ વગેરે હિતકર લાગ્યાં છે તે બીજાને પણ રુચે એવી ભાવના રહે. શમ, સંવેગ, નિર્વેદ અને આસ્થા એ ચારેમાં અનુકંપા રહેલી છે. ક્રોધાદિ શમાવે તે આત્માની અનુકંપા અર્થે હોય છે. મોક્ષની ભાવના થાય ત્યાં આત્માની અનુકંપા છે, સંસારનાં દુઃખથી ત્રાસ લાગે અને તેથી પાછો વળે તેમાં આત્માની અનુકંપા કારણ છે, આસ્થા એટલે સત્પુરુષના વચનમાં તલ્લીનતા પણ આત્માની અનુકંપાપૂર્વક થાય છે. તેથી આત્માની દયા વિચારે ત્યાં શમ, સંવેગ, નિર્વેદ અને આસ્થા આવે.

અન્ય જીવોની રક્ષા કરવી તે પણ પોતાની જ દયાથી થાય છે. બીજા જીવોને દુઃખ દે તેટલું પોતાને ભોગવવું પડશે એ જાણે તો દયા રાખે. અન્ય જીવોની જેટલી રક્ષા કરે તેટલી પોતાના આત્માની રક્ષા થાય છે. आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पंडितः। પોતાને દુઃખ થાય તેમ બીજાને પણ થાય છે એ જાણે પોતાના સમાન સર્વ જીવોને જુએ એનું જ નામ "જોઈને ચાલવું."

"સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો,"

अहिंसा परमो धर्मः। दया धर्म को मूल है। ૭ કાય જીવની રક્ષા

કરવી. એ સર્વ પોતાના આત્માને જ દુઃખમાંથી બચાવનાર છે. પોતાનો આત્મા સંસારમાં ન બંધાય એ હેતુએ ભોગવિલાસ માટે જીવોને ન હણે, યત્ના રાખે. સંસાર પ્રત્યે વૈરાગ્ય હોય તો કંઈક દયાનું સ્વરૂપ સમજાય. "તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહિ." ભગવાને જે દયા કહી છે તે પોતાના આત્માની દયા હજી ઓળખી નથી. પરિભ્રમણનાં દુઃખોનો ખ્યાલ નથી આવતો. અનંતકાળથી ત્રિવિધ તાપે આત્મા દુઃખી થઈ રહ્યો છે તે વિચારે તો દયા આવે કે મને પોતાને મેં આટલો દુઃખી કર્યો।

૨. શાંતિ—આત્માની દયા આવી, સંસારથી પાછો વળ્યો તો જ્ઞાનીની આજ્ઞાએ વર્તાય તેટલી શાંતિ વેદાય. સંસારમાં ત્રિવિધ તાપ છે, તે જેટલા શમાય તેટલી શાંતિ થાય. મોટા ઉપાય સત્પુરુષનો બોધ છે એના જેવી શાંતિ બીજે ન મળે. શાંતિને સર્વ ધર્મનો આધાર કહ્યો છે. શાંતિ એટલે બધા વિભાવ પરિણામથી થાકવું—નિવૃત્ત થવું—તે. "જેમ ભૂત માત્રને પૃથ્વી આધારભૂત છે તેમ, સર્વ પ્રકારનાં કલ્યાણનો આધાર પૃથ્વીની પેઠે 'શાંતિ'ને જ્ઞાનીપુરુષોએ કહ્યો છે.' બધા શાસ્ત્રનો સાર વિભાવથી મુકાવું અને સ્વભાવમાં રહેવું એનું નામ શાંતિ છે.

यदा मोहात्प्रजायते रागद्वेषौ तपस्विनः ।
तदैव भावयेत्स्वस्थमात्मानं शाम्यतः क्षणात् ।। ३९ ।।
(સમાધિશતક)

મોહનીયના ઉદયથી રાગદ્વેષ થાય તે જ વખતે જો આત્માનો વિચાર કરે તો તરત આત્મશાંતિ થાય. રાગદ્વેષથી આત્માને અનાદિકાળથી દુઃખી કર્યો છે તેથી હવે તો આત્મામાં રહું એવી સમજણ હોય તો આત્મામાં રહે. સમજ્યા તે શમાયા. કષાયમાંથી ખસીને સ્વભાવમાં આવવું તે શાંતિ છે, આત્માની દયા આવી તો તે શાંતિનો રસ્તો લે. સત્પુરુષનાં વચનોથી ચિત્તને શાંત કરે. સત્પુરુષનાં વચનો

કલ્પદ્રુમની છાયા જેવાં છે. અથવા સત્પુરુષે બતાવેલાં સાધન દ્વારા ચિત્તને શાંત કરે. સત્પુરુષનાં વચનોમાં ચિત્ત જોડે તો વિક્ષેપ-ખળભળાટ મટતાં મટતાં મન સ્થિર થઈ જાય તે શાંતિ છે.

૩. **સમતા**—દયા આવી ત્યાં આત્માની દાઝ આવી તેથી પછી શાંતિનો માર્ગ લે. અને શાંતિ આવે એટલે સમતાભાવ થાય; શાંતિ વધે તેમ તેમ સમતા આવે. દૂધનો ઊભરો બેસી જાય તે રૂપ શાંતિ છે અને પછી દૂધ ઠંડું પડે તે રૂપ સમતા છે. સ્વરૂપમાં ઠરી રહેવું તે સમતા છે. સમતા એ આત્માનો સહજ સ્વભાવ છે.'

૪. **ક્ષમા**—સમતા ધારણ કરે છતાં નિમિત્ત મળતાં આત્મામાં ખળભળાટ થાય. ક્રોધાદિ ઉદય આવે તેને ક્ષમા દ્વારા શમાવે. કર્મના ઉદયમાં ક્ષમા રાખે. કારણ હોય તોપણ ક્રોધ ન કરે. કોઈ કંઈ કહે તો સામો તપી ન જાય. સુખ તો શાંતિ ને ક્ષમામાં છે એ બરાબર જાણ્યું હોય તો પછી હાથે કરીને બળતામાં કોણ પડે ? સ્મરણ વગેરેમાં સુખ વેદાય છે તો તેમાં જ રહેવું. બીજાને ખોટું લાગે એવા વિચારો શું કામ કરવા ? કે એવું શું કામ બોલવું ? ક્ષમા સમતાપૂર્વક જ્ઞાનીના વચનમાં ચિત્ત રાખે કે સ્મરણમાં રહે તે ઉત્તમ છે. ક્રોધ કરવો એ પોતાને જ અહિતકારી છે એમ સમજે તો ક્ષમા આવે.

જ્ઞાનીપુરુષનું કહેવું છે કે ક્રોધ થવાનો પ્રસંગ હોય તે વખતે જો ગમ ખાઈ જાય તો છ મહિનાના ઉપવાસ જેટલું ફળ થાય. ઉપવાસનું ફળ તો ભાવ પ્રમાણે સારું કે ખોટું ગમે તેમ આવે પણ આ સમતા કે ક્ષમા તો ઠેઠ આત્મામાં લઈ જઈ પરિણામે મોક્ષ પમાડનારી છે. બીજો કર્મથી ઘેરાઈને પરવશ બોલે છે તો મારે એવું શા માટે બોલવું ? અવિચારને લઈને જ ક્રોધ થાય છે. જો વિચારે તો લાગે કે સદ્ વસ્તુ આત્મા છે તેને મારે સાચવવો છે. આવેશમાં આવ્યા વગર સાચી વાત હોય તે કહે તે ક્રોધ ન કહેવાય. સત્યથી ક્ષમા સચવાય છે. મને આમ લાગે છે માટે કહું છું પછી તમારે માનવું હોય તેમ

માનો, એમ સાચી વાત જણાવે, ક્રોધ વગર શાંતિથી બોલે તો તકરાર થમાઈ જાય. પરંતુ આપણામાં ક્રોધના સંસ્કાર પડેલા છે, તે કોઈ સામું ક્રોધથી બોલે ત્યારે જાગ્રત થઈ જાય છે. ત્યારે બને તો મૌન રહેવું અને અંદર પોતાને ક્રોધ આવ્યો તેનો પછી પશ્ચાત્તાપ કરવો, ૧૮ પાપ-સ્થાનક રોજ વિચારવા તેથી કહ્યું છે.

રોજ પા અર્ધો કલાક આખા દિવસમાં જે ખોટા ભાવ થયા હોય તે યાદ કરે અને ફરી ન થાય એમ વિચારે. એમ કષાય ઘટાડ-વાનો અભ્યાસ રોજ કરે તો મન પર કાબૂ આવે. મનને નોકરની જેમ ટોકવું થાય તો બીજી વાર કાળજી રાખે છે. જેમ નોકરને શેઠની બીક હોય તેમ મનને પણ બીક રહે છે કે પાછો પશ્ચાત્તાપ કરવો પડશે તેથી ક્રોધાદિથી પાછું હઠે છે. દરેકમાં આત્મા જુએ તો ક્ષમા રહે, ઘી દૂધ દઝાડે છતાં તેને ઢોળી નથી મૂકતા તેમ ક્રોધથી કોઈ કંઈ કહેતુ હોય પણ તે આત્મા છે એમ જુએ તો ખમી ખૂદે.

૫. સત્ય—સાચામાં સાચી વસ્તુ આત્મા છે. હું આત્મા છું એ લક્ષ વગર બોલ્યું ન બોલ્યું જૂઠું. મિથ્યાત્વીનું બધું અસત્ય. વ્યવહારથી સત્ય કહેવાય પરંતુ પરમાર્થ સત્ય છે તે તો આત્માના ઉપયોગ સહિત બોલે તે. વ્યવહાર સત્ય પાળે તે પણ આત્માને સુખનું કારણ છે. અસત્ય બોલવામાં ઘણા વિકલ્પો કરવા પડે અને આત્મા અશાંત થાય. દેહદૃષ્ટિનો ત્યાગ કરે અને આત્મદૃષ્ટિ થાય ત્યારે જ પર-માર્થ સત્ય સમજાય છે. બોલાય છે.

૬. ત્યાગ, ૭. વૈરાગ્ય—આત્માને ઓળખવા બીજી ખોટી વસ્તુ પરથી વૈરાગ્ય આવવો જોઈએ. ત્યાગ થવો જોઈએ. "આત્મપરિણામથી જેટલો અન્ય પદાર્થનો તાદાત્મ્ય અધ્યાસ નિવર્તવો તેને શ્રી જિન ત્યાગ કહે છે." એવો ત્યાગ ન આવે ત્યાં સુધી નિરંતર ઉદાસીનતાનો ક્રમ સેવવો. જ્યાં સુધી આત્મદૃષ્ટિ નથી ત્યાં સુધી નિરંતર બંધ થાય છે તેથી ઉદાસીનતા આવે કે હું નિરંતર બંધાયા કરું છું. આ બંધ

ક્યારે અટકશે? સત્પુરુષની આજ્ઞા મળી પછી બધેથી મન પાછું હઠે. ત્યાગ ન થાય ત્યાં વૈરાગ્ય રહે. તેમાં સત્ય પર દૃષ્ટિ રાખવાની જરૂર છે. સત્યને અર્થે ત્યાગ વૈરાગ્ય કરવા યોગ્ય છે.

ઉપર કહ્યા તે સાત ભાવો જીવને જાગ્રત રાખનારા છે. પ્રથમ આત્માની દયા વિચારે, અનંત કાળથી સંસારસાગરમાં ડૂબકાં ખાય છે, દુઃખી છે એમ લાગે, દુઃખ જવાના ઉપાય કરે તો શાંતિ મળે. જ્યારે ભૂમિકા શાંત થઈ જાય ત્યારે સમતા કહેવાય. સ્વરૂપનો નિર્ણય થઈ ગયો તે સમતા, સમભાવ થાય કે મોડું વહેલું એ જ કરવાનું છે. સ્વભાવમાં ન રહેવા દેનારા ક્રોધાદિ ભાવો પર પછી જાપ્તો રાખે. ક્ષમા—ખમીખૂંદવું સમકિતી જીવ કષાયને ટાળવાનો પુરુષાર્થ કરે છે. કષાય દૂર કરવાનું સાધન શું? સત્ય—પોતાના સ્વરૂપનું અવલંબન. તેમાં વિઘ્ન કરનાર પર વસ્તુનો જેમ બને તેમ ત્યાગ કરે, ત્યાગ ન થઈ શકે ત્યાં વૈરાગ્ય રાખે. પોતાનું સ્વરૂપ ઓળખ્યું પછી જાગૃત રહી સંભાળ રાખે. આ સાત ગુણ મુમુક્ષુમાં હોવા જોઈએ તો જ તે જાગૃત કહેવાય. નહિ તો ઊંઘતો કહેવાય. આ ગુણો જતા ન રહે તે માટે મોહથી મુઝાય. મોહનાં કારણો છોડી સત્કારણમાં જોડાય. સંસારની ક્રિયા ખાવું પીવું વગેરેમાં તન્મય ન થાય. ક્યારે છૂટું એમ થાય. "મુનિ તો આત્મવિચારે કરી જાગૃત રહે" તેવી રીતે મુમુક્ષુ જાગૃત રહેવા આ ભાવોને સેવે છે. (૧૩૮)

મોહ ભાવ ક્ષય હોય જ્યાં, અથવા હોય પ્રશાંત;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી કહીએ ભ્રાંત. ૧૩૯

અર્થ :—મોહભાવનો જ્યાં ક્ષય થયો હોય અથવા જ્યાં મોહદશા બહુ ક્ષીણ થઈ હોય, ત્યાં જ્ઞાનીની દશા કહીએ; અને બાકી તો જેણે પોતામાં જ્ઞાન માની લીધું છે, તેને ભ્રાંતિ કહીએ. (૧૩૯)

ભાવાર્થ :—મોહભાવ બે પ્રકારે : દર્શનમોહ ને ચારિત્રમોહ. તે જેનો ઉપશમ કે ક્ષય થયો હોય તે જ્ઞાની કહેવાય. "બંધવૃત્તિઓને

ઉપશમાવવાનો તથા નિવર્તાવવાનો જીવને અભ્યાસ, સતત અભ્યાસ કર્તવ્ય છે." મોહભાવ છે તે જ બંધવૃત્તિઓ છે. મોહનીય કર્મના ઉદયથી થતા આત્માના ભાવો છે તે બંધ કરનારા છે. ભ્રાંતિ પણ બે પ્રકારે છે દર્શનમોહને લઈને અને ચારિત્ર મોહને લઈને. આત્માનું અજ્ઞાન છે તે દર્શનમોહથી થતી ભ્રાંતિ છે અને રાગદ્વેષથી મનમાં વિક્ષેપ થાય છે તે ચારિત્રમોહથી થતી ભ્રાંતિ છે. વિક્ષિપ્ત મન છે ત્યાં આત્માની ભ્રાંતિ છે. આત્મામાં દૃષ્ટિ રહે તો ભ્રાંતિ ટળે. દર્શન-મોહ અને ચારિત્રમોહના ઉપશમ કે ક્ષયથી આત્માનો ઉપયોગ સ્થિર થાય છે એ જ જ્ઞાનીની દશા છે. આત્માનો ઉપયોગ નથી ત્યાં ભ્રાંત દશા છે. (૧૩૯)

સકળ જગત તે એઠવત્, અથવા સ્વપ્ન સમાન;
તે કહીએ જ્ઞાનીદશા, બાકી વાચાજ્ઞાન. ૧૪૦

અર્થ:—સમસ્ત જગત જેણે એઠ જેવું જાણ્યું છે, અથવા સ્વપ્ન જેવું જગત જેને જ્ઞાનમાં વર્તે તે જ્ઞાનીની દશા છે, બાકી માત્ર વાચાજ્ઞાન એટલે કહેવા માત્ર જ્ઞાન છે. (૧૪૦)

ભાવાર્થ:—હવે અભ્રાંત દશામાં કેવું લાગે તે કહે છે. એઠ પડી હોય તે ખાવાનું મન થાય? શરીર તો એઠ કરતાંય ખરાબ છે. એઠ તો ભિખારી પણ ખાય છે. પરંતુ શરીરનાં હાડકાં ચામડાં લોહી વગેરે તો અત્યંત અશુચિ છે. તેમાં મોહથી આસક્તિ થાય છે.

"रत्तो बंधदि कम्मं मुंचदि जीवो विरागसंपण्णो।
एसो जिणोवदेसो तह्मा कम्मेसु मा रज्ज ॥१५०॥"
(समयसार)

રાગથી જીવ બંધાય, વૈરાગ્યથી મુકાય, માટે કર્મના ફળમાં રાગદ્વેષ ન કરવો. રાગ કરવા યોગ્ય તો સિદ્ધ દશા છે. અથવા સત્પુરુષ પર રાગ કરવો કહ્યો છે. જગત એઠવત્ લાગશે ત્યારે સંસારથી ત્રાસ છૂટશે. એઠવાડામાં ગમે તેવું જમવાનું મળે તો ન ગમે. તેમ કેવી

જગ્યામાં જીવને રહેવું પડયું છે તે વિચારે તો સંસારમાં રહેવું ન ગમે. પરંતુ દેહ તે હું એમ થઈ ગયું છે તેથી અરુચિ થતી નથી. જ્ઞાનીએ આત્માને ભિન્ન જાણ્યો છે તેથી તેને જગત્ એઠવાડ જેવું લાગે છે. વળી તેમના જગતના બનાવો સ્વપ્નમાં બનતા હોય તેવા લાગે છે. ગમે તેવું સારું સ્વપ્નું આવ્યું હોય પણ આખરે તો સ્વપ્ન ને? તેનું મહત્ત્વ નથી. ઘડીમાં નાશ થયું, તેવું જગતમાં બધું નાશ થતું લાગે ત્યારે ખરું જ્ઞાન કહેવાય.

જેમ સ્વપ્નાની વાતમાં ખોટી ન થાય તેમ આ જગતમાં ક્યાંય ખોટી થવા જેવું નથી. બધે લુંટાવાનું છે તેથી આત્માર્થીએ ક્યાંય તન્મય ન થવું. મનુષ્યભવ મળ્યો છે. સદ્ગુરુની કૃપા છે પણ તે યોગ ક્ષણે ક્ષણે લુંટાઈ રહ્યો છે, એક દિવસ બધું લુંટાઈ જશે. સ્વપ્ન જેવું ક્યારે લાગે કે બીજી સાચી વસ્તુ સમજાઈ હોય તો. કોઈ ગમે તે કહે. વેદની આવે તોપણ જ્ઞાનીને ચિંતા ન થાય. તે વિચારે કે બધું નાશ થશે. દેહને એક દિવસ બાળી મૂકવાનો છે. તેથી જ્ઞાનીને સંસારી કાર્યોમાંથી ચિત્ત ઊઠી જાય. આત્માનું હિત વિચારે કે ફરી જન્મવું નથી તો શું કરવું? જગતના ભાવો એઠ જેવા ઝેર જેવા લાગે. ગમે તે થયું હોય તે ભુલી જવું. સ્વપ્નામાં કોઈ કંઈ બોલ્યું હોય તેની સાથે પછી લડવા નથી જતા. સ્વપ્ન ખોટું જાણ્યું તેથી તેને ભૂલી જાય છે, તેમ જગત સ્વપ્ન જેવું છે તેનું વિસ્મરણ કરવું. મનમાંથી સંસારના વિચારો ખસે તો આત્માના વિચારને અવકાશ મળે. "ત્યાગ વિરાગ ન ચિત્તમાં થાય ન તેને જ્ઞાન." આત્મજ્ઞાન થયું હોય તો પછી બધું એઠ જેવું કે સ્વપ્ન જેવું લાગે.

પ્રશ્ન:–ઊંઘમાં સ્વપ્ન કેમ આવે છે? ઉ૦ સ્વપ્નમાં આવે છે તે અહંભાવ મમત્વભાવ ગાઢ કરી મૂક્યો છે તેને લઈને છે. ઊંઘમાં કર્મને આધીન પરવશ છે. પરંતુ જાગ્રત અવસ્થામાં ભાવ સુધરે તો કર્મનું જોર નરમ પડે અને અનાદિના સંસ્કારો મોળા પડે. "જાગ્રતમાં જેમ જેમ ઉપયોગનું શુદ્ધપણું થાય તેમ તેમ સ્વપ્નદશાનું પરિક્ષીણ-

-પણું સંભવે છે." "ઉપયોગ શુદ્ધ કરવા જગતના સંકલ્પવિકલ્પને ભૂલી જજો.

જગતમાં સાર વસ્તુ આત્મા, તે સમજી લીધો, બાકી બધું એંઠવાડો. જગત આખું સ્વપ્નામાં વર્તતું લાગે. આત્માને હિતકારી કશું નથી. આમ હોય તો ઠીક આમ ન હોય તો ઠીક; એવું ન થાય. સ્વપ્નું સારું કે ખોટું કંઈ કામનું નથી તેમ રાજા ઈંદ્ર કે દેવલોકનાં સુખ સાહાબી બધું જવાનું, જૂઠું, આવી સમજ હોય તે જ્ઞાની બીજા કહેવાના જ્ઞાની હોય તે કંઈ તારે નહિ. (૧૪૦)

સ્થાનક પાંચ વિચારીને, છઠ્ઠે વર્તે જેહ;
પામે સ્થાનક પાંચમું, એમાં નહિ સંદેહ. ૧૪૧

અર્થ:—પાંચે સ્થાનકને વિચારીને જે છઠ્ઠે સ્થાનકે વર્તે, એટલે તે મોક્ષના જે ઉપાયો કહ્યા છે તેમાં પ્રવર્તે તે પાંચમું સ્થાનક એટલે મોક્ષપદ, તેને પામે. (૧૪૧)

ભાવાર્થ:—હવે આત્મસિદ્ધિશાસ્ત્ર ભણીને શું કરવું? તે આ ગાથામાં કહે છે કે પ્રથમનાં પાંચ સ્થાનક વિચારીને સમજી લેવાં તેની દૃઢ શ્રદ્ધા કરવી અને છઠ્ઠે સ્થાનકે મોક્ષના ઉપાય બતાવ્યા છે તે મુજબ વર્તવું તો અવશ્ય મોક્ષ મળે. પ્રથમનાં પાંચ પદ વિચારીને શ્રદ્ધા દૃઢ કરવી અને મોક્ષના ઉપાયમાં મંડી પડવું. આટલું કરે તો મોક્ષ થાય જ. એમાં કંઈ સંદેહ નથી. ઘણા જીવો અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા છે. સાચો ઉપાય છે તેમાં પ્રવર્તે તો ઠેઠ મોક્ષે લઈ જાય. પરંતુ તેટલું બળ ન કરે તો વચ્ચે ભવ કરવા પડે. સત્પુરુષાર્થ કરે તો મોક્ષ અવશ્ય થાય. (૧૪૧)

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો! વંદન અગણિત. ૧૪૨

અર્થ:—પૂર્વપ્રારબ્ધયોગથી જેને દેહ વર્તે છે, પણ તે દેહથી

અતીત એટલે દેહાદિની કલ્પનારહિત, આત્મામય જેની દશા વર્તે છે, તે જ્ઞાનીપુરુષના ચરણકમળમાં અગણિતવાર વંદન હો ! (૧૪૨)

ભાવાર્થઃ—અહીં સ્ફુરાયમાન થયેલી જીવની અચિંત્ય અનંત સહજ શુદ્ધ સ્વાભાવિક શક્તિનું અંતરલક્ષે મૌન યશોગાન કરી, તેની સિદ્ધિ અર્થે, સતસ્વરૂપ સુખાભિલાષી મુમુક્ષુ જીવ, વર્તમાન દેહે જીવનમુક્ત દશા—છાશ ઉપર તરી આવેલા માખણના પિંડ સમાન—નાળિયેરમાં કાચલીથી છૂટા પડી ગયેલ કોપરાના ગોળા સમાન—સહજસ્વરૂપ એકત્વ અનુભવતાં એવા અદ્દભુત શિવકોટિના શિવસુખને વરેલા સહજાત્મસ્વરૂપ જિનેન્દ્ર પ્રભુને અતિ વિનમ્રભાવે નમસ્કાર કરે છે.

તે સહજસ્વરૂપ જિનેન્દ્ર પરમાત્મા ઉપરોક્ત સંક્ષેપમાં કહેલાં ષટ્સ્થાનકને સર્વાંગપણે અતિ વિસ્તૃતપણે સમ્યક્ નિર્ધારી, અવગાહી, આરાધી, જીવકોટિના શરીરાદિ મિથ્યા પરભાવને છોડી, શુદ્ધ સ્વરૂપ એકત્વનો અનુભવ કરી ઉત્તરોત્તર જિતેન્દ્રિય, જિતમોહી, ક્ષીણમોહી થઈ સદા સર્વથા સ્વરૂપ પ્રતિષ્ઠિત થઈ, અનંત, અતીન્દ્રિય આત્મિક આનંદમાં નિરંતર મગ્ન થઈ રહ્યા છે. જેમ કુંભારના ચાકને પૂર્વે મળેલી ગતિ કાર્ય પૂરું થયેલ હોવાથી માત્ર સર્વથા વિરામ પામવા અર્થે જ થઈ રહેલી છે તેમ બાહ્યાકાર દેહનું પ્રવર્તન જેમનું થઈ રહ્યું છે. પરંતુ અંતર આકારે તો આપ સદા આપરૂપે જ રહે છે; અનુપમ દેહાતીત સચ્ચિદાનંદમય સહજાત્મસ્વરૂપ (દશા) દેહગમ્ય નથી, ઇન્દ્રિયગમ્ય નથી, મનોગમ્ય નથી, બુદ્ધિગમ્ય નથી, દૃષ્ટાંતગ્રાહ્ય પણ નથી; માત્ર મહાભાગ્ય અતિ વિરલ એવા કોઈ શુદ્ધ સમ્યગ્દૃષ્ટિવંતના વચનાતીત પ્રત્યક્ષ અનુભવ અંશમાં આવે છે.

એવા એ અદ્દભુત પરમયોગીન્દ્ર પરમજ્ઞાનની પરમપુરુષના સજીવન પ્રત્યક્ષ જોગને અને તેના સજીવન સદ્દબોધને ધન્ય હો ! ધન્ય હો ! તેને જ પુનઃ પુનઃ વંદન હો ! અર્થાત્ દુર્લભ દુર્લભ એવા એ દ્વિધા યોગમાં હું અને મારારૂપ સર્વ સમર્પણ હો !

અનંત સુખસ્વરૂપના ઇચ્છક સાચા મુમુક્ષુને, આ દશા તેનો અંતિમ આદર્શ હોવાથી, તે સર્વોત્કૃષ્ટ યથાર્થ આત્મદશાને પામેલ એવા જીવનમુક્ત આત્મારામ પરિણામી, એક માત્ર વીતરાગ જ્ઞાની પુરુષ જ મોક્ષાર્થે વંદન યોગ્ય છે, વિશ્વસનીય છે, કીર્તન યોગ્ય છે, નમન યોગ્ય છે, અનુસરણ યોગ્ય છે તેથી પુષ્ટ નિમિત્તને વંદન કરે છે અર્થાત્ પ્રમાણભૂત–આધારભૂત=અવલંબન યોગ્ય એવા એ સદ્ગુરુનો આશ્રય લઈ, તેનો નિશ્ચય માન્ય કરે છે, મન વચન કાય યોગોના એકીકરણે તેને અનુસરે છે; તે યોગોને તેના બોધમાં, તેની આજ્ઞામાં પ્રવર્તાવે છે; તેના વિયોગમાં આજ્ઞાસ્વરૂપ તેના સદ્બોધને આરાધે છે, અને તેવા પ્રત્યક્ષ જોગની અંતરમાં પ્રેમપૂર્વક ભાવના રાખી ભાવવંદન કરે છે, જેથી જીવ પોતાના નિશ્ચય સુખસ્વરૂપને ઉત્તરોત્તર નિર્મળ કરી પ્રગટ કરે છે–સ્વયં સ્ફુરાયમાન થઈ આવે છે–પ્રગટ કરી બીજાંકુર વૃક્ષ ન્યાયે સદા સર્વથા સ્વસ્વરૂપે પ્રતિષ્ઠિત થાય છે.

અગણિત એવા પરભાવથી વિરામ પામવારૂપ આત્મસંયમમાં વીર્યની સ્ફુરણા અર્થે એમને અગણિત વંદન હો! અર્થાત એમના પસાયે તથારૂપ યોગની સુરતા સ્વરૂપ ઉપયોગની જાગૃતિ હો! મને જાગૃતિ હો! ઇતિ મુમુક્ષુ જીવની પૂર્ણ મંગલ પ્રાર્થના!

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

શ્રીસદ્ગુરુચરણાર્પણમસ્તુ.



સ્વર્ગીય કવિવર રૂપચંદ્રજી પાંડે કૃત

# જિનેન્દ્ર પંચ કલ્યાણક



## મંગલગીત યા પંચમંગલ

[1]પણવિવિ પંચ પરમગુરુ ગુરુ[2] જિનશાસનો,
સકલ સિદ્ધિદાતાર, સુ વિઘન વિનાસનો;
સાદર અરુ ગુરુ ગૌતમ, સુમતિ પ્રકાસનો;
મંગલકર ચઉ સંઘહિ, પાપ પણાસનો.

પાપ હિ પણાસન ગુણહિ ગરુવા, દોષ અષ્ટાદશ રહિઉ;[3]
ધરિ ધ્યાન કરમ વિનાસિ કેવલ,-જ્ઞાન અવિચલ જિન લહિઉ;
પ્રભુ પંચ કલ્યાણક-વિરાજિત સકલ સુરનર ધ્યાવહી;
ત્રૈલોકનાથ સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૧

જિન શાસનને વિષે ગુરુ, સર્વોત્કૃષ્ટ, પ્રસિદ્ધ, પરમ પૂજ્ય એવા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંત એ પાંચ પરમ ગુરુ કે જે સમસ્ત વિઘ્નોને નાશ કરનારા અને સમસ્ત સિદ્ધિઓને આપનારા છે, તેમને નમસ્કાર કરું છું. ભગવાનની વાણીરૂપ શારદા, સરસ્વતી અને શ્રીમાન્ ગૌતમ ગણધર કે જે સદ્જ્ઞાનનો પ્રકાશ કરનાર, સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘને કલ્યાણ કરનાર તથા પાપને નાશ કરનાર છે તેમને પણ નમસ્કાર કરું છું.

જે જિનેન્દ્ર ભગવાને પાપનો નાશ કર્યો છે, આત્માના અનંત જ્ઞાન દર્શન આદિ ગુણોની પ્રગટતાથી જે ગુરુ એટલે સર્વોત્કૃષ્ટ છે, (આ પંચ કલ્યાણકની ૨૧ મી ગાથામાં જણાવ્યા છે તે) અઢાર દોષથી રહિત છે, ધ્યાનની એકાગ્રતાના બળે કરી જેણે (જ્ઞાનને

૧. પ્રણમામિ-નમસ્કાર કરું છું. ૨. મહાન--મોટા. ૩. રહિત.

ઢાંકનાર) જ્ઞાનાવરણીય, (દર્શન ગુણને ઢાંકનાર) દર્શનાવરણીય, આત્માના સમ્યક્ત્વ અને ચારિત્રને વિપરિત કરનાર મોહનીય, અને (વાંછિત કાર્યમાં વિઘ્ન પહોંચાડનાર) અંતરાય એ ચાર ઘાતિયાં કર્મનો નાશ કરી જેણે અવિચળ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે પ્રભુ ગર્ભકલ્યાણક, જન્મ કલ્યાણક, દીક્ષા (તપ) કલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક અને નિર્વાણ કલ્યાણક એ પાંચ કલ્યાણકોથી આ સંસારમાં સર્વોત્તમ શોભાયુક્ત વિરાજે છે, તે પ્રભુનું સર્વ દેવો અને મનુષ્યો ધ્યાન કરે છે તે ત્રણ લોકના નાથ સહ દેવ જિનેન્દ્ર ભગવાનનાં યશોગાન ત્રૈલોક્યના સ્વામી સુરેન્દ્ર અસુરેન્દ્ર અને ચક્રવર્તી આદિ નરેન્દ્ર જગતભરમાં પ્રગટ કરે છે.

૧. ગર્ભકલ્યાણક:—

જાકે ગરભ કલ્યાણક, ધનપતિ[1] આઇયો,
[2]અવધિગ્યાન-પરવાન, સુ ઇન્દ્ર પઠાઇયો;
રચિ નવ બારહ જોજન, [3]નયરિ સુહાવની,
[4]કનકરયણમણિમંડિત, મંદિર અતિ બની.

અતિ બની પૌરિ[5] પગાર[6] પરિખા[7] સુવન ઉપવન સોહએ,
નર નારિ સુંદર ચતુરભેખ સુ, દેખ જનમન મોહએ;
તહઁ જનક ગૃહ છહ માસ પ્રથમહિ, રતનધારા બરસિયો,
પુનિ[8] રુચિકવાસિનિજનનિ સેવા, કરહિ સબવિધિ હરસિયો. ૨.

ભગવાનના ગર્ભમાં આવવા પહેલા (૬ માસ અગાઉથી) અવધિજ્ઞાનથી જાણીને ઇન્દ્રે ધનદ-કુબેરને મોકલ્યો. ધનપતિએ આવીને સુવર્ણ, રત્ન અને મણિઓથી વિભૂષિત અનેક મહેલ મંદિરોથી શોભાયમાન બાર

૧. કુબેર. ૨. અવધિજ્ઞાનથી જાણીને ૩. નગરી. ૪. રયણ=રત્ન, ૫. નગરના મોટા દરવાજા ૬. કોટ ૭. ખાઈ ૮. રુચિ કપર્વત પર રહેનારી દેવીઓ.

સ્વર્ગીય કવિવર રૂપચંદ્રજી પાંડે કૃત

# જિનેન્દ્ર પંચ કલ્યાણક



## મંગલગીત યા પંચમંગલ

[1]પણુવિવિ પંચ પરમગુરુ ગુરુ[2] જિનશાસનો,
સકલ સિદ્ધિદાતાર, સુ વિઘન વિનાસનો;
સાદર અરુ ગુરુ ગૌતમ, સુમતિ પ્રકાસનો;
મંગલકર ચઉ સંઘહિ, પાપ પણુાસનો.

પાપ હિ પણુાસન ગુણુહિ ગરુવા, દોષ અષ્ટાદશ રહિઉ;[3]
ધરિ ધ્યાન કરમ વિનાસિ કેવલ,-જ્ઞાન અવિચલ જિન લહિઉ;
પ્રભુ પંચ કલ્યાણુક-વિરાજિત સકલ સુરનર ધ્યાવહી;
ત્રૈલોકનાથ સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૧

જિન શાસનને વિષે ગુરુ, સર્વોત્કૃષ્ટ, પ્રસિદ્ધ, પરમ પૂજ્ય એવા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંત એ પાંચ પરમ ગુરુ કે જે સમસ્ત વિઘ્નોને નાશ કરનારા અને સમસ્ત સિદ્ધિઓને આપનારા છે, તેમને નમસ્કાર કરું છું. ભગવાનની વાણીરૂપ શારદા, સરસ્વતી અને શ્રીમાન્ ગૌતમ ગણુધર કે જે સદ્જ્ઞાનનો પ્રકાશ કરનાર, સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘને કલ્યાણ કરનાર તથા પાપને નાશ કરનાર છે તેમને પણ નમસ્કાર કરું છું.

જે જિનેન્દ્ર ભગવાને પાપનો નાશ કર્યો છે, આત્માના અનંત જ્ઞાન દર્શન આદિ ગુણોની પ્રગટતાથી જે ગુરુ એટલે સર્વોત્કૃષ્ટ છે, (આ પંચ કલ્યાણુકની ૨૧ મી ગાથામાં જણાવ્યા છે તે) અઢાર દોષથી રહિત છે, ધ્યાનની એકાગ્રતાના બળે કરી જેણે (જ્ઞાનને

૧. પ્રણમામિ-નમસ્કાર કરું છું. ૨. મહાન--મોટા. ૩. રહિત.

ઢાંકનાર) જ્ઞાનાવરણીય, (દર્શન ગુણને ઢાંકનાર) દર્શનાવરણીય, આત્માના સમ્યક્ત્વ અને ચારિત્રને વિપરિત કરનાર મોહનીય, અને (વાંછિત કાર્યમાં વિઘ્ન પહોંચાડનાર) અંતરાય એ ચાર ઘાતિયાં કર્મનો નાશ કરી જેણે અવિચળ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે પ્રભુ ગર્ભકલ્યાણક, જન્મ કલ્યાણક, દીક્ષા (તપ) કલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક અને નિર્વાણ કલ્યાણક એ પાંચ કલ્યાણકોથી આ સંસારમાં સર્વોત્તમ શોભાયુક્ત વિરાજે છે, તે પ્રભુનું સર્વ દેવો અને મનુષ્યો ધ્યાન કરે છે તે ત્રણ લોકના નાથ સહુ દેવ જિનેન્દ્ર ભગવાનનાં યશોગાન ત્રૈલોક્યના સ્વામી સુરેન્દ્ર અસુરેન્દ્ર અને ચક્રવર્તી આદિ નરેન્દ્ર જગતભરમાં પ્રગટ કરે છે.

૧. ગર્ભકલ્યાણક:—

જાકે ગરભ કલ્યાણક, ધનપતિ[૧] આઇયો,
[૨]અવધિગ્યાન-પરવાન, સુ ઇન્દ્ર પઠાઇયો;
રચિ નવ બારહ જોજન, [૩]નયરિ સુહાવની,
[૪]કનકરયણમણિમંડિત, મંદિર અતિ બની.

અતિ બની પૌરિ[૫] પગાર[૬] પરિખા[૭] સુવન ઉપવન સોહએ,
નર નારિ સુંદર ચતુરભેખ સુ, દેખ જનમન મોહએ;
તહઁ જનક ગૃહ છહ માસ પ્રથમહિ, રતનધારા બરસિયો,
પુનિ[૮] રુચિકવાસિનિજનનિ સેવા, કરહિ સબવિધિ હરસિયો. ૨.

ભગવાનના ગર્ભમાં આવવા પહેલા (૬ માસ અગાઉથી) અવધિજ્ઞાનથી જાણીને ઇન્દ્રે ધનદ-કુબેરને મોકલ્યો. ધનપતિએ આવીને સુવર્ણ, રત્ન અને મણિઓથી વિભૂષિત અનેક મહેલ મંદિરોથી શોભાયમાન બાર

૧. કુબેર. ૨. અવધિજ્ઞાનથી જાણીને ૩. નગરી. ૪. રયણ=રત્ન; ૫. નગરના મોટા દરવાજા ૬. કોટ ૭. ખાઈ ૮. રૂચિકપર્વત પર રહેનારી દેવીઓ.

યોજન લાંબી, નવ યોજન પહોળી, અત્યંત સુંદર નગરીની રચના કરી, કે જે નગરી દરવાજા, કોટ, ખાઈ, બાગબગીચા આદિથી સુશોભિત બની. એ નગરીમાં વસનારા સુંદર ચતુર નરનારીઓના વેષને દેખીને મનુષ્યોનાં મન મોહિત થતાં હતાં.

તે નગરીમાં તીર્થંકરના પિતાના મહેલ પર ગર્ભમાં ભગવાનના આવતા પહેલાં ૭ માસથી (પંદર માસ સુધી ચાલુ) રત્નોની વર્ષા કુબેર કરતો રહ્યો. ભગવાન ગર્ભમાં આવ્યા ત્યારથી રૂચિક પર્વત પર રહેનારી દેવીઓએ સર્વ પ્રકારે હર્ષિત થઈને જિનમાતાની સેવા કરી.

[1]સુરકુંજરસમ કુંજર [2]ધવલ [3]ધુરંધરો,
કેસરિ [4]કેસર શોભિત નખસિખ સુંદરો;
કમલા કલસ-ન્હવન, [5]દુઈ દામ સુહાવની,
રવિ સસિમંડલ મધુર, [6]મીનજુગ પાવની.

પાવની કનકઘટ જુગમપૂરન, [7]કમલકલિત સરોવરો,
[8]કલ્લોલમાલાકુલિત સાગર, સિંહપીઠ[9] મનોહરો;
રમણિક અમરવિમાન ફણપતિ-ભવન[10] ભુવિ છવિ છાજએ;
રૂચિ રતનરાસિ દિપંત દહન સુ, તેજ પુંજ વિરાજએ. ૩.

જિન ભગવાનની માતાને આ સોળ સ્વપ્ન આવ્યાં:—૧ ઐરાવત હાથી જેવો હાથી, ૨ શ્વેત બળદ, ૩ કેશવાળીથી શોભિત, નખથી શિખ (શીર્ષ) પર્યંત સર્વાંગ સુંદર સિંહ. ૪ કલશોથી સ્નાન કરતી લક્ષ્મીદેવી, ૫ પુષ્પની બે સુંદર માળા, ૬ સુંદર સૂર્યમંડળ, ૭ મનોહર ચંદ્રમંડળ, ૮ બે પવિત્ર માછલી ૯ પવિત્ર જલથી ભરેલા

---

૧. ઐરાવત હાથી જેવો હાથી, ૨. સફેદ. ૩. બળદ. ૪. કેશવાળીથી શોભિત સિંહ. ૫. બે માળા. ૬. બે માછલી, ૭. કમલો સહિત. ૮. લહેરોથી ઉછળતો, ૯. સિંહાસન. ૧૦, પાઠાંતર 'રવિ.'

બે સુવર્ણ કલશ, ૧૦ કમલોથી શોભિત સરોવર, ૧૧ તરંગોના સમૂહથી ઊછળતો સમુદ્ર, ૧૨ મનોહર સિંહાસન. ૧૩ સુંદર દેવવિમાન, ૧૪ ઊગતા સૂર્ય સમાન જમીનમાંથી નીકળતું સુંદર ધરણેન્દ્રનું ભવન (મહેલ) ૧૫ સુંદર રત્નોની રાશિ (ઢગલો), ૧૬ પ્રકાશમય બળતી અગ્નિશિખા.

યે સખિ સોરહ સુપને, સૂતી સયનહીં,
દેખે માય મનોહર, પશ્ચિમ રયનહીં;
ઊઠિ પ્રભાત પિય પૂછિયો, અવધિ પ્રકાસિયો,
ત્રિભુવન પતિ સુત હોસી, ફલ તિહુઁ ભાસિયો.

ભાસિયો ફલ તિહિં ચિંતિ દંપતિ, પરમ આનંદિત ભયે,
છહ માસપરિ નવ માસ પૂનિ તહઁ રયન દિન સુખસૌં ગયે;
ગર્ભાવતાર મહંત મહિમા, સુનત સબ સુખ પાવહીં;
ભણિ 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૪

આ પ્રકારે ભગવાનની માતાએ રાત્રિના પાછલા પહોરમાં ઉપર લખેલાં સુંદર સોળ સ્વપ્ન જોયાં અને પ્રભાત સમયે પતિની પાસે જઈને તે સ્વપ્નનું ફળ પૂછ્યું. પતિએ અવધિ જ્ઞાનથી જાણીને સર્વ સ્વપ્નનો જુદો જુદો અર્થ સમજાવીને સર્વનો સારાંશ કહ્યો કે, 'તમારે ત્રણ લોકના સ્વામી તીર્થંકર પુત્ર થશે.'

આ પ્રમાણે સ્વપ્નોનું ફલ સાંભળીને તથા વિચારીને ભગવાનનાં માતાપિતા બંને પરમ આનંદિત થયાં તથા ગર્ભમાં આવવા પહેલાંના ૭ માસની માફક (રત્નવર્ષાદિ ઉત્સવોથી) નવ મહિના પણ રાત્રિ-દિવસ ઘણા આનંદથી વ્યતિત થઈ ગયા. આ ગર્ભકલ્યાણક મહોત્સવનો મહાન મહિમા સાંભળીને સૌ કોઈ સુખ પામે છે. રૂપચંદ્ર કવિ કહે છે કે આખું જગત્ સત્દેવ એવા જિનેશ્વર ભગવાનના ગર્ભકલ્યાણકનાં ગાન કરે છે.

૨ જન્મકલ્યાણુક:—

મતિ-સુત[1]-અવધિવિરાજિત જિન જબ જનમિયો,
તિહૂંલોક ભયો છોભિત, સુરગન ભરમિયો;
કલ્પવાસિઘર ઘંટ, [2]અનાહદ બજિજયા,
જોતિસિ-ઘર [3]હરિનાદ, સહજ ગલગજિજયા.

ગજિજયા સહજ હિ સંખ ભાવન-ભુવન[4] સબદ સુહાવને,
વિંતરનિલય પટુ પટહ બજજહિં, કહત મહિમા કયોં બને;
કંપિત સુરાસન અવધિબલ જિન-જનમ નિહચૈ જાનિયો,
[5]ધનરાજ તબ ગજરાજ માયા-મયી નિરમયો[6] આનિયો. ૫.

મતિ શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન સહિત ભગવાનનો જ્યારે જન્મ થયો ત્યારે ત્રણે લોકમાં આનંદ કોલાહલ થવા લાગ્યો; કલ્પ-વાસી (ઊર્ધ્વ વિમાનોમાં રહેનારા) દેવોના ઘર પર તો આપોઆપ ઘંટ વાગવા લાગ્યા; સૂર્ય, ચંદ્ર, આદિ જ્યોતિષી દેવોના ઘર પર આપોઆપ સિંહનાદ થવા લાગ્યા, ભવનવાસી દેવોના ઘર પર શંખ વાગવા લાગ્યા, વ્યંતર દેવોના ઘર પર સારાં ઢોલ વાગવા માંડયાં. સર્વ દેવોનાં આસન કંપવા લાગ્યાં. દેવ સમૂહ આશ્ચર્યચકિત થયો. આ શું મહિમા બન્યો ? એમ પરસ્પર કહેવા લાગ્યા, અથવા તીર્થંકરના જન્મ પ્રસંગે થતો મહિમા કેવી રીતે વર્ણવી શકું ? થોડીવારમાં અવધિજ્ઞાનથી સર્વેએ જાણ્યું કે જિન ભગવાનનો જન્મ થયો છે. એટલે ધનપતિ કુબેર ઈન્દ્રની આજ્ઞાથી માયામયી ઐરાવત હાથી બનાવીને લાવ્યો.

---

૧. શ્રુતજ્ઞાન, ૨. અનાહત-વગાડયા વગર આપોઆપ, ૩. સિંહનાદ. ૪. ભવનવાસી દેવોના ઘર પર, ૫. કુબેર, ૬. બનાવીને.

જોજન લાખ ગયંદ, [૧]વદન-સૌ નિરમએ
વદન વદન વસુ દંત, દંત સર [૨]સંઠએ
સર સર [૩]સૌ-પનવીસ, [૪]કમલિની છાજહીં.
કમલિની કમલિની કમલ પચીસ વિરાજહીં.

રાજ હિ કમલિનિ કમલ [૫]ઠોતર-સો મનોહર દલ બને,
[૬]દલ-દલહિં અપછર નટંઈ નવરસ,[૭] હાવભાવ સુહાવને;
મણિ કનકકિંકણી વર વિચિત્ર, સુ અમર મંડપ સોહએ,
ગર ઘંટ ચૌંવર ધુજા પતાકા, દેખિ ત્રિભુવન મોહએ. ૬

આ ઐરાવત હાથીનો વિસ્તાર એક લાખ યોજનનો હતો. તેને સો મુખ બનાવ્યાં હતાં. દરેક મુખે આઠ આઠ દાંત, દરેક દાંત ઉપર એક એક તળાવ, પ્રત્યેક તળાવમાં એકસો પચીસ કમલોની વેલો, દરેક વેલ ઉપર પચીસ પચીસ કમલ, દરેક કમલમાં એકસો આઠ એકસો આઠ (દલ)પાન હતાં. તે દરેક પાન ઉપર એક એક અપ્સરા સુંદર હાવભાવો સહિત નવરસ યુક્ત નૃત્ય કરતી હતી. તે હાથી ઉપર એક સુંદર દેવમંડપ અર્થાત્ હોદ્દો (અંબાડી) હતો. તેમાં વિવિધ પ્રકારની ઉત્તમ રત્નજડિત સુવર્ણની ઘંટડીઓ લટકતી હતી. તે હાથીના ગળામાં ઘંટ બાંધ્યો હતો. તથા ચમર ધ્વજા પતાકા આદિ દેખીને ત્રણ લોક મોહિત થતા હતા.

તિહિં [૮]કરિ [૯]હરિ ચઢિ આયઉ, [૧૦]સુરપરિવારિયો,
પુરહિ પ્રદચ્છન દે ત્રય, જિન જયકારિયો;
ગુપ્ત જાય [૧૧]જિન-જનનિહિં સુખનિદ્રા રચી,
માયામઈ સિસુ રાખી તૌ, જિન આન્યોં સચી.

---

૧. એકસો મુખ. ૨. બનાવ્યું. ૩. એકસો પચીસ. ૪. કમળની વેલો. ૫. એકસો ને આઠ. ૬. પાન પાન ઉપર ૭. શૃંગાર, વીર, કરુણા હાસ્ય; રૌદ્ર, બીભત્સ, ભયાનક, અદ્ભુત, શાન્ત, એ નવરસ. ૮. હાથી. ૯. ઇન્દ્ર. ૧૦. દેવ પરિવાર સહિત, ભગવાનની માતાને.

આન્યો સચી જિનરૂપ નિરખત, નયન ત્રિપતિ ન હૂજિયે,
તબ પરમ હરષિત હૃદય હરિને સહસ લોચન કીનયે,
પુનિ કરિ પ્રણામ જુ પ્રથમ ઈન્દ્ર ઉછંગ ધરિ પ્રભુ લીનઉ,
ઈસાન ઈન્દ્ર સુ ચંદ્રછવિ સિર, છત્ર પ્રભુકે દીનઉ. ૭

પ્રથમ સ્વર્ગ (સુધર્મદેવલોક) નો ઈન્દ્ર ઐરાવત હાથી ઉપર ચઢીને સમસ્ત દેવોના પરિવાર સહિત આવ્યો. અને તેણે જિન ભગવાનનો જય જયકાર કરતાં કરતાં નગરીની ત્રણ પ્રદક્ષિણા કરી. ત્યાર પછી પ્રથમ સ્વર્ગની ઇંદ્રાણી ચૂપચાપ પ્રસુતિગૃહમાં જઈને જિનમાતાને સુખની નિદ્રામાં સુવાડીને પાસે એક માયામયી બાળક રાખીને ભગવાનને ઉઠાવી લાવી. તે સમયે ઈન્દ્ર ઈન્દ્રરાણીએ લાવેલા ભગવાનનું રૂપ નિરખવા લાગ્યો. ભગવાનનું અનુપમ રૂપ જોતાં ઈન્દ્રનાં નયન તૃપ્ત ન થયાં ત્યારે હૃદયમાં પરમ હર્ષિત થઈને તેણે પોતાનાં હજાર નેત્ર બનાવ્યાં અને ભગવાનનાં રૂપામૃતનું ધરાઇને પાન કર્યું. ત્યાર પછી તેણે પ્રણામ કરીને ભગવાનને પોતાના ખોળામાં લઈ લીધા અને બીજા દેવલોકના સ્વામી ઈશાન ઈંદ્રે તે પ્રભુના ઉપર ચંદ્રની કાંતિ જેવું શ્વેત છત્ર ધરી દીધું.

સનતકુમાર મહેન્દ્ર ચમર દુઈ ઢારહીં,
સેસ શક્ર જયકાર, સબદ્દ ઉચ્ચારહી;
ઉચ્છવસહિત ચતુરવિધ, સુર હરખિત ભયે,
જોજન સહસ નિન્યાનવૈ, ગગન ઉલઁઘિ ગયે.

લઁઘિ ગયે [1]સુરગિરિ જહાં પાંડુક–વન વિચિત્ર વિરાજહીં,
પાંડુક શિલા તહઁ અર્ધચંદ્રસમાન મણિ છવિ છાજહીં,

---

૧. સુરગિરિ=મેરુ પર્વત. એક લાખ યોજન ઊંચો છે તેમાંથી એક હજાર યોજન જમીનની અંદર છે અને નવ્વાણું હજાર યોજન ઊંચો જમીનની બહાર છે. તેના ઉપર પાંડુક વન છે. આ પાંડુક વનમાં પાંડુકશિલા છે, જેના ઉપર ભગવાનનો અભિષેક થાય છે.

જોજન પચાસ વિસાલ [1]દુગુણાયામ વસુ ઊંચી ગની,
વર અષ્ટ મંગલ કનક કલસની, સિંહપીઠ સુહાવની. ૮

તે સમયે ત્રીજા સ્વર્ગના ઈન્દ્ર સનત્કુમાર તથા ચોથા સ્વર્ગના ઈન્દ્ર મહેન્દ્ર એ બે ઈન્દ્રો પ્રભુના ઉપર ચમર ઢાળતા હતા તથા બાકીના ઈન્દ્ર 'જય જય' શબ્દ કરતા સાથે ચાલતા હતા. ચારે પ્રકારના (ભવનવાસી, વ્યન્તર, જ્યોતિષી, ને કલ્પવાસી) દેવોમાં (ઓચ્છવ) ઉત્સવપૂર્વક અત્યંત આનંદ પ્રસરી રહ્યો હતો. આ સર્વ દેવોના સમૂહ આકાશમાં ચાલતાં નવ્વાણું હજાર યોજન ઊંચે ચઢી ગયા, અને મેરુ પર્વત ઉપર જ્યાં પાંડુક નામે મનોહર વન છે તથા તે પાંડુકવનમાં અર્ધચંદ્ર સમાન મણિમય કાંતિને ધારણ કરનાર પાંડુકશિલા છે ત્યાં આવ્યા, આ પાંડુકશિલા પચાસ યોજન પહોળી, સો યોજન લાંબી અને આઠ યોજન ઊંચી છે, તથા સુંદર સિંહાસન સોનાના કળશ અને ઝારી, પંખા, કળશ, ધ્વજા, ચમર, સ્વસ્તિક, છત્ર, દર્પણ એ આઠ મંગલ દ્રવ્યોથી શોભાયમાન છે.

રચિ મણિમંડપ સોભિત મધ્ય સિંહાસનો,
થાપ્યો પૂરવ મુખ તહાઁ; પ્રભુ કમલાસનો;
બાજહિ તાલ મૃદંગ વેણુ વીણા ઘને,

[2]દુંદુભિ પ્રમુખ મધુર ધુનિ, ઔર જુ બાજને.
બાજને બાજહિ સચી સબ મિલિ, ધવલ મંગલ ગાવહીં,
પુનિ કરહિ નૃત્ય સુરાંગના સબ, દેવ કૌતુક ધાવહીં;
ભરિ છીરસાગર જલ જુ હાથહિં, હાથ સુરગિરિ લ્યાવહીં,
સૌધર્મ અરુ ઈસાનઈંદ્ર સુ, કલસ લે પ્રભુ ન્હાવહીં. ૯

---

૧. બે ઘણી લાંબી. ૨. નગારું, નોબત, ભેરી.

તે પાંડુકશિલા ઉપર સુંદર મણિમય મંડપ બનાવીને તેની બરાબર મધ્યમાં સિંહાસન રાખીને તેના ઉપરના કમલાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખીને ભગવાનને બિરાજમાન કર્યા. તે વખતે તાલ ( કરતાલ, કાંસી જોડ ), મૃદંગ, વેણુ (વાંસળી), વીણા, નોબત વગેરે બીજાં પણ અનેક મીઠાં અવાજવાળાં વાજિંત્ર (વાજાં) વાગવા લાગ્યાં. સર્વ ઈન્દ્રાણી સાથે મળીને પવિત્ર મંગલ ગીત ગાવા લાગી. સર્વ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. દેવો વિવિધ પ્રકારનાં કૌતુક, તમાસા કરવા લાગ્યા, તથા ભગવાનના અભિષેક ( સ્નાન ) માટે ક્ષીર-સમુદ્રમાંથી ( એક હારમાં ઊભા રહી ) જલકલશ ભરી ભરીને હાથોહાથ સુમેરુ પર્વત સુધી લાવવા લાગ્યા, સૌધર્મ અને ઈશાન ઈન્દ્ર તે કલશોને લઈ લઈને ભગવાનને અભિષેક કરવા લાગ્યા.

વદન ઉદર–અવગાહ, કલસગત જાનિએ,
એક ચાર વસુ જોજન, માન પ્રમાનિએ;
સહસ–અઠોતર કલસા, પ્રભુકે સિર ઢરે,
પુનિ સિંગાર પ્રમુખ આચાર સબૈ કરે.

કરિ પ્રગટ પ્રભુ મહિમા મહોચ્છવ, આનિ પુનિ માતહિં દએ,
ધનપતિહિ સેવા રાખિ સુરપતિ, આપ સુરલોકહિ ગએ;
જનમાભિષેક મહંત મહિમા સુનંત સબસુખ પાવહીં,
જન ‘રૂપચંદ’ સુદેવ જિનવર જગત મંગલ ગાવહીં. ૧૦

તે કલશોના મુખની ગોળાઈ એક યોજન, પેટ અર્થાત્ મધ્યમાં પહોળાઈ ચાર યોજન અને ( ગહરાઈ ) ઊંચાઈ ( ઊંડાઈ ) આઠ યોજ-નની હતી, આવડા મોટા એક હજાર ને આઠ કલશ ભગવાનના શિર ઉપર ઢોળ્યા, અર્થાત્ સ્નાન કરાવ્યું. ત્યાર બાદ શૃંગારાદિ ક્રિયા કરી અર્થાત્ વસ્ત્રાભૂષણ વગેરે પહેરાવ્યાં. આ પ્રમાણે ઈન્દ્રે ભગવાનનો મહિમા પ્રગટ કરીને અને મહાન ઉત્સવ કરીને ભગવાનને લાવીને

તેમની માતાને સોંપ્યા. તથા કુબેરને તેમની સેવા માટે રાખીને પોતે સ્વર્ગલોકમાં ગયો. આવા આ જન્માભિષેકનો મહાન મહિમા સાંભળીને સર્વ સુખ પામે છે. કવિ રૂપચંદ્રજી કહે છે કે આખું જગત જિનદેવનાં મંગળ ગાન કરે છે.

૩. તપકલ્યાણક :—

શ્રમ-જલ[1]રહિત શરીર, સદા સબ મલરહિઉ,[2]
છીર-વરન વર રુધિર, પ્રથમ આકૃતિ લહિઉ;
પ્રથમ સારસંહનન, સરૂપ વિરાજહીં,
સહજ સુગંધ સુલચ્છન-મંડિત છાજહીં.

છાજહિ અતુલ બલ પરમ પ્રિય હિત, મધુર વચન સુહાવને,
દસ સહજ અતિશય સુભગ મૂરતિ, બાલલિલ કહાવને;
આબાલ કાલ ત્રિલોકપતિ મન, રુચિત ઉચિત જુનિત નએ,
અમરોપનીત પુનીત અનુપમ, સકલ ભોગ વિભોગએ. ૧૧

ભગવાનનું શરીર ૧. પરસેવા રહિત હતું, ૨. મળમૂત્ર રહિત હતું, ૩. લોહી દૂધ જેવું સફેદ હતું. ૪. સમચતુરસ્ર સંસ્થાન હતું, ૫. વજ્ર વૃષભનારાચ સંહનન હતું. ૬. સુંદર રૂપ હતું, ૭, સુગંધમય શરીર હતું. ૮. એક હજાર ને આઠ સુલક્ષણો સહિત હતું. ૯. તેમનું અતુલ બલ હતું. ૧૦. તે હિતકારી પ્રિય અને મધુર વચન બોલતા હતા. સુભગ (સુંદર) મૂર્તિવાળા ભગવાનની બાળલીલાના વખતના આ દશ સહજ અતિશય કહેવાયા અર્થાત્ ભગવાનમાં જન્મથી આ દશ અચરજકારી વાતો તેમના પૂર્વ પુણ્યથી ઉત્પન્ન થઈ ગઈ હતી. ત્રિલોકપતિ ભગવાન બાળપણથી મનને પ્યારા લાગે તેવા, યોગ્ય, નિત્ય નવા નવા, દેવો દ્વારા પ્રાપ્ત થયેલા, પવિત્ર અને ઉપમા રહિત સર્વ ભોગ ભોગવવા લાગ્યા,

---

૧. પરસેવો. ૨. સર્વ પ્રકારના મલથી રહિત.

ભવતન-ભોગ-વિરત્ત, કદાચિત ચિતએ,
ધન જોબન પિય પુત્ત, કલત્ત અનિત્ત એ;
કોઉ ન સરન મરન દિન દુઃખ ચહુઁ ગતિ ભર્યો,
સુખદુઃખ એક હિ ભોગત, જિય વિધિવસ પર્યો.

પર્યો વિધિવસ આન ચેતન, આન જડ જુ કલેવરો,
તન અસુચિ પરતે હોય આસ્રવ, પરિહરેતેં સંવરો;
નિરજરા તપ બલ હોય, સમકિત,-વિન સદા ત્રિભુવન ભ્રમ્યો,
દુર્લભ વિવેક વિના ન કબહૂ. પરમ ધરમવિષૈ રમ્યો. ૧૨

ત્યાર પછી કોઈ સમયે ભગવાન સંસાર શરીર અને ભોગથી વિરક્ત (વૈરાગ્યયુક્ત) થઈ (બાર ભાવનાનો) વિચાર કરવા લાગ્યા કે, ૧. અનિત્ય ભાવનાઃ—ધન, યૌવન, પ્રિય પુત્ર, અને પત્ની એ સૌ અનિત્ય નાશવંત છે. ૨. અશરણ ભાવનાઃ—સંસારમાં મરણ આદિ દુઃખના પ્રસંગોમાં જીવને કોઈ શરણ રાખનાર નથી. ૩. સંસાર ભાવનાઃ—સંસારની નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારેય ગતિમાં દુઃખ દુઃખ અને દુઃખ જ ભર્યું છે. ૪, એકત્વ ભાવના :—કર્મને આધીન પોતાનાં કરેલાં કર્મનું ફળ સુખ કે દુઃખ આ જીવ એકલો જ ભોગવે છે. ૫. અન્યત્વભાવનાઃ—કર્મને આધીન, ચૈતન્યમય મારો આત્મા જડમય શરીરથી અન્ય જુદો છે. ૬. અશુચિ ભાવના :—આ શરીર મલ મૂત્ર લોહી પરૂ આદિ અશુચિ પદાર્થોથી ભરેલું મહા અપવિત્ર છે. ૭. આસ્રવ ભાવનાઃ—પર અર્થાત્ પુદ્ગલાદિ પર પદાર્થો ઉપર રાગદ્વેષ આદિ કરવાથી કર્મોનું આવવું (તે આસ્રવ) થાય છે. ૮. સંવર ભાવનાઃ—પર પદાર્થો ઉપરના રાગદ્વેષ ત્યાગવાથી સંવર થાય છે. ૯. નિર્જરા ભાવનાઃ—તપના બળથી કર્મોનું અંશે ખરી જવું થાય તે નિર્જરા છે. ૧૦ લોક ભાવનાઃ—સમ્યક્ત્વ (આત્મજ્ઞાન) વિના આ જીવ ત્રણ લોકમાં ભ્રમણ કરી રહ્યો છે તે લોક ભાવના. ૧૧ બોધિ-

૧. કર્મને વશ.

દુર્લભભાવનાઃ-ગ્રહણ કરવા યોગ્ય ( ઉપાદેય ), જાણવા યોગ્ય ( જ્ઞેય ), અને ત્યાગવા યોગ્ય ( હેય ) એ સર્વને યથાર્થ જાણી ગ્રહણ કરવા યોગ્ય એક નિજ શુદ્ધ સહજ આત્મસ્વરૂપને ગ્રહણ કરે અને પરભાવ, પર દ્રવ્યરૂપ સકલ કર્મ મળને તજવા યોગ્ય જાણી તજી દે તે અત્યંત દુર્લભ વિવેકજ્ઞાન. તે વિવેકજ્ઞાન વિના રત્નત્રયની પ્રાપ્તિ દુર્લભ છે. એવી ચિંતવના તે બોધિદુર્લભ ભાવના. ૧૨. ધર્મદુર્લભ ભાવનાઃ— આ જીવે આત્મિક તત્ત્વરૂપ પરમ ધર્મમાં કદી રમણતા કરી નથી એવી ચિંતવના તે ધર્મદુર્લભ ભાવના.

યે પ્રભુ બારહ પાવન ભાવન ભાઈયા,
[1]લૌકાંતિક વર દેવ નિયોગી આઈયા;
કુસુમાંજલિ દે ચરન-કમલ સિર નાઈયો,
સ્વયંબુદ્ધ પ્રભુ થુતિ કરી, તિન સમુઝાઈયો:

સમુઝાય પ્રભુકો ગયે નિજપદ, પુનિ મહોચ્છવ હરિ કિયો,
[2]રુચિ રુચિર ચિત્ર વિચિત્ર સિબિકા, કર [3]સુનંદનબન લિયો;
તહઁ પંચ મૂઠી લોચ કીનો, પ્રથમ સિદ્ધની નુતી કરીઃ
મંડિય મહાવ્રત પંચ દુદ્ધર, સકલ પરિગહ પરિહરી. ૧૩

આ પ્રકારે જ્યારે ભગવાને પવિત્ર બાર ભાવનાઓનું ચિંતવન કર્યું ત્યારે પાંચમા સ્વર્ગના ઉત્તમ લોકાંતિક દેવો વૈરાગ્યની પુષ્ટિ માટે આવ્યા અને ભગવાનનાં ચરણકમળમાં પુષ્પાંજલિ મૂકીને તેમણે પોતાનું મસ્તક નમાવ્યું. જો કે ભગવાન પોતે સ્વયંબુદ્ધ એટલે જ્ઞાની હતા તો પણ અનાદિકાળના નિયમ પ્રમાણે તે દેવોએ ભગવાનની સ્તુતિ કરીને વૈરાગ્યનું અનુમોદન કર્યું, ત્યાર પછી તે લૌકાંતિક દેવો તો સમજાવીને પોતાના સ્થાને ચાલ્યા ગયા, અને ઈન્દ્ર તપ કલ્યા-

---

૧. પાંચમા સ્વર્ગના આજન્મ બ્રહ્મચારી દેવો કે જે એક ભવાવતારી હોય છે. ૨. પોતાની રુચિને પ્રિય. ૩. અતિ આનંદદાયક વન.

ણુકનો મહાન ભારી મહોત્સવ કર્યો. અતિ ચિત્ર વિચિત્ર મનોહર પાલખી બનાવીને ભગવાનને તેમાં બિરાજમાન કરીને તે મનોહર વનમાં લઈ ગયા ત્યાં ભગવાને પ્રથમ સિદ્ધોને નમસ્કાર કરીને પાંચ મુષ્ઠિઓ વડે પોતાના મસ્તક, દાઢી અને મૂછના કેશનો લોચ કર્યો તથા સમસ્ત પરિગ્રહને છોડીને મહા પુરુષોએ ધારણ કરવા યોગ્ય દુર્દ્ધર કઠિન પાંચ મહાવ્રતને ધારણ કર્યાં.

મણીમય ભાજન કેશ, પરિઠ્ઠિય સુરપતિ,
છીર-સમુદ્ર જલ ખિપકરી, ગયો અમરાવતી;
તપ સંજમબલ પ્રભુકો, મનપરજય ભયો,
મૌનસહિત તપ કરત, કાલ કછુ તહઁ ગયો.

ગયો કછુ તહઁકાલ તપબલ, રિદ્ધિ વસુ વિધિ સિદ્ધિયા,
જસુ ધર્મધ્યાન બલેન ખયગય, સપ્ત પ્રકૃતિ પ્રસિદ્ધિયા,
ખિપિ સાતયેં ગુણ જતન વિન તહઁ, તીન પ્રકૃતિ જુ બુધિ બઢિઉ,
કરિ કરણ તીન પ્રથમ સુકલ બલ, ખિપકસેની પ્રભુ ચઢિઉ. ૧૪

ઈન્દ્રે રત્નમય પેટીમાં ભગવાનના કેશ મૂકીને, તેને પાંચમા ક્ષીર સમુદ્રમાં પધરાવીને પોતે પોતાની સ્વર્ગપુરીમાં ચાલ્યો ગયો. પછી ભગવાનને તપ અને સંયમના પ્રભાવથી (બીજાના મનમાં સ્થિત પદાર્થને જાણવા તેરૂપ) મનઃપર્યયજ્ઞાન પ્રગટ થયું. ત્યાં મૌન સહિત તપ કરતાં કંઈક સમય વ્યતીત થયો ત્યારે તપના પ્રભાવથી આઠ પ્રકારની [1]રિદ્ધઓ સિદ્ધ થઈ, અને ધર્મ ધ્યાનના

---

૧. આઠ રિદ્ધિઓ :- (૧) બુદ્ધિ ઋદ્ધ (જ્ઞાન ઋદ્ધિ), (૨) ચારણક્રિયા ઋદ્ધિ (જ્યાં ચાહે ત્યાં ગમન કરવાની શક્તિ) (૩) વિક્રિયા ઋદ્ધિ (શરીરનાં નાના પ્રકારનાં રૂપ બનાવી લેવાં તે). (૪) તપ ઋદ્ધિ (જેથી કઠિન તપ કરી શકાય તે), (૫) બલ ઋદ્ધિ (જેના વડે મન વચન કાયાનું બળ મનમાન્યું કરી શકાય), (૬) ઔષધિ ઋદ્ધિ (જેનો પરસેવો અથવા

બળથી સાત [1]પ્રકૃતિઓ નષ્ટ થઈ ગઈ. ત્યાર પછી અપ્રમત્ત વિરત નામના સાતમા ગુણસ્થાનકે વિના પ્રયત્ને [2]ત્રણ પ્રકૃતિઓ નષ્ટ થઈને રત્નત્રયની વૃદ્ધિ થઈ ત્યાર પછી ભગવાને અધઃકરણ અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ ત્રણ કરણ (પરિણામ) કરીને પૃથક્ત્વ વિતર્ક વિચાર નામના પ્રથમ શુક્લ ધ્યાનના બળથી ( કર્મને ક્ષય કરનાર પરિણામની પરંપરારૂપ ) ક્ષપકશ્રેણી માંડી.

પ્રકૃતિ છતીસ નવેં-ગુણ, થાન વિનાસિયા,
દસવેં સૂચ્છમ લોભ, પ્રકૃતિ તહઁ નાસિયા;
શુકલ ધ્યાન પદ દૂજો, પુનિ પ્રભુ પૂરિયો,
બારહવેં ગુણ સોરહ, પ્રકૃતિ જુ ચૂરિયો.

ચૂરિયો ત્રેસઠ પ્રકૃતિ ઈહવિધ-ઘાતિયા કરમનિતની,
તપ કિયો ધ્યાન પ્રયંત બારહ-વિધ ત્રિલોક સિરોમની;
નિઃક્રમણ કલ્યાણક સુમહિમા; સુનત સબ સુખ પાવહીં,
ભણિ 'રૂપચંદ' સુદેવ જિનવર જગત મંગલ ગાવહીં. ૧૫

ભગવાને નવમે અનિવૃત્તિકરણ ગુણ સ્થાનકે છત્રીસ[3] પ્રકૃતિઓનો નાશ કર્યો અને દશમે ગુણસ્થાનકે સૂક્ષ્મ લોભ પ્રકૃતિનો

---

શરીરની હવા સ્પર્શવાથી લોકોના રોગ દૂર થઈ જાય તે), (૭) રસઋદ્ધિ (જેના બળથી લૂખું સૂકું ભોજન પણ રસમય અને પૌષ્ટિક થઈ જાય.), (૮) અક્ષીણ મહાન ઋદ્ધિ ( જેના પ્રભાવથી ભોજન સામગ્રી અથવા સ્થાન વધી જાય.)

૧૦ સાત પ્રકૃતિ :—અનંતાનુબંધી, જેના કારણથી અનંત સંસારનો બંધ થાય તે, (૧) ક્રોધ, (૨) માન, (૩) માયા, (૪) લોભ, (૫) મિથ્યાત્વ મોહનીય (વિપરીત તત્ત્વશ્રદ્ધા ), (૬) મિશ્ર મોહનીય, (૭) સમકિત મોહનીય.

૨. નરક આયુ, તિર્યંચ આયુ અને દેવ આયુ.

૩. છત્રીસ પ્રકૃતિઓ:—(૧) નિદ્રા નિદ્રા (૨) પ્રચલા પ્રચલા (૩) સ્ત્યાનગૃદ્ધિ, (૪) નરકગતિ, (૫) તિર્યંચગતિ (૬) એકેન્દ્રી (૭) દ્વીન્દ્રી (૮) ત્રેન્દ્રી

નાશ કર્યો, ત્યાર પછી શુક્લ ધ્યાનનો બીજો પાયો એકત્વવિતર્ક વિચાર ધ્યાનનો પ્રારંભ કર્યો. અને બારમા ક્ષીણમોહગુણસ્થાનકના અંતે સોલ પ્રકૃતિઓનો નાશ કર્યો; આ પ્રમાણે જિનેન્દ્ર ભગવાને ઘાતિયા કર્મોના ૬૩ પ્રકૃતિઓનો નાશ કર્યો અને બાર પ્રકારે તપશ્ચર્યા કરી. આ તપ કલ્યાણકનો મહિમા સાંભળીને સર્વ કોઈ સુખ પામે છે. રૂપચંદ કવિ કહે છે કે આખું જગત ભગવાનના તપ કલ્યાણકનાં યશોગાન કરે છે.

૩. જ્ઞાનકલ્યાણક :—

તેરહવેં ગુણ થાન, સયોગી જિનેસુરો,
અનન્ત ચતુષ્ટય મંડિત ભયો પરમેસુરો;
સમવસરન તબ ધનપતિ બહુવિધ નિરમયો
આગમ જુગતિ પ્રમાણ ગગનતલ પરિઠયો.

પરિઠયો ચિત્રવિચિત્ર મણિમય સભામંડપ સોહએ,
તિહિ મધ્ય બારહ બને કોઠે, બનક સુરનર મોહએ;

(૯) ચતુરેન્દ્રી (૧૦) નરકગત્યાનુપૂર્વી, (૧૧) તિર્યંચ ગત્યાનુપૂર્વી, (૧૨) આતપ (૧૩) ઉદ્યોત ~~(૧૪) સ્થાવર~~ (૧૫) સૂક્ષ્મ (૧૬) સાધારણ (૧૭) અપ્રત્યાખ્યાન ક્રોધ (૧૮) પ્ર૦ માન, (૧૯) પ્ર૦ માયા, (૨૦) અ૦ લોભ, (૨૧) પ્રત્યાખ્યાન ક્રોધ, (૨૨) પ્ર૦ માન, (૨૩) પ્ર૦ માયા, [૨૪] પ્ર૦ લોભ [૨૫] નપુંસક વેદ, [૨૬] સ્ત્રીવેદ, [૨૭] હાસ્ય, [૨૮] રતિ, [૨૯] અરતિ, [૩૦] શોક, [૩૧] ભય, [૩૨] જુગુપ્સા, [૩૩] પુરુષવેદ, [૩૪] સંજ્વલન ક્રોધ, [૩૫] સં૦ માન [૩૬] સં૦માડા.

સોળ પ્રકૃતિ :—[૧] નિદ્રા [૨] પ્રચલા [૩] મતિજ્ઞાનાવરણ [૪] શ્રુત જ્ઞાનાવરણ [૫] અવધિ જ્ઞાનાવરણ [૬] મનઃપર્યય જ્ઞાનાવરણ [૭] કેવલ જ્ઞાનાવરણ [૮] ચક્ષુદર્શનાવરણ [૯] અચક્ષુદર્શનાવરણ [૧૦] અવધિ દર્શનાવરણ [૧૧] કેવલ દર્શનાવરણ, [૧૨] દાનાન્તરાય [૧૩] લાભાન્તરાય, [૧૪] ભોગાન્તરાય, [૧૫] ઉપભોગાન્તરાય [૧૬] વીર્યાન્તરાય. ઘાતિયા કર્મોની ૪૭ તથા અઘાતિયા કર્મોની ૧૬ મળી ત્રેસઠ.

મુનિ કલ્પવાસિનિ અરજિકા પુનિ, જ્યોતિ ભૌમ ભુવન-તિયા,
પુનિ ભવન વ્યંતર નભગ સુર નર, પસુનિ કોઠે ''ઠિયા. ૧૬

જિનેન્દ્ર ભગવાન જ્યારે તેરમા સયોગી ગુણસ્થાનકે ચઢ્યા ત્યારે તેમને અનંત દર્શન, અનંત જ્ઞાન, અનંત સુખ અને અનંત વીર્યરૂપ અનંત ચતુષ્ટયની પ્રાપ્તિ થઈ. તે અવસરે ધનપતિએ શાસ્ત્રોમાં વર્ણન કર્યા મુજબ અને અનુમાનને અનુસરીને બહુ પ્રકારની રચના સહિત આકાશમાં સુંદર સમવસરણ બનાવ્યું. તેમાં ચિત્રવિચિત્ર મણિ રત્નોથી બનાવેલો સભામંડપ શોભી રહ્યો હતો. સમવસરણની વચમાં આંતરા પાડી (કોઠા રચી) બાર સભાઓ બનાવી હતી, જેની રચના દેખીને દેવ મનુષ્ય મોહિત થતા હતા. એ બાર સભાઓમાંથી પહેલામાં મુનિઓ અને ગણધર, બીજીમાં કલ્પવાસી દેવોની દેવીઓ, પાંચમીમાં વ્યંતર દેવોની દેવીઓ, છઠ્ઠીમાં ભવનવાસી દેવીઓ, સાતમીમાં ભવનવાસી દેવ, આઠમીમાં વ્યંતરદેવ, નવમીમાં જ્યોતિષી દેવ, દશમીમાં કલ્પવાસી દેવ, અગિયારમીમાં મનુષ્ય અને બારમીમાં પશુ બેઠાં હતાં.

મધ્ય પ્રદેશ તીન, મણિપીઠ તહાઁ બને,
ગંધકુટી સિંહાસન કમલ સુહાવને;
તીન છત્ર સિર સોહત, ત્રિભુવન મોહએ,
અંતરીચ્છ કમલાસન, પ્રભુતન સોહએ.

સોહએ ચૌસઠિ ચમર ઢરત, અસોક તરુ તલ છાજએ,
પુનિ દિવ્ય ધુનિ પ્રતીસબદ જુત તહઁ, દેવ દુંદુભિ બાજએ;
સુરપુહપવૃષ્ટિ સુપ્રભામંડલ, કોટિ રવિ છબિ છાજએ,
ઈમિ અષ્ટ અનુપમ પ્રાતિહારજ, વર વિભૂતિ વિરાજએ. ૧૭

એ બાર સભાઓની બરોબર વચમાં ત્રણ ચોફેર ફરતા પગથિયાંવાળા મણિમય વ્યાસપીઠ (વેદિકા) ઉપર ગંધકુટી હતી.

તે ગંધકુટી ઉપર (૧) સિંહાસન, સિંહાસન ઉપર સુંદર કમલ અને તે કમલ ઉપર અદ્ધર ભગવાનનું શરીર શોભી રહ્યું હતું. (૨) ભગવાનના મસ્તક ઉપર ત્રણ છત્ર શોભી રહ્યાં હતાં અને એવા ભગવાનને જોઈને ત્રણ જગતના જીવ મોહિત થતા હતા. (૩) ભગવાનના મસ્તક ઉપર યક્ષ જાતિના દેવ ચોસઠ ચમર ઢોળી રહ્યા હતા, (૪) ભગવાનના પાછળ અશોકવૃક્ષ આવી રહ્યું હતું કે જેની નીચે ભગવાનની ગંધકુટી હતી. (૫) ભગવાનની દિવ્ય ધ્વનિ ખરતી હતી. (૬) દેવ દુંદુભિના નાદ તેના પ્રતિધ્વનિ (પડઘા) સહિત થઈ રહ્યા હતા. (૭) દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરતા હતા. (૮) કરોડો સૂર્યની પ્રભા (કાંતિ, તેજ) સમાન કાંતિમાન ભામંડલ ભગવાનના મુખની આસપાસ શોભી રહ્યું હતું. આ પ્રકારના ઉપમા રહિત આઠ પ્રાતિહાર્યોની શ્રેષ્ઠ સંપત્તિ સહિત ભગવાન વિરાજતા હતા.

હુઈ સેં જોજન માન, [૧]સુભિચ્છ ચહું દિસી,
ગગનગમન અરુ પ્રાણી–વધ નહીં [૨]અહનિસી;
નિરુપસર્ગ નિરહાર, સદા જગ દીસએ,
આનન ચાર ચહું દિસિ સોભિત દીસએ.

દીસય અસેસ વિસેસ વિદ્યા, વિભવ વર ઇસુરપનો,
છાયાવિવર્જિત શુદ્ધ ફટિક સમાન તન પ્રભુકો બનો;
નહિ નયન પલક પતન કદાચિત કેસનખ સમ છાજહી,
યે ઘાતિયા છય જનિત અતિસય, દસ વિચિત્ર વિરાજહી. ૧૮

(૧) સમવસરણની ચારે દિશાઓમાં બસો યોજન સુધીમાં (સમોવસરણ સ્થાનથી ચારે તરફ સો સો યોજન પર્યન્ત) સુકાલ

૧. સુભિક્ષ=સુકાળ ૨. રાતદિન, ૩. સુખ.

થતો, (૨) ભગવાન આકાશમાં ગમન કરતા હતા, (૩) બસો યોજન સુધી પ્રાણીહિંસા થતી નહિ અને નિરંતર પ્રકાશ હોવાથી રાત્રિ દિવસનો ભેદ હતો નહિ, (૪) કોઈ ઉપસર્ગ થતા નહિ, (૫) ભગવાન આહાર કરતા નહિ, (૬) ભગવાનનાં ચાર દિશામાં ચાર મુખ દેખાતાં હતાં, (૭) તેઓ સર્વ વિદ્યાઓના સ્વામી હતા, (૮) શરીર છાયા રહિત સ્ફટિકમણિ સમાન અત્યંત નિર્મલ હતું, (૯) નેત્ર પલકારા ( નિમેષ ) રહિત હતાં, (૧૦) નખ અને વાળ વધતા ન હતા; આ દશ વિચિત્ર અતિશય ભગવાનને ઘાતિયા કર્મના નાશથી ઉત્પન્ન થયા હતા.

સકલ અરથમય માગધી,—ભાષા જાનિયે,
સકલ જીવગત મૈત્રી—ભાવ બખાનિયે;
સકલ રિતુજ ફલફુલ, વનસ્પતિ મન હરે,
દરપન સમ મનિ અવનિ, પવન ગતિ અનુસરૈ.

અનુસરૈ પરમાનંદ સબકો, નારિ નર જે સેવતા,
જોજન પ્રમાણુ ધરા, સુમાર્જહિં, જહાં મારુત દેવતા;
પુનિ કરહિં મેઘકુમાર ગંધો,—દક સુવૃષ્ટિ સુહાવની,
પદકમલતર સુર ખિપહિં કમલસુર, ધરણિ સસિ સોભા બની. ૧૯

અમલ ગગનતલ અરુદિસિ, તહઁ અનુહારહીં,
ચતુરનિકાય દેવગણુ, જય જય કારહીં;
ધર્મચક્ર ચલે આગે, રવિ જહાં લાજહીં,
પુનિ [1]ભૃંગાર—પ્રમુખ વસુ, મંગલ રાજહીં,

રાજહીં ચૌદહ ચારુ અતિસય, દેવરચિત સુહાવને,
જિનરાજ કેવલજ્ઞાન મહિમા, અવર કહત કહા બને;

---

[1] ઝારી આદિ આઠ મંગલ દ્રવ્ય.

તબ ઇન્દ્ર આન કિયો મહોચ્છવ, સભાસોભિત અતિ બની,
ધર્મોપદેસ દિયો તહાં, ઉચ્છરિય વાની જિનતની. ૨૦

(૧) ભગવાનનો ઉપદેશ સંપૂર્ણ અર્થયુક્ત એવી અર્ધમાગધી ભાષામાં થતો હતો કે જેને સૌ કોઈ સમજતા હતા. (૨) સર્વ જીવોમાં પરસ્પર મૈત્રીભાવ વર્તતો, જાતિવિરોધી જીવો પણ પરસ્પર મિત્રતાનો વર્તાવ કરતા. (૩) વનસ્પતિઓ, સર્વ ઋતુઓના ફલફૂલથી ખીલી ઊઠતાં, મનને હરણ કરનાર થતી, અર્થાત્ સર્વ ઋતુનાં સર્વ પ્રકારનાં ફળ ફૂલ એક સમયે જ ફળતાં. (૪) પૃથ્વી દર્પણના જેવી નિર્મળ, સ્વચ્છ થઈ જતી. (૫) સુગંધી પવન સર્વ જીવોને આનંદ આપનાર મંદ ગતિથી વહન કરતો હતો. (૬) જે સ્ત્રી પુરુષ ભગવાનની સેવા કરતાં હતાં તેમને પરમ આનંદ થતો હતો. (૭) પવનકુમાર દેવો એક યોજન જેટલી પૃથ્વીને વાળીને સાફ રાખતા હતા. (૮) મેઘકુમાર દેવો સુગંધિત જલની વર્ષા કરતા હતા. (૯) ભગવાન જ્યારે અદ્ધર ચાલતા હતા ત્યારે દેવગણ ભગવાનના ચરણોની નીચે સુવર્ણ કમલ રચતા જતા હતા. (૧૦) પૃથ્વીની શોભા ચંદ્રમા જેવી થઈ જતી હતી. (૧૧) દિશાઓ નિમર્ળ થઈ જતી હતી. (૧૨) ચારે પ્રકારના દેવો જય જયકાર કરતા હતા. (૧૩) ધર્મચક્ર આગળ ચાલતું હતું. (૧૪) છત્ર, ચમર, ધ્વજા, ઘંટ આદિ આઠ મંગળ પદાર્થ સાથે રહેતા હતા.

આ પ્રકારે દેવકૃત સુંદર ચૌદ અતિશય થતા હતા. કવિ કહે છે કે જિન ભગવાનના કેવલજ્ઞાનનો મહિમા બીજો કેટલો કરી શકાય તેમ છે ? કે જ્યાં ઇન્દ્રે આવીને મહોત્સવ કર્યો; અતિશય શોભાયમાન સભા બનાવી અને ભગવાને ધર્મ ઉપદેશ દીધો, ભગવાનની વાણી ખરવા લાગી.

ક્ષુધા, તૃષા અરુ રાગ, દ્વેષ અસુહાવને,
જનમ જરા અરુ મરણ, ત્રિદોષ ભયાવને;

રોગ સોગ ભય વિસ્મય અરુ નિંદ્રા ઘણી,
ખેદ સ્વેદ મદ મોહ, અરતિ ચિંતા ગણી.

ગણિયે અઠારહ દોષ તિનકરિ, રહિત દેવ નિરંજનો,
નવ પરમ કેવલ લબ્ધિ મંડિત, સિવરમનિ મનરંજનો;
શ્રી જ્ઞાન કલ્યાણક સુમહિમા, સુનત સબ સુખ પાવહીં,
ભણિ 'રૂપચંદ' સુદેવ જિનવર, જગત મંગલ ગાવહીં. ૨૧

(૧) ભૂખ, (૨) તરસ, (૩) રાગ, (૪) દ્વેષ, (૫) જન્મ, (૬) વૃદ્ધાવસ્થા, (૭) મરણ, (૮) રોગ, (૯) શોક, (૧૦) ભય, (૧૧) આશ્ચર્ય, (૧૨) નિદ્રા, (૧૩) ખેદ, થાક, (૧૪) પરસેવો, (૧૫) મદ, ગર્વ, (૧૬) મોહ, (૧૭) અરતિ, અરુચિ, (૧૮) ચિંતા એ અઢાર દોષ છે. અંજન એટલે દોષ, મલિનતા. નિરંજન એટલે દોષ રહિત, નિર્દોષ. અર્થાત્ ચાર ઘાતિયાં કર્મનો નાશ થઈ જવાથી કેવલી ભગવાનને ઉપરોક્ત અઢાર દોષમાંનો એકેય દોષ રહ્યો નથી તેથી તે નિર્દોષ નિરંજન દેવ છે. તે ભગવાન (૧) ક્ષાયિક સમ્યક્ત્વ, (૨) ક્ષાયિક ચારિત્ર, (૩) કેવલજ્ઞાન, (૪) કેવલ દર્શન, (૫) અનંત દાન, (૬) અનંત લાભ, (૭) અનંત ભોગ, (૮) અનંત ઉપભોગ અને (૯) અનંત વીર્ય, એ નવ કેવલજ્ઞાનની લબ્ધિઓથી વિભૂષિત થઈને શિવરમણી એટલે મોક્ષલક્ષ્મીના મનને રંજન કરનાર પતિ થયા છે. આ જ્ઞાન કલ્યાણકના મહિમાને સાંભળીને સૌ કોઈ સુખ પામે છે. રૂપચંદજી કહે છે કે સત્ દેવ એવા જિનેશ્વર ભગવાનનાં આખું જગત યશોગાન કરે છે.

૫. નિર્વાણકલ્યાણક :—

કેવલદૃષ્ટિ [1]ચરાચર દેખ્યો [2]જારિસો,
ભવ્ય નિપ્રતિ ઉપદેસ્યો, જિનવર [3]તારિસો;

૧. જડ ચેતન. ૨. જેવું, જેવું. ૩. તાદૃશ, તેવું.

ભવભયભીત મહાજન, સરણૈ આઈયા,
રત્નત્રય લચ્છન, [1]સિવ પંથનિ લાઈયા.

લાઈયા પંથ જુ ભવ્ય પુનિ પ્રભુ, તૃતિય સુકલ જુ પૂરિયો
તજી તેરહેં ગુણુથાન જોગ, અજોગ પથ પગ ધારિયો;
પુનિ ચૌદહેં ચૌથે સુકલબલ બહત્તર તેરહ હતી,
ઈમિ ઘાતિ વસુ વિધિ કર્મ પહુંચ્યો, સમયમેં [3]પંચમગતિ. ૨૨

જિન ભગવાને કેવલદર્શનથી ચર-અચર, જડ-ચેતન સર્વ પદાર્થોને જેવા, જે રૂપમાં દેખ્યા તે સર્વને તેવા, તે રૂપમાં ભવ્ય જીવોને ઉપદેશદ્વારા દર્શાવ્યા. તથા જે ભવ્ય ( મોક્ષને પાત્ર ) જીવો સંસારથી ભયભીત થઈને ભગવાનને શરણે આવ્યા તે સર્વને સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ મોક્ષમાર્ગમાં જોડયા. ત્યાર પછી ભગવાને સૂક્ષ્મક્રિયા પ્રતિપાતિ નામના ત્રીજા શુકલધ્યાનને ધારણ કરીને તેરમા ગુણસ્થાનના અંતે મન વચન કાયાના વ્યાપારરૂપ યોગોનો ત્યાગ કરીને ચૌદમા અયોગ કેવલી નામના ગુણસ્થાનને પ્રાપ્ત કર્યું; આ ચૌદમા ગુણસ્થાનમાં વ્યુપરત ક્રિયાનિવર્તિ નામના ચોથા શુકલ ધ્યાનના પ્રભાવથી છેલ્લા બે સમયમાં બાકી રહેલી ૭૨ અને ૧૩ અર્થાત્ ૮૫ કર્મ પ્રકૃતિઓનો નાશ કરી દીધો. આ પ્રકારે ભગવાન આઠેય કર્મનો નાશ કરીને એક સમયમાં મોક્ષ જઈ પહોંચ્યા.

લોકસિખર તનુવાત-વલયમહઁ [4]સંઠિયો,
ધર્મ દ્રવ્ય વિન ગમન ન, જિહિ આગેં કિયો;
[5]મયન રહિત મૂષોદર[6], અંબર જારિસો,
કિમપિહીન નિજ [7]તનુતેં, ભયો પ્રભુ તારિસો.

---

૧. મોક્ષમાર્ગમાં ૨. ચૌદમું અયોગી ગુણસ્થાનક. ૩. મોક્ષ. ૪. સંસ્થિત થયા. વિરાજમાન થયા. ૫. મીણ ૬. મૂષ=ધાતુ ગાળવાની કુલડી, બીબું. મૂષોદર=બીબાની અંદરનો ભાગ અંબર = આકાશ. પોલાણ. !

તારિસો પર્જય[1] નિત્ય અવિચલ, અર્થ-પરિજય છનછયી,[2]
નિશ્ચયનયેન અનંત ગુણ, વિવહાર નયેં[3] વસ્તુ ગુણમયી;
વસ્તુ સ્વભાવ વિભાવવિરહિત, શુદ્ધ પરિણુતિ પરિણુયો;
ચિદ્રૂપ[4] પરમાનંદમંદિર, સિદ્ધ પરમાતમ ભયો. ૨૩

એ ભગવાન લોકશિખર ઉપર (લોકને અંતે) [5]તનવાત વલયમાં જઈને સ્થિત થઈ ગયા. તેનાથી આગળ ધર્મદ્રવ્યનું અસ્તિત્વ નહિ હોવાથી તેનાથી આગળ ગમન થઈ શકતું નથી કારણ કે જીવ અને પુદ્ગલને ગમન કરવામાં સહકારી કારણ ધર્મ દ્રવ્ય છે અને લોકથી આગળ એ ધર્મ દ્રવ્ય છે નહિ. મીણના પૂતળા ઉપર માટીનો લેપ કરી તેને અગ્નિમાં પકાવે છે ત્યારે મીણ બળી જતાં અંદર રહેલા પોલાણ રૂપ આકાશ જેવો સિદ્ધ અવગાહનનો આકાર હોય છે.

ભગવાનનું જે શરીર હતું તેનાથી કંઈક ન્યૂન તેમના સિદ્ધ સ્વરૂપની અવગાહના થઈ. તેમનો એ (પૂર્વ શરીરથી કંઈક ન્યૂન) વ્યંજન પર્યાય નિત્ય અવિચલ છે અર્થાત્ દ્રવ્ય દૃષ્ટિથી તે હંમેશાં એવો જ રહેશે પરંતુ [6]અર્થપર્યાય પ્રતિક્ષણે પલટાતા રહે છે અર્થાત્ બદલાય છે.

---

૧. અવસ્થા. વ્યંજન. ૨. ક્ષણક્ષયી ગુણ પર્યાય. ૩. વસ્તુના અંશને જણાવનાર જ્ઞાનને નય કહેવાય છે. ૪. ચૈતન્યરૂપ

૫. વાતવલય :-એક પ્રકારનો પવનપુંજ કે સમસ્ત લોકને ઘેરીને રહ્યો છે, તથા જેના આધારથી લોક આકાશમાં સ્થિત છે. સર્વ લોક પહેલાં ઘનોદધિ વાતવલયથી વીંટાયેલો છે. આ વાતવલયમાં પાણીમિશ્રિત હવા છે. આ વાતવલયને બીજા-ઘનવાતવલયે ઘેરી રાખ્યો છે. એમાં સઘન વાયુ છે અને તેને ત્રીજા તનુવાતવલયે ઘેરી રાખ્યો છે. કે જે હલકા વાયુનો પુંજ છે.

૬. પ્રદેશત્વ ગુણ સિવાય અન્ય સર્વ ગુણોના વિકારને ગુણ પર્યાય અથવા અર્થ પર્યાય કહે છે. પ્રદેશત્વ ગુણના વિકારોને વ્યંજન વા દ્રવ્ય પર્યાય કહે છે.

તે સિદ્ધ ભગવાન નિશ્ચયનયથી અનંત ગુણ સ્વરૂપ અને વ્યવહાર નયથી, સમ્યક્ત્વ અનંત દર્શન, અનંત જ્ઞાન, અગુરુલઘુત્વ[1], સૂક્ષ્મત્વ, અનંત વીર્ય અને અવ્યાબાધત્વ એ આઠ ગુણ રૂપ છે. રાગ દ્વેષ આદિ પર નિમિત્તથી જે અર્થ પર્યાય થાય છે તેને વિભાવ અર્થ પર્યાય કહે છે, તે વિભાવ પર્યાયથી રહિત નિજ સ્વરૂપ શુદ્ધ પરિણતિમાં પરિણમ્યા છે. તે સિદ્ધ ભગવાન ચૈતન્યરૂપ પરમ આનંદનું ધામ, શરીર રહિત પરમાત્મા થયા. આ પ્રમાણે વસ્તુ સ્વભાવ એટલે શુદ્ધ આત્મ સ્વભાવ—અનંત જ્ઞાન, દર્શન આદિ શુદ્ધ ચૈતન્ય સ્વભાવને પ્રગટાવી, રાગ દ્વેષ આદિ સર્વ વિભાવોથી રહિત સર્વ વિકારોથી રહિત થઈને શુદ્ધ પરિણતિને પામીને તે ચિદ્રુપ, ચૈતન્યમય પરમાનંદમય સિદ્ધ પરમાત્મસ્વરૂપને પામ્યા.

તનુ પરમાણુ દામિનિપર, સબ ખિર ગયે,
રહે સેસ નખ કેસ-રૂપ જે પરિણયે;
તબ હરિ પ્રમુખ ચતુરવિધ, સુરગણ સુભ [2]સચ્યો.
માયામઈ નખકેસ રહિત જિનતનુ રચ્યો,

રચિ અગર ચંદન પ્રમુખ પરિમલ, દ્રવ્ય જિન જયકારિયો,
પદપતિત અગનિકુમાર મુકુટાનલ સુવિધિ સંસ્કારિયો;
નિર્વાણ કલ્યાણક સુમહિમા, સુનત સબ સુખ પાવહીં,
જન રૂપચંદ સુદેવ જિનવર જગત મંગલ ગાવહીં. ૨૪

ભગવાન મોક્ષે ગયા એટલે તેમના પૌદ્ગલિક શરીરના સર્વ પરમાણુ વીજળીની માફક તત્કાળ ખરી (વિખરાઈ) ગયા નખ અને

---

૧. જે શક્તિના નિમિત્તથી દ્રવ્યની દ્રવ્યતા કાયમ રહે અર્થાત્ એક દ્રવ્ય બીજા સ્વરૂપને પરિણમે તથા એક ગુણ બીજા ગુણરૂપે ન પરિણમે તથા એક એક દ્રવ્યના અનેક યા અનંત ગુણ છૂટા પડી જઈ જુદા જુદા ન થઈ જાય તેને અગુરુલઘુ પણ કહે છે. ૨. સંચય કર્યો.

કેશરૂપ જે પરમાણુ પરિણમ્યા હતા તે માત્ર બાકી રહ્યા તેથી ઈન્દ્રાદિક ચારે પ્રકારના દેવોએ ભગવાનનું એક માયામયી શરીર બનાવ્યું અને તેમાં નખ અને કેશ ન બનાવ્યા પરંતુ તેની જગાએ ભગવાનના મૂળ શરીરના નખ અને કેશ ગોઠવ્યા; પછી અગરૂ ચન્દન આદિ સુગંધિ પદાર્થોથી ચિતા ખડકીને તેમાં તે (માયામયી) શરીરને જય જય ધ્વનિ સાથે સ્થાપન કરીને અગ્નિથી વિધિપૂર્વક અગ્નિ સંસ્કાર કર્યો. તે અગ્નિ સામાન્ય અગ્નિ ન હતી. પરંતુ અગ્નિકુમાર દેવોએ જ્યારે ભગવાનના શરીરના ચરણોમાં પડીને મસ્તક નમાવ્યું, ત્યારે તેમના મુકુટ ઘસાવાથી અગ્નિ ઉત્પન્ન થઈ હતી. આ મોક્ષ કલ્યાણના મહિમાને સાંભળીને સૌ કોઈ સુખ પામે છે. કવિ રૂપચંદજી કહે છે કે આખું જગત ભગવાનના મંગલગાન કરે છે.

કવિની લઘુતા અને આશીર્વાદઃ —

મૈં મતિહીન ભગતિવસ, ભાવના ભાઈયા;
મંગલગીત પ્રબંધસુ, જિન ગુણ ગાઇયા;
જો નર સુનહિ બખાનહિં. સુર ધરિ ગાવહીં,
મનવાંછિત ફલ સો નર. નિહચૈ પાવહીં.

પાવહીં આઠોં સિદ્ધિ નવનિધિ મન પ્રતીત જુ [1]લાનહીં,
ભ્રમભાવ છૂટેં સકલ મનકે, [2]નિજ સ્વરૂપ સો જાનહીં,
પુનિ હરહિ પાતક ટરહિં વિઘન. સુ હોહિં મંગલ નિત નયે;
ભણિ રૂપચંદ ત્રિલોકપતી તિન-દેવ ચઉ સંઘહિ જયે. ૨૫

કવિ કહે છે કે હું મતિહીન છું, વિશેષ પ્રજ્ઞાવંત નથી, કે જેથી ભગવાનનાં કલ્યાણકનો યથાર્થ મહિમા ગાઈ શકું. પરંતુ મેં તો કેવલ ભક્તિવશ થઈને તથા શુભ ભાવના ભાવીને આ 'મંગલ-

૧ પાઠાંતર=લાવહી. ૨. પાઠાંતર-જિન સ્વરૂપ લખાવહી.

ગીત' નામના પ્રબંધની રચના કરી છે. એ દ્વારા ભગવાનના ગુણ ગાયા છે. જે નરનારી આ મંગલગીતને સાંભળે છે. વ્યાખ્યાન કરે છે. સારા સ્વર સહિત ગાય છે, તે નિશ્ચયથી મનવાંછિત ફલને પામે છે. તેને [1]આઠ સિદ્ધિઓ અને [2]નવ નિધિઓ પ્રાપ્ત થાય છે. તથા જે મનમાં શ્રદ્ધા, પ્રતીતિ કરે છે તેના મનની સમસ્ત ભ્રાન્તિરૂપ મિથ્યાત્વ અજ્ઞાન ભાવ છૂટી જાય છે અને પોતાના નિજ સ્વરૂપ શુદ્ધ આત્મસ્વરૂપની ઓળખાણ, ભાન, જ્ઞાન, સાક્ષાત્કાર થાય છે. સર્વ પાપનો નાશ થઈ જાય છે. વિઘ્ન દૂર થઈ જાય છે. નિત્ય નવાં મંગલ પ્રાપ્ત થાય છે. અંતમાં કવિ રૂપચંદજી કહે છે કે ત્રણ લોકના સ્વામી જિન ભગવાન ચારેય સંઘ સહિત જયવન્ત વર્તો. શુદ્ધ આત્મસ્વરૂપને પ્રાપ્ત ભગવાનનો જય હો.

---

૧. આઠ સિદ્ધિઓ: ૧. સૂક્ષ્મ શરીર બનાવી લેવાની શક્તિને અણિમા કહે છે. ૨. શરીરને મોટું સ્થૂલ કરવાની શક્તિ તેને મહિમા કહે છે. ૩. ભારે શરીર કરવાની શક્તિ તે ગરિમા. ૪. શરીર હલકું કરી લેવાની શક્તિ તે લઘિમા ૫. પૃથ્વી ઉપર રહીને આંગળી વડે સૂર્ય ચંદ્ર આદિને સ્પર્શ કરવાની શક્તિને પ્રાપ્તિ કહે છે. ૬. જલમાં જમીન સમાન અને જમીનમાં જલ સમાન ચાલવાની શક્તિ તેને પ્રાકામ્ય કહે છે. ૭. ત્રણેય લોકની પ્રભુતા ધારણ કરવાની શક્તિને ઈશિત્વ કહે છે. ૮. સર્વ જીવોને વશ કરવાની શક્તિને વશિત્વ કહે છે.

૨. નવનિધિઃ ૧. પાંડુ ૨. કાલ ૩. મહાકાલ. ૪. પદ્મ ૫. નૈસર્પ; ૬. મનુષ્ય ૭. શંખ ૮. પિંગલ ૯. રત્ન એ નવ નિધિઓ ક્રમથી ધાન્ય, દરેક ઋતુ સંબંધી પદાર્થ, વાસણ, કપડાં, મકાન હથિયાર, વાજિંત્ર, ઘરેણાં, અને રત્ન આપે છે.

# આલોચના પાઠ

## (અર્થ સહિત)

### દોહા

વંદો પાંચો પરમ ગુરુ, ચૌવીસોં જિનરાજ;
કહૂં શુદ્ધ આલોચના, શુદ્ધિ કરનકે કાજ. ૧

હે ! અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ ભગવંત, આપ પાંચેય શુદ્ધ, સહજ આત્મસ્વરૂપ છો. સમ્યક્ દર્શન, સમ્યક જ્ઞાન, સમ્યક ચારિત્રરૂપ રત્નત્રય પ્રમુખ આત્માના સ્વાભાવિક સદ્‌ગુણો આપને વિષે પ્રગટેલા હોવાથી આપનામાં સાચી ગુરુતા, મહત્તા, આત્મઐશ્વર્ય; પ્રગટ છે તેથી અમે કે જેને તેવા આત્મિક સદ્‌ગુણો નહિ પ્રગટેલા હોવાથી જન્મ મરણાદિ ભયંકર દુઃખમય સંસારમાં પરિભ્રમણ કરી રહ્યા છીએ એવા સંસારી અજ્ઞાની જીવોના આપ પરમગુરુ છો. આત્મોન્નતિમાં અનન્ય ઉપકારક નિમિત્તરૂપ છો એવા આપ પાંચેય પરમેષ્ઠિ તથા [1]ચોવીશેય જિનેશ્વરોના પરમ પુનિત પદારવિંદને પરમ ભક્તિપૂર્ણ ભાવે નમસ્કાર કરીને મારા આત્માને લાગેલા દોષરૂપ અશુદ્ધિ ટાળવા અને આત્મજ્ઞાન પ્રમુખ અનંત આત્મિક સદ્‌ગુણોની પ્રગટતારૂપ શુદ્ધ સ્વાભાવિક દશા પ્રાપ્ત કરવા શ્રીમદ્ સદ્‌ગુરુ સમક્ષ પોતાના દોષ પ્રગટ કરવારૂપ આલોચના કહું છું.

---

૧. ઋષભદેવ, ૨. અજિતનાથ, ૩. સંભવનાથ, ૪. અભિનંદન સ્વામી, ૫. સુમતિનાથ, ૬. પદ્મપ્રભસ્વામી, ૭. સુપાર્શ્વનાથ, ૮. ચંદ્રપ્રભ સ્વામી; ૯. સુવિધિનાથ, ૧૦. શીતળનાથ, ૧૧. શ્રેયાંસનાથ, ૧૨. વાસુપૂજ્ય સ્વામી, ૧૩. વિમળનાથ, ૧૪. અનંતનાથ, ૧૫. ધર્મનાથ, ૧૬. શાંતિનાથ, ૧૭. કુંથુનાથ, ૧૮. અરનાથ, ૧૯. મલ્લિનાથ, ૨૦. મુનિસુવ્રત સ્વામી. ૨૧. નમિનાથ. ૨૨. નેમિનાથ. ૨૩. પાર્શ્વનાથ. ૨૪. મહાવીર સ્વામી.

### સખી છંદ (૧૪ માત્રા)

સુનિયે જિન અરજ હમારી, હમ દોષ કિયે અતિ ભારી;
તિનકી અબ નિવૃત્તિ કાજા, તુમ સરણુ લહી જિનરાજા. ૨

રાગદ્વેષ, અજ્ઞાન ઇત્યાદિ સંસારશત્રુને જેણે જિત્યા એવા હે જિન! આપ કૃપા કરી અમારી અરજ સાંભળો. મેં મહા અતિશય ભારે દોષ કર્યા છે. તે સર્વ દોષ દૂર કરવાને માટે હે! જિનરાજ, હું આપનું શરણ, આશ્રય ગ્રહણ કરું છું.

ઇક બે તે ચઉ ઇન્દ્રિ વા, મનરહિત સહિત જે જીવા;
તિનકી નહીં કરુના ધારી, નિરદઈ વ્હૈ ઘાત વિચારી. ૩

એકેંન્દ્રિય, બે ઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય અને મનરહિત (અસંજ્ઞી) પંચેન્દ્રિય તથા મન સહિત (સંજ્ઞી) પંચેન્દ્રિય એવા જીવોની મેં દયા કરી નથી નિર્દય થઈને કઠોર ચિત્તે મેં ઘાત કરવાના હિંસાના ભાવ કર્યા છે.

સમરંભ સમારંભ આરંભ મન વચ તન કીને પ્રારંભ;
કૃત કારિત મોદન કરિકૈં ક્રોધાદિ ચતુષ્ટય ધરિકૈં. ૪

શત આઠ જુ ઇમ ભેદનતૈં અઘ કીને પરછેદનતૈં,
તિનકી કહું કોલોં કહાની, તુમ જાનત કેવળજ્ઞાની. ૫

પ્રમાદવશે જીવોને મારવાનો જે સંકલ્પ તે સમરંભ; હિંસાદિ પાપોની પ્રવૃત્તિનાં સાધનોને એકઠાં કરવાં તે સમારંભ; હિંસાદિ કાર્યો કરવાં તે આરંભ; એમ સમરંભ, સમારંભ, અને આરંભ એ ત્રણ મન, વચન, અને કાયા એ ત્રણ વડે પોતે કરવાં, બીજા પાસે કરાવવાં, કે અન્ય કરનારને ભલું માનીને અનુમોદવાં એમ (૩×૩×૩=૨૭) સત્તાવીશ પ્રકારે, પ્રત્યેક ક્રોધ, માન, માયા, અને લોભ એમ ચારને વશ થઈને કરતાં (૨૭×૪) ૧૦૮ પ્રકારે, બીજા જીવોને હણવાથી મેં પાપ કર્યાં છે. હે કેવળજ્ઞાની ભગવાન! આપતો સર્વજ્ઞ હોવાથી તે સર્વ જાણો

રહ્યા છો તો હું આપની પાસે મારી કથા ક્યાં સુધી કહું ? અર્થાત્ વગર કહ્યે પણ આપ સર્વ જાણો જ છો. ૪. ૫.

વિપરીત એકાંત વિનયકે, સંશય અજ્ઞાન કુનયકે
વશ હોય ઘોર અઘ કીને, વચતેં નહિ જાત કહીને. ૬

(૧) જીવાદિ તત્ત્વોનું કે પદાર્થોનું વિપરીત સ્વરૂપ નિર્ધારી લેવું તે વિપરીત મિથ્યાત્વ, (૨) અનેકાંત સ્વરૂપ વસ્તુને એકાંતરૂપે, એક ધર્માત્મકરૂપે માનવી તે એકાંત મિથ્યાત્વ, (૩) સત્ દેવાદિ કે અસત્ દેવાદિનો સત્શાસ્ત્ર કે કુશાસ્ત્ર ઇત્યાદિનો સર્વનો એકસરખો વિનય કરવો, તે વિનય મિથ્યાત્વ, (૪) જીવાદિ પદાર્થોનું સ્વરૂપ આ હશે કે આ નહિ ? એમ સંદેહ સહિત માન્યતા તે સંશય મિથ્યાત્વ, (૫) જીવાદિ પદાર્થના સ્વરૂપની ઓળખાણ નહિ, પોતાના હિતાહિતનું ભાન નહિ, જ્ઞાન નહિ તેથી અજ્ઞાનમાં જ હિતબુદ્ધિ તે અજ્ઞાન મિથ્યાત્વ, અથવા અજ્ઞાનદશા જ સુખરૂપ છે એમ માને તે અજ્ઞાન મિથ્યાત્વ. એમ પાંચ પ્રકારના મિથ્યાત્વ ( મિથ્યા જૂઠી, ખોટી માન્યતા )ને વશ થઈને મેં ઘોર પાપ કર્યાં છે, જે વચનથી કહી શકાય તેમ પણ નથી.

કુગુરુનકી સેવ જુ કીની કેવલ અદયાકર ભીની;
યા વિધિ મિથ્યાત બઢાયો, ચહુ ગતિમધિ દોષ ઉપાયો. ૭

મારો આત્મા અનાદિ કાળથી જન્મ મરણાદિ દુઃખમય સંસારમાં ડૂબી રહ્યો છે. તેનો ઉદ્ધાર કરનાર કોઈ સાચા આત્મજ્ઞાની સદ્ગુરુની મેં કદી સેવા કરી નહિ પણ મારા આત્માની કે પરાત્માની જરા પણ દયા ચિંતવ્યા વગર મેં કુગુરુ ( અજ્ઞાની ગુરુ )ની વારંવાર સેવા કરી. પરંતુ તેથી તો મારો મિથ્યાત્વ ( અજ્ઞાન ) રોગ ઊલટો વધતો ગયો અને તેથી નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચારે ગતિમાં બહુ બહુ ભમ્યો અને ત્યાં અનંતાનંત દોષ, પાપ કર્યાં.

## સખી છંદ (૧૪ માત્રા)

સુનિયે જિન અરજ હમારી, હમ દોષ કિયે અતિ ભારી;
તિનકી અબ નિવૃત્તિ કાજા, તુમ સરણ લહી જિનરાજા. ૨

રાગદ્વેષ, અજ્ઞાન ઇત્યાદિ સંસારશત્રુને જેણે જિત્યા એવા હે જિન! આપ કૃપા કરી અમારી અરજ સાંભળો. મેં મહા અતિશય ભારે દોષ કર્યા છે. તે સર્વ દોષ દૂર કરવાને માટે હે! જિનરાજ, હું આપનું શરણ, આશ્રય ગ્રહણ કરું છું.

ઇક બે તે ચઉ ઇન્દ્રિ વા, મનરહિત સહિત જે જીવા;
તિનકી નહીં કરુના ધારી, નિરદઈ હ્વૈ ઘાત વિચારી. ૩

એકેન્દ્રિય, બે ઇન્દ્રિય, ત્રણ ઇન્દ્રિય, ચાર ઇન્દ્રિય અને મનરહિત (અસંજ્ઞી) પંચેન્દ્રિય તથા મન સહિત (સંજ્ઞી) પંચેન્દ્રિય એવા જીવોની મેં દયા કરી નથી નિર્દય થઈને કઠોર ચિત્તે મેં ઘાત કરવાના હિંસાના ભાવ કર્યા છે.

સમરંભ સમારંભ આરંભ મન વચ તન કીને પ્રારંભ;
કૃત કારિત મોદન કરિકૈં ક્રોધાદિ ચતુષ્ટય ધરિ કૈં. ૪
શત આઠ જુ ઇમ ભેદનતૈં અઘ કીને પરછેદનતૈં,
તિનકી કહું કોલોં કહાની, તુમ જાનત કેવળજ્ઞાની. ૫

પ્રમાદવશે જીવોને મારવાનો જે સંકલ્પ તે સમરંભ; હિંસાદિ પાપોની પ્રવૃત્તિનાં સાધનોને એકઠાં કરવાં તે સમારંભ; હિંસાદિ કાર્યો કરવાં તે આરંભ; એમ સમરંભ, સમારંભ, અને આરંભ એ ત્રણ મન, વચન, અને કાયા એ ત્રણ વડે પોતે કરવાં, બીજા પાસે કરાવવાં, કે અન્ય કરનારને ભલું માનીને અનુમોદવાં એમ (૩×૩×૩=૨૭) સત્તાવીશ પ્રકારે, પ્રત્યેક ક્રોધ, માન, માયા, અને લોભ એમ ચારને વશ થઈને કરતાં (૨૭×૪) ૧૦૮ પ્રકારે, બીજા જીવોને હણવાથી મેં પાપ કર્યાં છે. હે કેવળજ્ઞાની ભગવાન! આપ તો સર્વજ્ઞ હોવાથી તે સર્વ જાણો

જિનેશ્વર ભગવાને બાવીશ પ્રકારના અભક્ષ્ય કહ્યા છે. (૧) કરા, (૨) કાચાં દહીંવડાં, (૩) રાત્રિભોજન, (૪) બહુ બીજવાળુ ફળ, (૫) રીંગણ, (૬) અથાણું, (૭) પીંપળના ટેટા, (૮) વડના ટેટા, (૯) ઉમરડાં, (૧૦) કઠુંબર ફળ, (૧૧) પીંપળાના ટેટા, (૧૨) અજાણ્યું ફળ, (૧૩) કંદમૂળ, (૧૪) માટી, (૧૫) વિષાદિ પદાર્થ, (૧૬) માંસ, (૧૭) મધ, (૧૮) માંખણ, (૧૯) મદિરા, (૨૦) તુચ્છ ચણી બોર આદિ (કાચાં, સડેલાં, બગડી ગયેલાં) ફળ, (૨૧) બરફ (૨૨) જેના રૂપ રસ ગંધ સ્પર્શ બગડી ગયા હોય તેવાં દૂધ દહીં આદિ પદાર્થો—આ બાવીશ અભક્ષ્ય પદાર્થો પણ મેં રાત્રિદિવસ ખાધા. એ ખાવા યોગ્ય છે કે નહિ, હિતરૂપ છે કે અહિતરૂપ ઈત્યાદિ કંઈ વિચાર વગર જેમ તેમ કરી પેટ ભર ભર કર્યું.

**અનંતાન જુ બંધી જાનો; પ્રત્યાખ્યાન અપ્રત્યાખ્યાનો;**
**સંજવલન ચૌકરિ ગુનિયે, સબ ભેદ જુ ષોડશ [1]મુનિયે. ૧૨**

જે કષાય અનંત સંસારનું કારણ થાય છે તે અનંતાનુબંધી કષાય છે. એ સમ્યક્ત્વનો તથા સ્વરૂપાચરણ ચારિત્રનો ઘાત કરે છે. (૧) જે કષાયના ઉદયથી જીવ દેશ સંયમ ગ્રહણ કરી શકતો નથી તે અપ્રત્યાખ્યાનાવરણ કષાય છે. (૨) સર્વ સંયમને આવરણ કરનાર કષાયને પ્રત્યાખ્યાનાવરણ કષાય કહેવાય છે. (૩) જે કષાય યથાખ્યાત ચારિત્ર ન પ્રગટવા દે તે સંજવલન કષાય છે.

એમ અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણીય, પ્રત્યાખ્યાનાવરણીય અને સંજવલન એ પ્રત્યેક ચારને ક્રોધ માન માયા લોભ એ ચાર વડે ગુણતાં ૧૬ કષાય થાય એમ જાણીએ.

**પરિહાસ અરતિ રતિ શોગ, ભય ગ્લાનિ તિવેદ સંજોગ;**
**પનવીસ જુ ભેદ ભયે ઇમિ, ઇનકે વશ પાપ કિયે હમ. ૧૩**

---

૧. જાણીએ.

**હિંસા [1]પુનિ જૂઠ જુ ચોરી, પર વનિતા સોં દગ[2] જોરી,[3]**
**આરંભ પરિગ્રહ ભીનો, [4]પન પાપ જુ યા વિધિ કીનો. ૮**

આ પ્રમાણે હિંસા, અસત્ય, ચોરી; (પર સ્ત્રીને નીરખવા નયનને જોડયાં ઈત્યાદિરૂપ) અબ્રહ્મચર્ય, અને આરંભ–પરિગ્રહમાં અત્યંત આસક્તિ એ પાંચ પાપ કર્યાં.

**સપરસ રસના ઘ્રાનનકો, ચખ કાન વિષય સેવનકો;**
**બહુ કરમ કિયે મન માને, કછુ ન્યાય અન્યાય ન જાને. ૯**

સ્પર્શન, રસના (જીહવા), ઘ્રાણ (નાસિકા), ચક્ષુ, અને કાન એ પાંચ ઈન્દ્રિયોના વિષયોને મધુર માની મેં સેવ્યા, તેમ કરતાં મનમાન્યાં એટલે અત્યંત અનંત કર્મો મેં બાંધ્યાં ને ન્યાય કે અન્યાય, ખરું કે ખોટું કંઈ મેં જાણ્યું નહિ. કશાયની મેં પરવા કરી નહિ.

**ફલ પંચ ઉદુંબર ખાયે, મધુ માંસ મદ્ય ચિત્ત ચાહે;**
**નહિ અષ્ટ મૂલ ગુણ ધારી, વિસન જુ સેયે દુઃખકારી. ૧૦**

(૧) વડના ટેટા, (૨) પીપળના ટેટા, (૩) પીપળાના ટેટા, (૪) ઉમરડાં (૫) અંજીર એ પાંચ ઉદુંબર ફળ છે તે ઘણા જીવોથી ભરપૂર હોવાથી અભક્ષ્ય છે. છતાં ભક્ષ્યાભક્ષ્યનો વિવેક ન હોવાથી એ પાંચ ઉદુંબર મેં ખાધાં. વળી મધ, માંસ અને મદિરાની મનમાં ઇચ્છા કરી. પરંતુ એ આઠેયના ત્યાગરૂપ આઠ મૂલ ગુણને મેં ધારણ કર્યા નહિ। તથા જુગાર, માંસ, દારૂ, ચોરી, વેશ્યાસંગ, શિકાર ને પરદારાગમન એ સાત દુઃખદાયી અધોગતિનાં કારણરૂપ વ્યસનોને મેં સેવ્યાં.

**[5]દુઈબીસ [6]અભખજિન [7]ગાયે, સોભી નિશદિન [8]ભુંજાયે;**
**કછુ ભેદાભેદ ન પાયો, જ્યોં ત્યોં કર ઉદર ભરાયો. ૧૧**

---

૧. પુનિ=પુનઃ ૨. દગ=નેત્ર, દૃષ્ટિ. ૩. જોરી=જોડી. ૪. પન=પાંચ ૫. બાવીસ, ૬. અભક્ષ્ય. ૭. જિનેશ્વર ભગવાને કહ્યા છે. ૮. ખાધા.

જિનેશ્વર ભગવાને બાત્રીશ પ્રકારના અભક્ષ્ય કહ્યા છે. (૧) કરા, (૨) કાચાં દહીંવડાં, (૩) રાત્રિભોજન, (૪) બહુ બીજવાળું ફળ, (૫) રીંગણ, (૬) અથાણું, (૭) પીપળના ટેટા, (૮) વડના ટેટા, (૯) ઉમરડાં, (૧૦) કઠુંબર ફળ, (૧૧) પીપળાના ટેટા, (૧૨) અજાણ્યું ફળ, (૧૩) કંદમૂળ, (૧૪) માટી, (૧૫) વિષાદિ પદાર્થ, (૧૬) માંસ, (૧૭) મધ, (૧૮) માખણ, (૧૯) મદિરા, (૨૦) તુચ્છ ચણી બોર આદિ (કાચાં, સડેલાં, બગડી ગયેલાં) ફળ, (૨૧) બરફ (૨૨) જેના રૂપ રસ ગંધ સ્પર્શ બગડી ગયા હોય તેવાં દૂધ દહીં આદિ પદાર્થો—આ બાવીશ અભક્ષ્ય પદાર્થો પણ મેં રાત્રિદિવસ ખાધા. એ ખાવા યોગ્ય છે કે નહિ, હિતરૂપ છે કે અહિતરૂપ ઇત્યાદિ કંઈ વિચાર વગર જેમ તેમ કરી પેટ ભર ભર કર્યું[1].

અનંતાન જુ બંધી જાનો; પ્રત્યાખ્યાન અપ્રત્યાખ્યાનો;
સંજ્વલન ચૌકરિ ગુનિયે, સબ ભેદ જુ ષોડશ મુનિયે. ૧૨

જે કષાય અનંત સંસારનું કારણ થાય છે તે અનંતાનુબંધી કષાય છે. એ સમ્યક્ત્વનો તથા સ્વરૂપાચરણ ચારિત્રનો ઘાત કરે છે. (૧) જે કષાયના ઉદયથી જીવ દેશ સંયમ ગ્રહણ કરી શકતો નથી તે અપ્રત્યાખ્યાનાવરણ કષાય છે. (૨) સર્વ સંયમને આવરણ કરનાર કષાયને પ્રત્યાખ્યાનાવરણ કષાય કહેવાય છે. (૩) જે કષાય યથાખ્યાત ચારિત્ર ન પ્રગટવા દે તે સંજ્વલન કષાય છે.

એમ અનંતાનુબંધી, અપ્રત્યાખ્યાનાવરણીય, પ્રત્યાખ્યાનાવરણીય અને સંજ્વલન એ પ્રત્યેક ચારને ક્રોધ માન માયા લોભ એ ચાર વડે ગુણતાં ૧૬ કષાય થાય એમ જાણીએ.

પરિહાસ અરતિ રતિ શોગ, ભય ગ્લાનિ તિવેદ સંજોગ;
પનવીસ જુ ભેદ ભયે ઇમ, ઇનકે વશ પાપ કિયે હમ. ૧૩

---

૧. બણીએ.

ઉપરની ગાથામાં કહેલા ૧૬ કષાય તથા હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, જુગુપ્સા, સ્ત્રી વેદ, પુરુષ વેદ, નપુંસક વેદ, એ નવ નોકષાય મળી ૨૫ કષાયના ભેદ થયા તેને વશ થઈ મેં બહુ પાપ કર્યાં.

**નિદ્રાવશ શયન કરાઈ સુપને મધિ દોષ લગાઈ;**
**ફિર જાગિ વિષય-વન ધાયો નાના વિધ વિષફલ ખાયો. ૧૪**

નિદ્રાને વશ થઈ સૂતાં સ્વપ્નામાં મેં અનેક દોષ કર્યા. ફરી જાગીને પણ વિષયરૂપ વનમાં આમ તેમ દોડ્યો, અનેક પ્રકારનાં કષ્ટકારી વિષ સમાન વિષયોનાં કટુક ફળને મેં ભોગવ્યાં.

**કિયે આહાર નિહાર વિહારા, ઇનમેં નહિ જતન વિચારા;**
**બિન દેખી ધરી ઉઠાઇ બિન શોધી ભોજન ખાઇ. ૧૫**

આહાર (ભોજન) કરતાં, વિહાર કરતાં, અને નિહાર ( મળ-મૂત્રાદિનો ત્યાગ ) કરતાં, જીવોની રક્ષા કરવા યત્ના ઉપયોગ રાખ્યો નહિ. અવિચારપણે તે ક્રિયામાં પ્રવર્ત્યો. જોયા તપાસ્યા વગર વસ્તુઓ ઉઠાવી કે મૂકી. શુદ્ધ સાફ કર્યા વગર ભોજન ખાધાં.

**તબહી પરમાદ સતાયો, બહુવિધ વિકલપ ઉપજાયો;**
**કછુ સુધિ બુદ્ધિ નાહિં રહી હૈ મિથ્યામતિ છાય ગઈ હૈ. ૧૬**

તેમાં પ્રમાદથી પીડાયેલા મેં બહુ પ્રકારની વિકલ્પજાળ વિસ્તારી મૂકી તેથી કંઈ ભાન કે સાન શુદ્ધિ કે બુદ્ધિ કાંઈ રહ્યું નહિ, માત્ર મિથ્યા અજ્ઞાનમય બુદ્ધિનાં આવરણ મારા ઉપર ફરી વળ્યાં છે.

**મરજાદા તુમ ઢિંગ લીની, તાહૂમેં દોષ જુ કીની;**
**ભિન ભિન અબ કૈસેં કહિયે, તુમ જ્ઞાન વિષૈ સબ પઈયે. ૧૭**

હે પ્રભુ ! તમારી પાસે જે જે મર્યાદા ( આજ્ઞા, વ્રત, નિયમ આદિ ) લીધાં તેમાં અનેક દોષ અતિચારાદિ કર્યા. તે બધા જુદા જુદા આપની પાસે કેવી રીતે કહું ? આપ તો જ્ઞાનમાં મારા તે સર્વ દોષ જાણી રહ્યા છો !

હા ! હા ! મેં દુઠ અપરાધી, ત્રસ જીવન રાશિ વિરાધી;
થાવરકી જતન ન કીની, ઉરમેં કરુણા નહિ લીની. ૧૮

હા ! હા ! મેં દુષ્ટ અપરાધીએ ત્રસ (હાલતાં ચાલતાં એટલે કે બે ઇન્દ્રિયથી પંચેન્દ્રિ પર્યંત) જીવોના સમૂહને નિર્દયપણે નષ્ટ કર્યા છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ, એ પાંચ એકેન્દ્રિય સ્થાવર જીવોની રક્ષા કરવા કંઈ યત્ન, ઉપયોગ, કાળજી રાખી નહિ. જરૂર પડયે પાણી માટી આદિ વાપરતાં જીવ ઘાત થાય છે. પરંતુ એવો અરેરાટ મનમાં ન આવ્યો.

પૃથિવી બહુ ખોદ કરાઈ, મહલાદિક જાગાં ચિનાઈ;
બિન ગાલ્યો પુનિ જલ ઢોલ્યો પંખાતેં પવન વિલોલ્યો. ૧૯

પૃથ્વી (માટી) ઘણી ઘણી ખોદાવી અને મહેલ મકાન આદિ ચણાવ્યાં. વળી ગાળ્યા વગર પાણી ઢોળ્યાં. પંખા વડે પવન નાખ્યો ઇત્યાદિ ઘણી હિંસા કરી.

હા ! હા ! મેં અદયાચારી, બહુ હરિત જુ કાય વિદારી,
યા મધિ જીવનકે ખંદા, હમ ખાયે ધરી આનંદા. ૨૦

હા ! હા ! નિર્દય કઠોર ક્રૂર આચારવાળા મને ધિક્કાર છે ! મેં બહુ હરિતકાય (વનસ્પતિ, લીલોતરી આદિ) જીવોને કચર્યા. સાધારણ વનસ્પતિ (બટાટા આદિ) કે જેમાં અનંત જીવોના સમૂહ હોય છે, તેને મેં હર્ષપૂર્વક રાજી થતાં ખાધી.

હા ! મેં પરમાદ બસાઈ, બિન દેખે અગનિ જલાઈ;
તા મધ્ય જીવ જે આયે, તે હૂ પરલોક સિધાયે. ૨૧

હા ! પ્રમાદને વશ થઈ જોયા વગર મેં અગ્નિ સળગાવ્યો તેમાં જે જીવો વચમાં આવ્યા તે મરી ગયા.

બિધો અન્ન રાતિ પિસાયો, ઈધન બિનસોધિ જલાયો;
ઝાડુ લે જાગાં બુહારી, ચિંટી, આદિક જીવ વિદારી. ૨૨

ડંખેલું (સડેલું) અનાજ રાત્રે અંધારે દળાવ્યું. જોયા વગર લાકડાં બાળ્યાં, સાવરણી લઈ જગ્યા વાળી ઝૂડી, તેમાં કીડી વગેરે કેટલાય જીવો હણ્યા.

**જલ છાનિ જીવાની કીની, સોહૂ પુનિ ડારિ જુ દીની;**
**નહિ જલ થાનક પહુંચાઈ, કિરિયા બિન પાપ ઉપાઈ. ૨૩**

પાણી ગાળીને સંખારો રહ્યો તે પણ ગમે ત્યાં નાખી દીધો પરંતુ પાણીની જગ્યાએ પહોંચાડયો નહિ એવી રીતે ક્રિયા યત્ન વગર પાપ ઉપાર્જન કર્યાં.

**જલ મલ મોરિનમેં ગિરાયો, કૃમિકુલ બહુ ઘાત કરાયો,**
**નદિયન બિચ ચીર ધુવાયે, કોસનકે જીવ મરાયે. ૨૪**

ગટરમાં મલમૂત્ર આદિ પાણી ઢોળ્યાં તેથી ત્યાં (કૃમિકુલ) કેટલાય જીવોના સમુદાયની ઘાત કરી. નદી આદિમાં વસ્ત્રો ધોયાં, ધોવરાવ્યાં તેમાં અનેક (કોશ) ગાઉ સુધીના જીવોની હિંસા થઈ.

**અન્નાદિક શોધ કરાઈ, તામેં જુ જીવ નિસરાઈ;**
**તિનકા નહિ જતન કરાયા, [1]ગરિયારે [2]ધૂપ [3]ડરાયા. ૨૫**

અનાજ આદિ વીણી સાફ કરાવ્યાં. તેમાં ઈયળ આદિ જીવો નીકળ્યા તેને ન મરી જાય તેવી સારી જગાયે ન મૂકતાં રસ્તામાં કે તડકામાં નાખ્યા.

**પુનિ દ્રવ્ય કમાવન કાજે, બહુ આરંભ હિંસા સાજે;**
**કિયે તિસનાવશ ભારી, કરુના નહિ રંચ વિચારી. ૨૬**

વળી ધન કમાવા માટે બહુ હિંસક વ્યાપાર કર્યા. ત્યાં તૃષ્ણાને વશ થઈ અલ્પ પણ જીવદયા અંતરમાં વિચારી નહિ.

---

૧. રસ્તામાં ૨. તડકામાં ૩. નાખ્યા.

ઇત્યાદિક પાપ અનંતા હમ કીને શ્રી ભગવંતા;
સંતતિ ચિરકાલ ઉપાઈ, વાનીતેં કહિય ન જાઈ. ૨૭

ઇત્યાદિ પાર વિનાનાં પાપ મેં કર્યાં. હે! પ્રભુ, એ પાપની પરંપરા દીર્ઘ કાળ માટે એવી ઉપાર્જન કરી કે જે વાણીથી કહી જાય તેમ નથી.

તાકો જુ ઉદય જબ આયો, નાનાવિધ મોહિ સતાયો,
ફલ ભુંજત જિય દુઃખ પાવૈ, વચતેં કૈસે કરિ ગાવૈ. ૨૮

તે પાપ જ્યારે ઉદયમાં આવ્યાં ત્યારે તેણે અનેક પ્રકારે મને દુઃખી કર્યો. તે પાપનાં ફળ ભોગવતાં હું જે દુઃખ પામી રહ્યો છું તે વચનથી કેમ કરીને કહેવાય ?

તુમ જાનત કેવલજ્ઞાની, દુઃખ દૂર કરો શિવથાની;
હમ તો તુમ શરન લહી હૈ, જિન તારન બિરુદ સહી હૈ. ૨૯

આપ કેવલજ્ઞાની છો એટલે સર્વ જાણો છો; માટે હે! શિવથાની (મુક્ત મંદિરમાં વસનારા) પ્રભુ, મારાં દુઃખ દૂર કરો, હવે તો તમારું શરણ આશ્રય ગ્રહણ કરું છું. હે! જિન, તમે ખરા તારકનું બિરુદ (પદ્દી, પદ) ધારણ કર્યું છે. માટે આપના આશ્રયથી જ અવશ્ય હું સંસાર તરી જઈશ,

જો ગાંવપતિ ઇક હોવૈ, સો ભી દુઃખિયા દુઃખ ખોવૈ;
તુમ તીન ભુવનકે સ્વામી, દુઃખ મેટો અંતરજામી. ૩૦

જો એક ગામનો રાજા હોવ છે તે પણ દુખિયાનું દુઃખ મટાડે છે તો પછી આપ તો ત્રણ લોકના સ્વામી છો. માટે હે અંતરજામી, સર્વજ્ઞ પ્રભુ, મારાં જન્મમરણાદિ દુઃખ આપ મટાડો.

દ્રૌપદિકો ચીર બઢાયો, સીતા પ્રતિ કમલ રચાયો;
અંજનસે કિયે અકામી, દુઃખ મેટો અંતરજામી. ૩૧

હે પ્રભુ, આપ તો વીતરાગ છો. પરંતુ આપના ભક્ત એવા દેવોએ શાસન અને શીલ પ્રત્યેના અનુરાગથી દ્રૌપદીનાં ચીર પૂર્યાં. સીતાજીને માટે અગ્નિકુંડને સ્થાને કમળવાળું જલાશય બનાવ્યું. શીલનું માહાત્મ્ય ત્રણ જગતમાં પ્રગટ કર્યું. અંજન ચોર જેવા પાપીને પણ પવિત્ર નિષ્કામી બનાવી તાર્યો. એ બધો આપનો જ પ્રભાવ છે. તો હે અંતરજામી! મારાં જન્મ મરણાદિ દુઃખો દૂર કરો.

**મેરે અવગુણ ન ચિતારો, પ્રભુ અપનો બિરુદ નિહારો;**
**સબ દોષ રહિત કરી સ્વામી, દુઃખ મેટહુ અંતરજામી. ૩૨**

હે પ્રભુ મારા અનંત દોષ છે તે તરફ ન જોશો. પરન્તુ હે સ્વામી આપનું તારક બિરુદ (પદવી) છે તે જોઈને મને સર્વ દોષ રહિત શુદ્ધ પરમાત્માની પ્રાપ્તિ થાય તેમ કરો કે જેથી હે સર્વજ્ઞ પ્રભુ, મારાં સર્વ સંસારપરિભ્રમણનાં દુઃખ દૂર થાય.

**ઈંદ્રાદિક પદવી ન ચાહૂં, વિષયનિમેં નાહિ લુભાઉં;**
**રાગાદિક દોષ હરીજે, પરમાતમ નિજ પદ દીજે. ૩૩**

આ લોકની અલ્પ પણ સુખેચ્છા જ્યાં સુધી છે ત્યાં સુધી આત્મિક સુખનો અંશ પણ પ્રગટે તેમ નથી. માટે દેવલોકમાં ઈંદ્રાદિકનાં જે સુખ છે તે પણ રાગ–અંગારાથી બાળનારાં દુઃખદ અને વિનાશી હોવાથી ઇચ્છવા યોગ્ય નથી. તેથી લૌકિક સુખ, ઈન્દ્રાદિક પદની મને સ્વપ્ને પણ ઇચ્છા ન હો. પાંચ ઇંદ્રિયના વિષયોમાં લોભ ન રહો. તેની ઇચ્છા–સંપૂર્ણ નિવૃત્ત થઈ જાવ. રાગ–દ્વેષ અને અજ્ઞાન આદિ મારા અનંત દોષ દૂર કરી દઈ, હે પરમાત્મા મને મારું પદ, મારું સ્વાભાવિક નિર્મળ અનંત જ્ઞાન, દર્શન, વીર્ય અને સુખમય સહજાત્મસ્વરૂપ પરમાત્મસ્વભાવ પ્રગટ કરી આપો.

(દોહા)

દોષ રહિત જિનદેવજી, નિજ પદ દીજ્યો મોય;
સબ જીવનકે સુખ બઢે, આનંદ મંગલ હોય. ૩૪

હે નિર્દોષ જિનદેવ! આપને પ્રગટે છે તેવું મારું નિર્દોષ પદ મને આપો, પરમાત્મસ્વરૂપનો અનુભવ કરાવો. સર્વ જીવોનું સુખ વધો. સર્વ જીવોને આનંદ અને કલ્યાણ પ્રાપ્ત થાવ.

અનુભવ માણિક પારખી, જૌહરિ આપ જિનંદ;
યેહી વર મોહિ દીજિયે, ચરન શરન આનંદ. ૩૫

હે જિનેન્દ્ર, આપ આત્માનુભવ (આત્મસાક્ષાત્કાર) રૂપ અમૂલ્ય રત્નના પરીક્ષક ઝવેરી છો. આપે અનુભવરૂપ અમૂલ્ય રત્ન પારખીને ગ્રહણ કર્યું છે. મને પણ એ વર, સર્વોત્કૃષ્ટ આત્માનુભવ આપો, કે જેથી આપના ચરણના અવલંબનથી ચિદાનંદમય સ્વરૂપસુખની મને પ્રાપ્તિ થાય. માણેકચંદ લખનારે પોતાનું નામ પણ છેવટે આણ્યું છે.

ઈતિ આલોચના પાઠ સમાપ્ત.

---

# સામાયિક પાઠ

(અર્થ સહિત)

## ૧. પ્રતિક્રમણ[૧] કર્મ.

કાલ અનંત ભ્રમ્યો જગમેં સહિયે દુઃખ ભારી,
જન્મ મરણ નિત કિયે પાપકો વ્હૈ અધિકારી;
કોડિ ભવાંતરમાંહિ મિલન દુર્લભ [૨]સામાયિક,
ધન્ય આજ મૈં ભયો જોગ મિલિયો સુખદાયક. ૧

---

૧. પૂર્વે લાગેલા દોષથી પાછા હઠવું તે.
૨. રાગદ્વેષ રહિત સમભાવરૂપ આત્મસ્વભાવમાં રહેવું તે.

અનંત કાળથી આ જીવ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. ત્યાં મહા ભયંકર દુઃખોને ભોગવી રહ્યો છે. જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ આદિ અનંત દુઃખ અનંત કાળથી અનંતથી અનંત વાર ભોગવ્યા કરે છે. તે સર્વ દુઃખ ભોગવવાના કારણરૂપ અજ્ઞાન આદિ અનેક દોષ–પાપનું પોતે ભાજન થયેલ છે. (અર્થાત્ અનંત દોષ–પાપથી જ આ પરિભ્રમણનાં દુઃખ ચાલુ રહ્યાં છે.) તે દોષને દૂર કરનાર અને શુદ્ધ આત્મસ્વભાવને પ્રગટાવનાર સામાયિક કરોડો ભવોમાં પણ મળવું દુર્લભ છે. તે સામાયિક કરવાનો સુખદાયક જોગ, અવસર મને આજે મળ્યો છે તેથી અહો ! આજે હું અત્યંત ધન્યરૂપ છું, કૃતાર્થ છું. મારો આ કાળ લેખાનો છે, સફળ છે.

હે સર્વજ્ઞ જિનેશ ! કિયે જે પાપ જુ મૈં અબ,
તે સબ મન વચ કાય યોગકી ગુપ્તિ વિના લભ;
આપ સમીપ હજૂરમાંહિ મૈં ખડો ખડો સબ,
દોષ કહું સો સુનો કરો નઠ દુઃખ દેહિં જબ. ૨

હે સર્વજ્ઞ જિનેશ, મન, વચન અને કાયા એ ત્રણે યોગની ગુપ્તિ, સંયમ વગર મેં જે જે પાપ કર્યાં તે સર્વ પાપ આપ પ્રભુની સમીપ ઊભો રહીને કહું છું. આપ તે સાંભળો અને તે સર્વ દોષ કે જે મને દુઃખના દેનાર છે તેનો નાશ કરો.

ક્રોધ માન મદ લોભ મોહ માયાવશ પ્રાની,
દુઃખ સહિત જે કિયે દયા તિનકી નહિ આની;
બિના પ્રયોજન એક ઇંદ્રિ બિ તિ ચઉ પંચેન્દ્રિય,
આપ પ્રસાદહિં મિટૈ દોષ જો લગ્યો મોહિ જિય. ૩

ક્રોધ, માન, મદ, લોભ, મોહ, અને માયાને વશ થઈ મેં જે જે પ્રાણીને દુઃખી કર્યા, દયા કરી નહિ, વગર કારણે એક બે ત્રણ ચાર અને પાંચ ઇન્દ્રિયવાળા જે જે જીવોની વિરાધના કરી, તેથી જે જે દોષ મને લાગ્યા તે સર્વ દોષ હે પ્રભુ ! આપની કૃપાથી મિથ્યા થાઓ.

આપસમેં ઈક ઠૌર થાપિકરિ જે દુઃખ દીને,
પેલિ દિયે પગતલેં દાબિકરિ પ્રાણ હરીને;
આપ જગતકે જીવ જિતે તિન સબકે નાયક,
અરજ કરું મૈ સુનો દોષ મેટો દુઃખદાયક. ૪

એકબીજા જીવોને પરસ્પર એક એક ઠેકાણે ઉપરાઉપરી મૂકીને દુઃખ દીધું. પગ તળે દાબીને, પીલીને, કચરી નાખીને પ્રાણ રહિત કર્યા; હે પ્રભુ, જગતમાં જેટલા જીવ છે તે સર્વના આપ નાયક સ્વામી છો તેથી હું આપને આ અરજ કરું છું; તે આપ કૃપા કરીને સુણો, સ્વીકારો અને મને તે દુઃખદાયક દોષોથી મુક્ત કરો.

અંજન આદિક ચોર મહા ઘનઘોર પાપમય,
તિનકે જે અપરાધ ભયે તે ક્ષમા ક્ષમા કિય;
મેરે જે અબ દોષ ભયે તે ક્ષમહુ દયાનિધિ,
યહ પડિકોણોં કિયો આદિ ષટ્ કર્મ માંહિ વિધિ. ૫

અંજન ચોર આદિ ઘણા ઘણા ઘોર પાપના કરનારાઓના સૌ અપરાધ આપે ક્ષમા કરીને તેમને દોષ રહિત નિર્દોષ કર્યા છે. તો હાલ મારા જે જે દોષ થયા હોય તે સર્વ હે દયાનિધિ, આપ ક્ષમા કરો.

પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, સામાયિક, સ્તવન, વંદના અને કાયોત્સર્ગરૂપ છ (ષટ્) કર્મ આવશ્યક–નિત્ય અવશ્ય કરવા યોગ્ય કર્મમાંથી આ પહેલું પ્રતિક્રમણ અહીં કર્યું.

## ૨. પ્રત્યાખ્યાન કર્મ

જો પ્રમાદવશ હોય વિરાધે જીવ ઘનેરે
તિનકો જો અપરાધ ભયો મેરે અઘ
સો સબ જૂઠો હોહુ જગત પતિકે પ્ર
જા પ્રસાદતેં મિલે સર્વ સુખ, દુઃખ ન

અનંત કાળથી આ જીવ સંસારમાં પરિભ્રમણ કરી રહ્યો છે. ત્યાં મહા ભયંકર દુઃખોને ભોગવી રહ્યો છે. જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ આદિ અનંત દુઃખ અનંત કાળથી અનંતથી અનંત વાર ભોગવ્યા કરે છે. તે સર્વ દુઃખ ભોગવવાના કારણરૂપ અજ્ઞાન આદિ અનેક દોષ–પાપનું પોતે ભાજન થયેલ છે. (અર્થાત્ અનંત દોષ–પાપથી જ આ પરિભ્રમણનાં દુઃખ ચાલુ રહ્યાં છે.) તે દોષને દૂર કરનાર અને શુદ્ધ આત્મસ્વભાવને પ્રગટાવનાર સામાયિક કરોડો ભવોમાં પણ મળવું દુર્લભ છે. તે સામાયિક કરવાનો સુખદાયક જોગ, અવસર મને આજે મળ્યો છે તેથી અહો ! આજે હું અત્યંત ધન્યરૂપ છું, કૃતાર્થ છું. મારો આ કાળ લેખાનો છે, સફળ છે.

હે સર્વજ્ઞ જિનેશ ! કિયે જે પાપ જુ મૈં અબ,
તે સબ મન વચ કાય યોગકી ગુપ્તિ વિના લભ;
આપ સમીપ હજૂરમાંહિ મૈં ખડો ખડો સબ,
દોષ કહું સો સુનો કરો નઠ દુઃખ દેહિં જબ. ૨

હે સર્વજ્ઞ જિનેશ, મન, વચન અને કાયા એ ત્રણે યોગની ગુપ્તિ, સંયમ વગર મેં જે જે પાપ કર્યાં તે સર્વ પાપ આપ પ્રભુની સમીપ ઊભો રહીને કહું છું. આપ તે સાંભળો અને તે સર્વ દોષ કે જે મને દુઃખના દેનાર છે તેનો નાશ કરો.

ક્રોધ માન મદ લોભ મોહ માયાવશ પ્રાની,
દુઃખ સહિત જે કિયે દયા તિનકી નહિ આની;
બિના પ્રયોજન એક ઇંદ્રિ બિ તિ ચઉ પંચેન્દ્રિય,
આપ પ્રસાદહિં મિટૈ દોષ જો લગ્યો મોહિ જિય. ૩

ક્રોધ, માન, મદ, લોભ, મોહ, અને માયાને વશ થઈ મેં જે જે પ્રાણીને દુઃખી કર્યાં, દયા કરી નહિ, વગર કારણે એક બે ત્રણ ચાર અને પાંચ ઇન્દ્રિયવાળા જે જે જીવોની વિરાધના કરી, તેથી જે જે દોષ મને લાગ્યા તે સર્વ દોષ હે પ્રભુ ! આપની કૃપાથી મિથ્યા થાઓ.

આપસમેં ઈક ઠૌર થાપિકરિ જે દુઃખ દીને,
પેલિ દિયે પગતલેં દાબિકરિ પ્રાણ હરીને;
આપ જગતકે જીવ જિતે તિન સબકે નાયક,
અરજ કરું મૈં સુનો દોષ મેટો દુઃખદાયક. ૪

એકબીજા જીવોને પરસ્પર એક એક ઠેકાણે ઉપરાઉપરી મૂકીને દુઃખ દીધું. પગ તળે દાબીને, પીલીને, કચરી નાખીને પ્રાણ રહિત કર્યા; હે પ્રભુ, જગતમાં જેટલા જીવ છે તે સર્વના આપ નાયક સ્વામી છો તેથી હું આપને આ અરજ કરું છું; તે આપ કૃપા કરીને સુણો, સ્વીકારો અને મને તે દુઃખદાયક દોષોથી મુક્ત કરો.

અંજન આદિક ચોર મહા ઘનઘોર પાપમય,
તિનકે જે અપરાધ ભયે તે ક્ષમા ક્ષમા કિય;
મેરે જે અબ દોષ ભયે તે ક્ષમહુ દયાનિધિ,
યહ પડિકોણ્યોં કિયો આદિ ષટ્ કર્મ માંહિ વિધિ. ૫

અંજન ચોર આદિ ઘણા ઘણા ઘોર પાપના કરનારાઓના સૌ અપરાધ આપે ક્ષમા કરીને તેમને દોષ રહિત નિર્દોષ કર્યા છે. તો હાલ મારા જે જે દોષ થયા હોય તે સર્વ હે દયાનિધિ, આપ ક્ષમા કરો.

પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન, સામાયિક, સ્તવન, વંદના અને કાયોત્સર્ગરૂપ ૭ (૬ટ્) કર્મ આવશ્યક—નિત્ય અવશ્ય કરવા યોગ્ય કર્મમાંથી આ પહેલું પ્રતિક્રમણ અહીં કર્યું.

## ૨. પ્રત્યાખ્યાન કર્મ

જો પ્રમાદવશ હોય વિરાધે જીવ ઘનેરે,
તિનકો જો અપરાધ ભયો મેરે અઘ ઢેરે;
સો સબ જૂઠો હોહુ જગત પતિકે પરસાદૈ,
જા પ્રસાદતૈં મિલે સર્વ સુખ, દુઃખ ન લાવૈ. ૬

કષાય, ઇન્દ્રિય, વિકથા, સ્નેહ અને નિદ્રા એમ પ્રમાદ પાંચ પ્રકારે છે. અથવા "ધર્મની અનાદરતા, ઉન્માદ, આળસ, કષાય એ સઘળાં પ્રમાદનાં લક્ષણ છે." એ પ્રમાદને વશ થઈ મેં જે ઘણા જીવોને વિરાધ્યા અને તેથી પાપના જે સમૂહ મેં ઉપાર્જ્યા તે સર્વ મારાં પાપ હે જગતપતિ, આપની કૃપાથી, મિથ્યા થાઓ, આપના પ્રસાદ (કૃપા)થી સર્વ સુખ મને પ્રાપ્ત થાય અને દુઃખના ભાર દૂર થાય.

મૈં પાપી નિર્લજ્જ દયાકરિ હીન મહાશઠ;
કિયે પાપ અતિ ઘોર પાપમતિ હોય ચિત્ત દુઠ;
નિંદૂં હું મૈં બારબાર નિજ જિયકો ગરહૂં,
સબવિધિ ધર્મ ઉપાય પાય ફિરિ પાપહિ કરહૂં. ૭

હું પાપી, નિર્લજ્જ, નિર્દય, મહાશઠ, (અજ્ઞાની) છું. દુષ્ટ ચિત્તથી, પાપમય મતિવાળા મેં અતિ ઘોર પાપ કર્યાં છે તે સર્વ મારાં પાપની હું નિંદા કરું છું. સર્વ પ્રકારે ધર્મના ઉપાયો પામીને પણ હું ફરી પાપને જ કરું છું. તેથી મને ધિક્કાર છે,

દુર્લભ હૈ નરજન્મ તથા શ્રાવક કુલ ભારી;
સત્સંગતિ સંયોગ ધર્મ જિન શ્રદ્ધા ધારી,
જિન વચનામૃત ધાર [1]સમાવર્તૈ જિનવાની,
તો હૂ જીવ સંહારે ધિક્ ધિક્ ધિક્ હમ જાની. ૮

સર્વ દેહમાં મનુષ્યદેહ સર્વોત્તમ છે. કારણકે સર્વ દોષની નિવૃત્તિ કરી મોક્ષની પ્રાપ્તિ કરવી તે એક મનુષ્યદેહથી જ થઈ શકે છે. તે મનુષ્યદેહની પ્રાપ્તિ ઘણા પુણ્યોદયે થાય છે. તેથી મનુષ્યભવ મળવો ઘણો દુર્લભ કહ્યો છે. તેવો દુર્લભ મનુષ્યદેહ મળ્યા

---

૧. ભણી ચૂક્યો.

છતાંય સદ્ધર્મ રહિત કુળમાં જન્મ થયો હોય તો તે કુળના મિથ્યા ધર્મસંસ્કાર મૂકીને સદ્ધર્મને ગ્રહણ કરતાં ઘણી મુશ્કેલી પડે છે. માટે સદ્ધર્મયુક્ત કુળમાં જન્મ એ બીજું મોક્ષપ્રાપ્તિ માટે દુર્લભ સાધન કહ્યું છે. તેવા કુળમાં જન્મ થયા છતાં સદ્ધર્મના ઉપદેશક આત્મજ્ઞાની સત્પુરુષની પ્રાપ્તિ, તેમનો સમાગમ, તેમનો બોધ, તેથા વીતરાગ ભગવાનના ધર્મની શ્રદ્ધા એ આદિ ઉત્તરોત્તર દુર્લભ પ્રાપ્તિ ગણાય છે.

કોઈ મહાપુણ્યના ઉદયે ઉપરોક્ત સર્વ દુર્લભ સામગ્રી તો હું પામ્યો છું. મનુષ્યદેહથી માંડી વીતરાગ પ્રભુનાં વચનામૃતની વર્ષારૂપ જિનવાણીના અભ્યાસ સુધી સર્વના મને પ્રાપ્તિ થઈ તો પણ હું જીવ-હિંસા આદિ દોષમાં હજુ પ્રવર્તું છું. તેથી મને ધિક્ ધિક્ ધિક્કાર છે.

ઇંદ્રિય લંપટ હોય ખોય નિજજ્ઞાન જમા સબ,
અજ્ઞાની જિમ કરૈ તિસી વિધિ હિંસક વ્હૈ અબ;
ગમનાગમન કરંતો જીવ વિરાધે ભોલે,
તે સબ દોષ કિયે નિંદૂ અબ મન વચ તોલે. ૯

પાંચ ઇન્દ્રિયના વિષયોમાં અત્યંત આસક્ત (ઇન્દ્રિય લંપટ) થઈને, મેં જ્ઞાનનો, બોધનો જે કંઈ સંચય હતો તે ગુમાવી દઈને, અજ્ઞાની જેમ હિંસા આદિ પાપમાં નિઃશંક-નિર્ભયપણે પ્રવર્તે તેમ પ્રવર્તતાં, મેં જતાં આવતાં જે જે બિચારા નિર્દોષ જીવોને હણ્યા હોય, વિરાધ્યા હોય તે સર્વ દોષને હવે મારાં મન વચનને સમતોલ નિષ્કપટ રાખીને નિંદું છું.

આલોચન વિધિ થકી દોષ લાગે જુ ઘનેરે,
તે સબ દોષ વિનાશ હોઉ તુમતૈં જિન મેરે;
બારબાર ઈસ ભાંતિ મોહ મદ દોષ કુટિલતા,
ઈર્ષાદિનતૈં ભયે નિંદિયે જે ભયભીતા. ૧૦

હે ! જિન વીતરાગ, આલોચના કરતાં જે બીજા ઘણા દોષ લાગ્યા હોય તે સર્વ મારા દોષ આપની કૃપાથી નાશ પામી જાઓ. વારંવાર આ પ્રકારે મોહ, મદ, દ્વેષ, કુટલિતા (માયા), ઈર્ષા આદિથી જે જે મેં દોષ કર્યા હોય તે સર્વ દોષને ભયભીત એવો હું નિંદું છું. મારા તે સર્વ દોષ મિથ્યા થાઓ.

## ૩. સામાયિક કર્મ.

**સબ જીવનમેં મેરે સમતાભાવ જગ્યો હૈ,**
**સબ જિય મોસમ સમતા રાખો ભાવ લગ્યો હૈ;**
**આર્ત્ત રૌદ્ર દ્વય ધ્યાન છાંડિ કરિહૂં સામાયિક,**
**સંયમ મો કબ શુદ્ધ હોય યહ ભાવ બધાયિક. ૧૧**

સર્વ જીવો પ્રત્યે મને સમભાવ ઉત્પન્ન થયો છે. સર્વ જીવો મારા જેવી સમતા ધારણ કરો એવી મારી ઇચ્છા છે.

આર્ત્ત ધ્યાન :—દુખિત કે ક્લેશયુક્ત ભાવોની એકાગ્રતા તે આર્ત્તધ્યાન પ્રાયે તિર્યંચગતિનું કારણ થાય છે માટે તે ત્યાજ્ય છે. તેના ચાર ભેદ છે :—

(૧) ઇષ્ટ વિયોગજ આર્ત્તધ્યાન :—પ્રિય પુત્ર, મિત્ર, કલત્ર આદિના વિયોગથી થતા દુઃખમય ભાવોની એકાગ્રતા—

(૨) અનિષ્ટ સંયોગજ આર્ત્તધ્યાન :—અપ્રિય દુર્ગુણી પુત્ર, કલત્ર, શત્રુ આદિના સંયોગમાં એ સંબંધ ક્યારે છૂટે એવી ચિંતા—

(૩) પીડા વા વ્યાધિપ્રતિકાર ચિંતવન આર્ત્તધ્યાન :—શરીરમાં રોગ થાય ત્યારે પીડાથી ક્લેશિત ભાવો થવા, રોગ ક્યારે મટે તેને માટે ઉપાયોમાં ચિંતિત પરિણામ રહ્યા કરે તે.

(૪) નિદાન આર્ત્તધ્યાન :—ધર્મક્રિયાના ફળરૂપ આગામી કાળમાં ભોગ મળે તે ચિંતાથી આકુળવ્યાકુળ ભાવ રાખવા તે.

રૌદ્ર ધ્યાન :—દુષ્ટ પરઘાતક સ્વાર્થસાધક હિંસક પરિણામોની એકાગ્રતા તે રૌદ્ર ધ્યાન પ્રાયઃ નર્ક ગતિનું કારણ થાય છે. માટે તજવા યોગ્ય છે. તેના ૪ ભેદ છે.

(૧) હિંસાનંદી :—બીજા પ્રાણીઓની હિંસા કરવામાં કરાવવામાં, અનુમોદવામાં આનંદ માનનારને તેવાં દુષ્ટ પરિણામોમાં એકાગ્રતા છે તે.

(૨) મૃષાનંદી :—અસત્ય બોલવામાં, બોલાવવામાં, બોલનારને સારું કહેવામાં, જૂઠાને સાચું સાબિત કરી આનંદ માનનારને તેવાં દુષ્ટ પરિણામોમાં એકાગ્રતા થવી તે.

(૩) ચૌર્યાનન્દી :—પર દ્રવ્ય આદિની ચોરી કરવી, કરાવવી, કરનારને ભલું માનવું; ઇત્યાદિ ચોરીમાં આનંદિત પરિણામોની એકાગ્રતા.

(૪) પરિગ્રહાનન્દી :—પરિગ્રહ એકઠો કરવો, કરાવવો અનુમોદવો પરિગ્રહરક્ષામાં બાહોશી માની એમાં આનંદિત પરિણામોની એકાગ્રતા.

ઉપર પ્રમાણે આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન અધોગતિનાં કારણ હોવાથી તેને છોડીને હવે હું ધર્મધ્યાનનો આશ્રય ગ્રહણ કરી સમતા ભાવ સામાયિક કરું છું. અને ભાવની વૃદ્ધિ કરનાર મારો સંયમ ક્યારે શુદ્ધ થશે એમ ભાવું છું.

પૃથ્વી જલ અરુ અગ્નિ વાયુ ચૌ કાય વનસ્પતિ,
પંચહિ થાવર માંહિ તથા ત્રસ જીવ બસૈ જીત;
બે ઇંદ્રિય તિય ચઉ પંચેંદ્રિયમાંહિ જિવ સબ,
તિનસેં ક્ષમા કરાઉં મુઝપર ક્ષમા કરો અબ. ૧૨

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ એ પાંચ સ્થાવર એકેન્દ્રિય જીવો, તથા બે, ત્રણ, ચાર, અને પાંચ ઇન્દ્રિયવાળા, સંજ્ઞી, અસંજ્ઞી

એ સર્વ જીવોને હું ક્ષમાવું છું, સૌની ક્ષમા યાચું છું સૌ મને ક્ષમા કરશો.

ઇસ અવસરમેં મેરે સબ કંચન અરુ તૃણ,
મહલ મસાન સમાન શત્રુ અરુ મિત્રહુ સમ ગણ;
જન્મન મરન સમાન જાન હમ સમતા કીની,
સામાયિક કા કાલ જિતૈ યહ ભાવ નવીની. ૧૩

આ સામાયિકના અવસરમાં મારે તૃણ કે કંચન, મહેલ કે સ્મશાન, શત્રુ કે મિત્ર, જન્મ કે મરણ સર્વ સમાન છે. જેટલો કાળ સામાયિકમાં રહું તેટલો વખત આજ સર્વોત્કૃષ્ટ સમભાવ મને રહો, બીજો ભાવ ન રહો.

મેરો હૈ ઇક આતમ તામૈં મમત જુ કીનો;
ઔર સબૈ મમ ભિન્ન જાનિ સમતા રસ ભીનો,
માત પિતા સુત બંધુ મિત્ર તિય આદિ સબૈ યહ,
મોતૈં ન્યારે જાનિ યથારથ રૂપ કર્યો ગહ. ૧૪

મારો એક આત્મા છે તે મારા આત્મસ્વરૂપમાં હવે હું મારાપણું કરું છું. મારા આત્મસ્વરૂપથી બીજું બધું પર છે, જુદું છે, મારું નથી, એમ જાણી હું સર્વ પર દ્રવ્ય, પર ભાવ પ્રત્યે રાગદ્વેષ રહિત થઈ સમભાવરૂપ શાંત રસમાં મગ્ન થાઉં છું. માતા, પિતા, ભાઈ, મિત્ર, પત્ની આદિ સર્વ મારાથી જુદાં જ છે એમ જાણી મારું યથાર્થ આત્મસ્વરૂપ છે તેને જ હવે હું ગ્રહણ કરું છું.

મૈં અનાદિ જગજાલમાંહિ, ફંસિ રૂપ ન જાણ્યો,
એકેંદ્રિય દે આદિ જંતુકો પ્રાણ હરાણ્યો;
તે અબ જીવ સમૂહ સુનો મેરી યહ અરજી,
ભવ ભવકો અપરાધ ક્ષમા કીજ્યો કરિ મરજી. ૧૫

અનાદિ કાળથી સંસારરૂપ જાળમાં ફસાઈને મેં મારું આત્મસ્વરૂપ જાણ્યું નહિ. તેથી એકેંદ્રિય, બે ઇન્દ્રિય આદિ જીવોનાં પ્રાણ હરણ કર્યા. તે સર્વ જીવસમૂહ આ મારી અરજ સુણજો, સાંભળજો, અને અનેક ભવમાં તમારા પ્રતે મારા જે જે અપરાધ થયા હોય તે કૃપા કરીને ક્ષમા કરજો.

## ૪. સ્તવન કર્મ.

નમોં રિષભ જિનદેવ અજિત જિન જીતિ કર્મકો,
સંભવ ભવદુઃખ હરન કરન અભિનંદ શર્મકો;
સુમતિ સુમતિદાતાર તાર ભવસિંધુ પાર કર,
પદ્મપ્રભ પદ્માભ ભાનિ ભવભીતિ પ્રીતિ ધર. ૧૬

શ્રી ઋષભદેવ જિનેન્દ્રને તથા ધર્મશત્રુને જિતનાર અજિત જિનને નમસ્કાર કરું છું. ભવદુઃખ એટલે જન્મમરણાદિ સંસારદુઃખ. તેને હરનારા સંભવનાથ પ્રભુને તથા મોક્ષસુખના આપનાર અભિનંદન જિનને નમું છું. સન્મતિના આપનાર હે! સુમતિનાથ, અમને સંસાર-સમુદ્રથી પાર તારજો, હે! કમલ સમાન કાંતિવાળા પદ્મપ્રભપ્રભુ અમારા ઉપર (પ્રીતિ) કૃપા કરીને અમારી ભવભીતિ (સંસારભય) ટાળજો.

શ્રી સુપાર્શ્વ કૃતપાશ નાશ ભવ જાસ શુદ્ધ કર,
શ્રી ચંદ્રપ્રભ ચંદ્રકાંતિ સમ દેહકાંતિ ધર;
પુષ્પદંત દમિ દોષકોષ ભવિ પોષ રોષ હર,
શીતલ શીતલ કરન હરન ભવતાપ દોષ હર. ૧૭

હે સુપાર્શ્વનાથ, આપે કર્મના પાશ (બંધન)નો નાશ કર્યો છે. અને આપનું જીવન અમને શુદ્ધ નિર્દોષ કરી સંસારથી તારનાર છે, હે ચંદ્રપ્રભ પ્રભુ, આપ ચંદ્રની કાંતિ જેવી મનોહર દેહની કાંતિના ધરનારા છો. હે! પુષ્પદંત (સુવિધિ) પ્રભુ, આપ દોષના સમૂહને ટાળ-નારા, ભવ્ય જનોને મોક્ષમાર્ગમાં પોષ પુષ્ટિ, સહાય આપનારા

અને રોષ એટલે દ્વેષાદિને હરનારા છો. સંસારના તાપને હરનારા પરમ આત્મશાંતિરૂપ શીતલતાના કરનારા હે! શીતલનાથ પ્રભુ, અમારા સર્વ દોષને હરો, દૂર કરો.

શ્રેયરૂપ જિન શ્રેય ધેય નિત સેય ભવ્યજન,
વાસુપૂજ્ય શત પૂજ્ય વાસવાદિક ભવ ભય હન;
વિમલ વિમલ મતિ દેન અંતગત હૈ અનંતિ જિન,
ધર્મ શર્મ શિવ કરન શાંતિ જિન શાંતિ વિધાયિન. ૧૮

હે શ્રેયાંસ જિન! આપ શ્રેય, કલ્યાણરૂપ છો, ભવ્યજનોના આપ નિત્ય સેવવા યોગ્ય ધ્યેય છો. હે! વાસુપૂજ્ય પ્રભુ, આપ સો ઇન્દ્રોએ પૂજ્ય છો અને સંસારના ભયના હણનારા છો. હે! વિમલનાથ પ્રભુ, આપ વિમલ શુદ્ધ મતિના આપનારા છો, હે અનંતજિન, આપ સંસાર (જન્મ મરણાદિ)ના અંતને (મુક્તિને પામ્યા છો હે ધર્મનાથ! આપ (શર્મ) સુખ આનંદપ્રદ (શિવ) કલ્યાણ (મોક્ષ)ના કરનારા છો હે! શાંતિનાથ પ્રભુ, આપ શાંતિના કરનારા છો.

કુંથુ કુંથુસુખ જીવપાલ અરનાથ જાલહર,
મલ્લિ મલ્લસમ મોહમલ્લ મારન પ્રચારધર;
મુનિસુવ્રત વ્રતકરન નમત સુરસંઘહિ નમિજિન,
નેમિનાથ જિન નેમિ ધર્મ રથ માંહિ જ્ઞાનધન. ૧૯

હે! કુંથુનાથ, આપ (કુંતુ) કંથવા જેવા નાના જીવથી માંડી સર્વ જીવોના રક્ષક છો; હે અરનાથ, આપ સંસારજાલને દૂર કરનારા છો, મલ્લિનાથ! આપ મોહરૂપ મલ્લને મારવાને સમર્થ મલ્લ સમાન છો. આપ સત્ય ધર્મોપદેશાદિક ઉત્કૃષ્ટ આચારને ધરનારા છો. હે મુનિસુવ્રત પ્રભુ, આપ વ્રતને કરનારા છો, હે! નેમિજિન, આપને સુર અસુરના સમૂહ નમે છે. હે! નેમિનાથ, આપ ધર્મરૂપ રથની નેમિ (ચક્રની વાટ) સમાન છો. જ્ઞાનસમૂહ છો. અથવા જ્ઞાનરૂપ ધનવાળા છો. ( જ્ઞાનધન પાઠાંતર)

પાર્શ્વનાથ જિન પાર્શ્વ [1]ઉપલ સમ મોક્ષરમા પતિ,
વર્દ્ધમાન જિન નમોં વમોં ભવદુઃખ કર્મકૃત;
યા વિધિ મેં જિન સંઘરૂપ ચઉવીસ સંખ્યધર,
સ્તઊં નમૂં હું બારબાર વંદૂં શિવ સુખકર. ૨૦

હે! પાર્શ્વનાથ પ્રભુ, આપ પારસમણિ સમાન, લોહરૂપ અજ્ઞાની જનોને કંચનરૂપ, આત્મજ્ઞાન દશામય બનાવનારા છો, આપ મોક્ષ લક્ષ્મીના પતિ છો. હે વર્દ્ધમાન જિન! આપને નમું છું અને કર્મજનિત સંસારદુઃખને દૂર કરી દઉં છું. અર્થાત્ આપને નમન કરતાં મારાં સંસાર-દુઃખ દૂર થઈ જાય છે. આ પ્રકારે મોક્ષસુખના આપનાર ચોવીસ સંખ્યાયુત જિનેશ્વરોના સમૂહને વારંવાર સ્તવું છું. અને નમન કરું છું.

## ૫. વન્દના કર્મ.

વંદૂં મૈં જિનવીર ધીર મહાવીર સુસન્મતિ,
વર્દ્ધમાન અતિવીર વંદિહોં મન વચ તનકૃત;
ત્રિશલા તનુજ મહેશ ધીશ વિદ્યાપતિ વંદૂં,
વંદૂં નિત પ્રતિ કનક રૂપ તનુ પાપ નિકંદૂં. ૨૧

વીર, મહાવીર, સન્મતિ, વર્ધમાન, અને અતિવીર એવા (પાંચ નામે સુવિખ્યાત) હે જિનેન્દ્ર, આપને મન, વચન કાયાએ કરી વંદું છું. હે ત્રિશલા માતાના પુત્ર, આપ અનંત આત્મઐશ્વર્યે યુક્ત હોવાથી મહેશ છો, આપ કેવલજ્ઞાની હોવાથી ધીશ છો, વિદ્યાપતિ છો, આપને હું નિત્ય પ્રત્યે વંદૂં છું. કંચનવર્ણ કાયાના ધારક હે! પ્રભુ, આપને વંદતાં મારાં પાપ (નિકંદું) દૂર કરું છું.

સિદ્ધારથ નૃપ નંદ દ્વંદ દુઃખ દોષ મિટાવન,
દુરિત દવાનલ જ્વલિત જ્વાલ જગ જીવ ઉદ્ધારન;
કુંડલપુર કરિ જન્મ જગત જિય આનંદ કારન,
વર્ષ બહત્તરિ આયુ પાય સબહી દુઃખ ટારન. ૨૨

---

1. પોખરઃ રત્ન, પારસમણિ.

હે સિદ્ધાર્થરાજાના પુત્ર! જન્મમરણ, રાગદ્વેષ, હર્ષશોક આદિ દ્વંદ્વ જનિત દુઃખ અને (વિભાવિક ભાવોરૂપ) સર્વ દોષને મટાડનાર, તથા દુઃખરૂપ દાવાનલની સળગતી (પ્રજ્વલિત) જ્વાલામાં સળગી રહેલા જગતના જીવોને ઉદ્ધારનાર, આપ કુંડલપુરમાં જન્મ્યા છો, અને જગતના જીવોને પરમ આનંદનું કારણ બન્યા છો. આપ બહોતેર વર્ષનું આયુષ્ય પામીને સર્વનાં દુઃખનો નાશ કરનાર બન્યા છો.

સપ્ત હસ્ત તનુ તુંગ ભંગ કૃત જન્મ મરન ભય;
બાલ બ્રહ્મમય જ્ઞેય હેય આદેય જ્ઞાનમય;
દે ઉપદેશ ઉધારિ તારિ ભવસિંધુ જીવઘન,
આપ બસે શિવ માંહિ તાહિ બંદૌ મનવચતન. ૨૩

સાત હાથ ઊંચી કાયાવાળા, જન્મમરણના ભયને ભાગી નાખનાર, બાળ બ્રહ્મચારી, જ્ઞેય (જાણવા યોગ્ય), હેય (ત્યાગવા યોગ્ય), ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) એ ત્રણેનું જ્ઞાન થાય તેનો ઉપદેશ આપી, ઘણા જીવોના સમૂહને સંસારસમુદ્રથી ઉદ્ધારનાર તારનાર બની હાલ મોક્ષના અતીંદ્રિય આત્મિક અનંત સુખમાં બિરાજમાન થયેલા હે! મહાવીર પ્રભુ, આપને મન, વચન, કાયાથી હું પ્રણામ કરું છું.

જાકે વંદન થકી દોષ દુઃખ દૂરહિ જાવે,
જાકે વંદન થકી મુક્તિ તિય સન્મુખ આવે;
જાકે વંદન થકી વન્દ્ય હોવૈ સુરગનકે,
ઐસે વીર જિનેશ વંદિહૌં ક્રમ યુગ તિનકે. ૨૪

જેને વંદન કરવાથી આત્માની અશુદ્ધતારૂપ સર્વ દોષો અને સંસારપરિભ્રમણરૂપ સર્વ દુઃખો દૂર થઈ જાય છે. મુક્તિરૂપી સ્ત્રી સન્મુખ (સામી) આવે છે, ને સુરાસુરોના સમુદાયથી પૂજિત એવું પરમ ઇન્દ્ર કે અર્હત્પદ પ્રાપ્ત થાય છે, એવા વીર પ્રભુના ચરણ યુગલને નમસ્કાર કરું છું.

સામાયિક ષટ્ કર્મમાંહિ વંદન યહ પંચમ,
વંદે વીર જિનેન્દ્ર ઇન્દ્ર શત વન્દ્ય વન્દ્ય મમ;
જન્મ મરણુ ભય હરો કરો અઘશાંતિ શાંતિમય,
મેં અઘકોશ સુપોષ દોષકો દોષ વિનાશય. ૨૫

સામાયિકનાં જે ષટ્ આવશ્યક કર્મ તે મધ્યે આ પાંચમું વંદન નામનું આવશ્યક કરું છું. સો ઇન્દ્રોએ વન્દ્ય હોવાથી મારે પણ વન્દ્ય છે એવા વીર જિનેન્દ્રને નમસ્કાર કરું છું. હે પ્રભુ! મારા જન્મ-મરણુના ભયને ટાળો. હે શાંતિમય પ્રભુ! મારાં પાપની નિવૃત્તિરૂપ શાંતિ મને આપો, હું પાપનો ભંડાર છું. દોષને પોષનાર, વધારનાર મારા દોષનો નાશ કરો.

## ૬. કાયોત્સર્ગ કર્મ.

કાયોત્સર્ગ વિધાન કરું અંતિમ સુખદાઈ,
કાય ત્યજનમય હોય કાય સબકો દુઃખદાઈ;
પૂરવ દક્ષિણુ નમૂં દિશા પશ્ચિમ ઉત્તર મૈં,
જિનગૃહ વંદન કરું હરું ભવ પાપ તિમિર મૈં. ૨૬

હવે છેલ્લું કાયોત્સર્ગ નામનું આવશ્યક કર્મ કે જે સુખદાયક છે તે કરું છું. કાયા રોગાદિ અનેક પ્રકાર વડે દુઃખને જ આપનારી છે, છેવટે તો આ કાયા સર્વને છોડવાની જ છે, તથા અશરીરી ભાવ, મોક્ષભાવ થવા કાયોત્સર્ગ છે. માટે દેહભાવ, શરીરમાં આત્મ-પણાની બુદ્ધિ, દેહમમત્વ ત્યાગીને હું કાયોત્સર્ગમાં, મનને આત્મ-સ્વરૂપમાં તલ્લીન કરવા, આત્મભાવનામાં એકાગ્ર કરું છું. પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર દિશા તરફ ફરીને તે તે દિશામાં રહેલાં સર્વ જિનમંદિરોને નમસ્કાર કરું છું. અને સંસારકૃત પાપમય અંધકારનો નાશ કરું છું.

શિરોનતિ મૈં કરું નમૂં મસ્તક કર ધરિ કૈં,
આવર્તાદિક ક્રિયા કરું મન વચ મદ હરિ કૈં;
તીનલોક જિન ભવમાંહિ જિન હૈ જુ અકૃત્રિમ,
કૃત્રિમ હૈ દ્વય અર્ધ દ્વીપ માંહિ વંદૌં જિમ. ૨૭

આઠ કોડિ પરિ છપ્પન લાખ જુ સહસ સત્યાણું,
ચ્યારિ શતક પરિ અસી એક જિન મંદિર જાણું;
વ્યંતર જ્યોતિષી માંહિ સંખ્ય રહિતે જિનમંદિર,
જિનગૃહ વંદન કરું હરહુ મમ પાપ સંઘકર. ૨૮

મન, વચન અને કાયાના મદને મૂકીને, અત્યંત નમ્રભાવ લાવીને ત્રણ આવર્ત આદિ ક્રિયા કરીને, મસ્તક ઉપર બે હાથ જોડીને, સર્વ શાશ્વત જિન પ્રતિમાઓને હું મસ્તક નમાવીને નમસ્કાર કરું છું. ત્રણે લોકમાં જે કૃત્રિમ તથા અકૃત્રિમ ચૈત્યાલય (જિન મંદિર) છે તેમાં તથા અઢી દ્વીપમાં જે કૃત્રિમ તથા આઠ કરોડ છપ્પન લાખ સત્તાણું હજાર ચારસો ને એકાશી (૮,૫૬,૯૭,૪૮૧) અકૃત્રિમ ચૈત્યાલય છે તે સર્વમાં વિરાજમાન જિન પ્રતિમાઓને તથા વ્યંતર અને જ્યોતિષી દેવોના નિવાસોમાં જે અસંખ્યાત જિનમંદિરો છે તેમાં વિરાજમાન સર્વ જિન પ્રતિમાઓને હું ભક્તિભાવે વંદન કરું છું અને મારાં સર્વ પાપના સમુદાયનો નાશ કરું છું.

સામાયિક સમ નાહિં ઔર કોઉ વૈર મિટાયક,
સામાયિક સમ નાહિ ઔર કોઉ મૈત્રી દાયક;
શ્રાવક અણુવ્રત આદિ અંત સપ્તમ ગુણસ્થાનક,
યહ આવશ્યક કિયે હોય નિશ્ચય દુઃખહાનક. ૨૯

મુકતાત્મા, સિદ્ધાત્મા, પરમાત્માનું અનંત જ્ઞાન દર્શન સુખ અને વીર્યાદિથી પરિપૂર્ણ જેવું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે તેવું જ મારું અને જગતના સર્વ જીવોનું મૂળ શુદ્ધ સ્વરૂપ છે એમ પરમ કૃપાળુ શ્રીમદ્ સદ્‌ગુરુની કૃપાથી જો જાણ્યું છે તો દ્રવ્ય દૃષ્ટિએ 'સર્વ

જીવ છે સિદ્ધ સમ," સર્વ જીવ પરમાત્મા સમાન છે, સરખા છે. મારા સાક્ષાત્ આત્મસ્વરૂપ છે એમ સૌમાં આત્મા જોવાની દૃષ્ટિ ગુરુગમે સાધ્ય થાય, ત્યાં સાચો સામાયિક (સમ) ભાવ આવે છે. સમ્યક્ત્વ સિવાય સાચો સમભાવ આવે નહિ. આ સમ્યગ્દૃષ્ટિનું સામાયિક જગતના સર્વ જીવો પ્રત્યે વેર વિરોધ, દ્વેષ ઇત્યાદિ વિષમ ભાવ મટાડી, મૈત્રીભાવ વધારી, પોતાના શુદ્ધ આત્મભાવની વૃદ્ધિ કરી પ્રાન્તે પૂર્ણ વીતરાગ ભાવને પ્રગટાવે છે.

શ્રાવક એટલે સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યું છે જેણે એવો (અણુવ્રત) ગૃહસ્થવ્રતને પાળનાર ગૃહસ્થસાધક, આ સામાયિકથી આત્મભાવની વિશુદ્ધતા વધારી સાતમા અપ્રમત્ત ગુણસ્થાનક સુધી પહોંચી શકે છે. આ સામાયિક આવશ્યક કરનાર નિશ્ચયે પોતાનાં દુઃખનો નાશ કરી આત્મિક સુખને પામે છે.

જે ભવિ આતમકાજકરણ ઉદ્યમ કે ધારી,<br>
તે સબ કાજ વિહાય કરો સામાયિક સારી;<br>
રાગ દોષ મદ મોહ ક્રોધ લોભાદિક જે સબ,<br>
બુધ 'મહાચંદ્ર' વિલાય જાય તાતેં કીજ્યો અબ. ૩૦

જે ભવ્ય જીવો પોતાના આત્માની સિદ્ધિરૂપ નિજ કાર્ય કરવામાં પ્રયત્નવાન હોય તેમણે બીજાં સર્વ કામકાજ છોડીને આ સામાયિક સંપૂર્ણ રીતે શુદ્ધ ભાવના લક્ષે સારા ભાવપૂર્વક કરવી. પંડિત મહાચંદ્ર ( આ સામાયિકના કર્તા ) કહે છે કે આ સામાયિકથી રાગ, દ્વેષ, મદ, મોહ, ક્રોધ, લોભ ઇત્યાદિ સર્વ દોષ વિલય (નાશ) થઈ જાય છે. માટે સર્વ આત્માર્થીઓએ આ આવશ્યક અવશ્ય આદરપૂર્વક કરવું.

—

# મેરી ભાવના

---

જિસને રાગદ્વેષ કામાદિક જીતે સબ જગ જાન લિયા,
સબ જીવોંકો મોક્ષ માર્ગકા નિઃસ્પૃહ હો ઉપદેશ દિયા;
બુદ્ધ વીર જિન હરિહર બ્રહ્મા યા ઉસકો સ્વાધીન કહો,
ભકિત ભાવસે પ્રેરિત હો યહ ચિત્ત ઉસીમેં લીન રહો. ૧

રાગ દ્વેષ કામ આદિ સર્વ ઘાતીકર્મરૂપ અંતર શત્રુઓને જેણે જીત્યા છે, અને તેથી સર્વ લોકાલોકને હસ્તામલકવત્ જણાવનાર નિર્મળ ભાસ્કર જેને પ્રગટ્યો છે, તે પ્રતાપી મહાજ્ઞાની પુરુષે કેવળ નિષ્કારણ, નિઃસ્વાર્થ કરુણાથી, સર્વ જીવોના પરમ કલ્યાણને અર્થે સત્ય સનાતન વીતરાગ મોક્ષમાર્ગનો ઉપદેશ કર્યો છે, તેને બુદ્ધ, વીર જિન, હરિ, હર કે બ્રહ્મા ગમે તે નામથી કહો પણ તેમણે પોતાનો આત્મા પરાધીન (કર્માધીન) હતો તેને સ્વાધીન, સ્વતંત્ર મુક્તિ સુખમાં મહાલનાર, પરમાત્મરૂપ બનાવ્યો માટે પરમ ભક્તિ ભાવથી પ્રેરિત થઈને આ મારું ચિત્ત તે વીતરાગ પરમાત્મામાં તલ્લીન રહો.

વિષયોંકી આશા નહિ જિનકે, સામ્યભાવ ધન રખતે હૈં,
નિજ પરકે હિત સાધનમેં જો, નિશદિન તત્પર રહતે હૈં;
સ્વાર્થ ત્યાગકી કઠિન તપસ્યા, બિના ખેદ જો કરતે હૈં,
ઐસે જ્ઞાની સાધુ જગતકે, દુઃખ સમૂહકો હરતે હૈં. ૨

જેણે પાંચ ઇન્દ્રિયોના વિષય-સુખની ઇચ્છા છોડી દીધી છે, અને સામ્યભાવ, સમતાભાવ, શુદ્ધ ઉપયોગ એ જ આત્મિક ધન જેણે સંગ્રહ્યું છે, પોતાના તથા પરના આત્મકલ્યાણનાં સાધનોમાં જે નિશદિન તત્પર રહે છે, ઇન્દ્રિય વિષય આદિ સંસારિક સુખરૂપ સ્વાર્થનો ત્યાગ કરવાથી, સંસારિક ભોગની ઇચ્છા માત્રનો ત્યાગ કરવાથી અને

આત્મિક આનંદના આસ્વાદથી આહ્‌લાદતા હોવાથી ખેદ રહિત, ખરી દુષ્કર તપસ્યા જે કરી રહ્યા છે એવા આત્મજ્ઞાની, આત્માનુભવી તત્ત્વદર્શી ત્યાગી મહાત્મા જગતને સત્ય માર્ગદર્શક થઈ મોક્ષાર્થીજનોના સર્વ દુઃખસમૂહને હરે છે.

રહે સદા સત્સંગ ઉન્હીંકા ધ્યાન ઉન્હીંકા નિત્ય રહે,
ઉન હી જૈસી ચર્યામેં યહ, ચિત્ત સદા અનુરક્ત રહે;
નહીં સતાઉં કિસી જીવકો, જૂઠ કભી નહિ કહા કરૂં,
પરધન વનિતા પર ન લુભાઉં, સંતોષામૃત પિયા કરૂં. ૩

એવા જ્ઞાની મહાત્મા પુરુષનો મને નિત્ય સત્સંગ રહેજો. તેમનું નિરંતર ધ્યાન રહેજો. અને તેમના જેવી ચર્યામાં, તેમના આત્માની ચેષ્ટા વિષે ચિત્તવૃત્તિ સદાય, પ્રેમ, પ્રીતિ, અનુરાગપૂર્વક તલ્લીન રહેજો.

હું કોઈ જીવને હણું નહિ, જરાય ત્રાસ આપું નહિ, અસત્ય કદી બોલું નહિ, પરધન અને પરસ્ત્રીને કદાપિ ઇચ્છું નહિ અને સંતોષરૂપ અમૃતનું પાન કર્યા કરું કે જેથી પરવસ્તુને ગ્રહણ કરવા મને કદાપિ લોભ થાય નહિ. સ્વદ્રવ્યથી જ સદાય સંતોષસુખને આસ્વાદું.

અહંકારકા ભાવ ન રખ્ખું, નહીં કિસી પર ક્રોધ કરૂં,
દેખ દૂસરોંકી બઢતીકો, કભી ન ઈર્ષા ભાવ ધરૂં;
રહે ભાવના ઐસી મેરી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને જહાંતક ઇસ જીવનમેં, ઔરોંકા ઉપકાર કરૂં. ૪

દેહ, ગેહ ઇત્યાદિ સર્વ પરવસ્તુમાં હું અને મારું એમ અહંકાર કરીને ફરું છું, તથા કુલ, રૂપ, વિદ્યા, બળ, ધન, ઇત્યાદિનો ગર્વ કરી બીજાથી હું મોટો છું એવા અભિમાનથી મત્ત થઈ ફરું છું. તે, અનંતજ્ઞાન-દર્શન-સુખ આદિ અનુપમ આત્મઐશ્વર્ય યુક્ત મારો શુદ્ધ આત્મા, જે પરમાત્મા એવા સદ્ગુરુ ભગવાને ભાખ્યો છે, જેવો છે, અનુભવ્યો છે, કહ્યો છે તેવો જ છે, એવી શ્રદ્ધા કરું, ત્યાં જ તે

# મેરી ભાવના

---

જિસને રાગદ્વેષ કામાદિક જીતે સબ જગ જાન લિયા,
સબ જીવોંકો મોક્ષ માર્ગકા નિઃસ્પૃહ હો ઉપદેશ દિયા;
બુદ્ધ વીર જિન હરિહર બ્રહ્મા યા ઉસકો સ્વાધીન કહો,
ભક્તિ ભાવસે પ્રેરિત હો યહ ચિત્ત ઉસીમેં લીન રહો. ૧

રાગ દ્વેષ કામ આદિ સર્વ ઘાતીકર્મરૂપ અંતર શત્રુઓને જેણે જીત્યા છે, અને તેથી સર્વ લોકાલોકને હસ્તામલકવત્ જણાવનાર નિર્મળ ભાસ્કર જેને પ્રગટયો છે, તે પ્રતાપી મહાજ્ઞાની પુરુષે કેવળ નિષ્કારણ, નિઃસ્વાર્થ કરુણાથી, સર્વ જીવોનો પરમ કલ્યાણને અર્થે સત્ય સનાતન વીતરાગ મોક્ષમાર્ગનો ઉપદેશ કર્યો છે, તેને બુદ્ધ, વીર જિન, હરિ, હર કે બ્રહ્મા ગમે તે નામથી કહો પણ તેમણે પોતાનો આત્મા પરાધીન (કર્માધીન) હતો તેને સ્વાધીન, સ્વતંત્ર મુક્તિ સુખમાં મહાલનાર, પરમાત્મરૂપ બનાવ્યો માટે પરમ ભક્તિ ભાવથીપ્રેરિત થઈને આ મારું ચિત્ત તે વીતરાગ પરમાત્મામાં તલ્લીન રહો.

વિષયોંકી આશા નહિ જિનકે, સામ્યભાવ ધન રખતે હૈં,
નિજ પરકે હિત સાધનમેં જો, નિશદિન તત્પર રહતે હૈં;
સ્વાર્થ ત્યાગકી કઠિન તપસ્યા, બિના ખેદ જો કરતે હૈં,
ઐસે જ્ઞાની સાધુ જગતકે, દુઃખ સમૂહકો હરતે હૈં. ૨

જેણે પાંચ ઇન્દ્રિયોના વિષય-સુખની ઇચ્છા છોડી દીધી છે, અને સામ્યભાવ, સમતાભાવ, શુદ્ધ ઉપયોગ એ જ આત્મિક ધન જેણે સંગ્રહ્યું છે, પોતાના તથા પરના આત્મકલ્યાણનાં સાધનોમાં જે નિશદિન તત્પર રહે છે, ઇન્દ્રિય વિષય આદિ સંસારિક સુખરૂપ સ્વાર્થનો ત્યાગ કરવાથી, સંસારિક ભોગની ઇચ્છા માત્રનો ત્યાગ કરવાથી અને

આત્મિક આનંદના આસ્વાદથી આહ્લાદતા હોવાથી ખેદ રહિત, ખરી દુષ્કર તપસ્યા જે કરી રહ્યા છે એવા આત્મજ્ઞાની, આત્માનુભવી તત્ત્વદર્શી ત્યાગી મહાત્મા જગતને સત્ય માર્ગદર્શક થઈ મોક્ષાર્થીજનોના સર્વ દુઃખસમૂહને હરે છે.

રહે સદા સત્સંગ ઉન્હીંકા ધ્યાન ઉન્હીંકા નિત્ય રહે,
ઉન હી જૈસી ચર્યામેં યહ, ચિત્ત સદા અનુરક્ત રહે;
નહીં સતાઊં કિસી જીવકો, જૂઠ કભી નહિ કહા કરૂં,
પરધન વનિતા પર ન લુભાઉં, સંતોષામૃત પિયા કરૂં. ૩

એવા જ્ઞાની મહાત્મા પુરુષનો મને નિત્ય સત્સંગ રહેજો. તેમનું નિરંતર ધ્યાન રહેજો. અને તેમના જેવી ચર્યામાં, તેમના આત્માની ચેષ્ટા વિષે ચિત્તવૃત્તિ સદાય, પ્રેમ, પ્રીતિ, અનુરાગપૂર્વક તલ્લીન રહેજો.

હું કોઈ જીવને હણું નહિ, જરાય ત્રાસ આપું નહિ, અસત્ય કદી બોલું નહિ, પરધન અને પરસ્ત્રીને કદાપિ ઇચ્છું નહિ અને સંતોષરૂપ અમૃતનું પાન કર્યા કરું કે જેથી પરવસ્તુને ગ્રહણ કરવા મને કદાપિ લોભ થાય નહિ. સ્વદ્રવ્યથી જ સદાય સંતોષ-સુખને આસ્વાદું.

અહંકારકા ભાવ ન રક્ખું, નહીં કિસી પર ક્રોધ કરૂં,
દેખ દૂસરોંકી બઢતીકો, કભી ન ઈર્ષા ભાવ ધરૂં;
રહે ભાવના ઐસી મેરી, સરલ સત્ય વ્યવહાર કરૂં,
બને જહાંતક ઈસ જીવનમેં, ઔરોંકા ઉપકાર કરૂં. ૪

દેહ, ગેહ ઇત્યાદિ સર્વ પરવસ્તુમાં હું અને મારું એમ અહંકાર કરીને ફરું છું, તથા કુલ, રૂપ, વિદ્યા, બળ, ધન, ઇત્યાદિનો ગર્વ કરી બીજાથી હું મોટો છું એવા અભિમાનથી મત્ત થઈ ફરું છું. તે, અનંતજ્ઞાન-દર્શન-સુખ આદિ અનુપમ આત્મઐશ્વર્ય યુક્ત મારો શુદ્ધ આત્મા, જે પરમજ્ઞાની એવા સદ્‌ગુરુ ભગવાને જાણ્યો છે, જોયો છે, અનુભવ્યો છે, કહ્યો છે તેવો જ છે, એવી શ્રદ્ધા કરું, ત્યાં જ તે

શુદ્ધ આત્મસ્વરૂપમાં જ મમતા કરું, અને પ્રથમનો અજ્ઞાનજનિત અહંકારભાવ કદી આત્માને વિષે ઉત્પન્ન થવા દઉં નહિ. કોઈ પ્રાણી ઉપર ક્રોધ કરું નહિ. બીજાની ચઢતી દેખી કદી ઈર્ષાભાવ અદેખાઈ કરું નહિ. વ્યવહારમાં માયાચાર અને અસત્યનો ત્યાગ કરું અને સરળ અને સત્યવ્યવહાર કરું. એવી મારી ભાવના રહો. તથા આ જીવનમાં બને તેટલો પરોપકાર કરું. ભૂડું કર્યું હોય તેનું પણ ભલું થાય એમ અપકારી પ્રત્યે પણ ઉપકારનો ભાવ રાખું.

**મૈત્રી ભાવ જગતમેં મેરા, સબ જીવોંસે નિત્ય રહે,**
**દીન-દુઃખી જીવોં પર મેરે, ઉરસે કરુણા સ્રોત બહે;**
**દુર્જન ક્રૂર-કુમાર્ગરતોં પર ક્ષોભ નહીં મુઝકો આવે,**
**સામ્યભાવ રકખું મેં ઉનપર ઐસી પરિણુતિ હો જાવે. ૫**

જગત્માં સર્વ જીવો પ્રત્યે મને મૈત્રીભાવ હો, વૈરભાવ ન હો. દીન, ગરીબ અને દુઃખી જીવોનાં દુઃખ જોઈ તેમના પ્રત્યે અંતઃકરણથી દયાનો પ્રવાહ નિરંતર વહ્યા કરો. દીન દુઃખી કે રોગી જનોને જોતાં તે તો તેમનાં કર્મનાં ફળ ભોગવે છે તેમાં મારે શું? એમ ઉપેક્ષારૂપ કઠોર પરિણામ નહિ રાખતાં તેમનાં દુઃખ દૂર કરવામાં મારાથી બનતી મદદ કરવા અથવા તેમને ધીરજ શાંતિ પ્રાપ્ત થાય એવી પોતાથી બનતી સહાય કરવારૂપ કોમળ પરિણામ દયાર્દ્ર પરિણામથી હૃદય-સદાય કરુણા યુક્ત રહો.

દુર્જન, માયાવી, પ્રપંચી, ક્રૂર, હિંસકપરિણામી, અને કુમાર્ગમાં આસક્ત એવા મિથ્યાત્વી અજ્ઞાની પરધર્મી જીવોને જોતાં તેમના પ્રત્યે ક્રૂર, ક્રોધ પરિણામથી મારા અંતરમાં ક્ષોભ, વિક્ષેપ, ખળભળાટ, અશાંતિ ન થાઓ, તેવા જીવો પ્રત્યે તેમના દોષને જોઈ તિરસ્કાર ન થાઓ, પરંતુ તેઓ બિચારા કર્મને આધીન છે તેમાં તેમનો શું દોષ છે? એમ વિચારી તેમના પ્રત્યે સામ્યભાવ, મધ્યસ્થ ભાવના રહે એવી આત્મપરિણુતિ થઈ જાય.

ગુણી જનોંકો દેખ હૃદયમેં, મેરે પ્રેમ ઉમડ આવે,
બને જહાંતક ઉનકી સેવા, કરકે યહ મન સુખ પાવે;
હોઊં નહીં કૃતઘ્ન કભી મૈં દ્રોહ ન મેરે ઉર આવે,
ગુણ ગ્રહણકા ભાવ રહે નિત, દૃષ્ટિ ન દોષો પર જાવે. ૬

જે જીવોમાં આત્મિક સદ્‌ગુણો પ્રગટેલા જણાય તેવા સદ્‌ગુણી આત્માર્થી સદ્ધર્મપરાયણ સત્પુરુષાર્થયુક્ત જીવોને જોતાં મારા હૃદયમાં પ્રમોદભાવની વૃદ્ધિ થઈ તેમના પ્રત્યે પ્રેમ અને ઉલ્લાસ ભાવ સદાય રહો. તેવા સદ્‌ગુણી જીવોની મારાથી જેટલી બને તેટલી સેવા કરું. અને એવી સેવા કરવાની મળે તો મહાભાગ્ય જાણી મનમાં સુખી આનંદિત થાઉં.

કોઈ પણ જીવનો કરેલો ઉપકાર કદાપિ ઓળવું નહિ એ કૃતજ્ઞતા-ગુણ વિભૂષણરૂપ જાણું. અને ઉપકારને ઓળવવારૂપ કૃતઘ્નતા એ મહાન દોષ હોવાથી કદાપિ આચરું નહિ. કોઈ પ્રત્યે દ્રોહ એટલે દગો અથવા ઇર્ષા, વેર, દ્વેષ, મારા અંતરમાં ન રહો. ગમે તેવા પાપી દોષયુક્ત જીવને જોતાં પણ તેનામાં જે કંઈ ગુણ હોય તે જ મારે તો ગ્રહણ કરવા છે, દોષની સાથે મારે કંઈ સંબંધ નથી એમ વિચારી ગુણને ગ્રહણ કરવા અને દોષને ન જોવારૂપ દૃષ્ટિ જ કેળવું.

કોઈ બુરા કહો યા અચ્છા, લક્ષ્મી આવે યા જાવે,
લાખો વર્ષોં તક જીઊં યા, મૃત્યુ આજ હી આજાવે;
અથવા કોઈ કૈસા હી ભય, યા લાલચ દેને આવે,
તો ભી ન્યાય માર્ગસે મેરા કભી ન પદ ડિગને પાવે. ૭

કોઈ સ્તુતિ કરો, પ્રશંસા કરો કે કોઈ નિંદા કરો, અપયશ બોલો; પ્રારબ્ધવશાત્ ધન પ્રાપ્ત થાઓ કે ધન ચાલ્યું જાઓ; આયુષ્ય વશે લાખો વર્ષ સુધી જીવવાનું હો કે આજે જ મરણ આવી જાવ, અથવા કોઈ ગમે તેવો ભય કે લાલચ દર્શાવે, (પ્રતિકૂળ કે અનુકૂળ ઉપસર્ગ આદિ આવી પડો), તોપણ ન્યાયમાર્ગમાં, મહાપુરુષોએ

દર્શાવેલા સત્ય માર્ગમાં જ અડોલ નિષ્કંપ સ્થિરતાને ધારણ કરું, લેશ માત્ર પણ અસ્થિર કે ચલાયમાન ન થાઉં એવી અપૂર્વ ધીરજ મને સદાય પ્રાપ્ત હો.

હોકર સુખમેં મગ્ન ન ફૂલે, દુઃખમેં કભી ન ઘભરાવે,
પર્વત નદી સ્મશાન ભયાનક અટવીસે નહિ ભય ખાવે;
રહે અડોલ અકંપ નિરંતર, યહ મન દૃઢતર બન જાવે,
ઇષ્ટ વિયોગ અનિષ્ટ યોગમેં સહનશીલતા દિખલાવે. ૮

"સુખ સમયમાં છકી ના જવું, દુઃખમાં ન હિંમત હારવી;
સુખ દુઃખ સદા ટકતાં નથી, એ નીતિ ઉર ઉતારવી."

એવા વિચારથી સુખમાં ફુલાઇ જવું નહિ અને દુઃખમાં ધીરજ મૂકીને ગભરાઈ જવું નહિ.

"શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું," રોગ-મરણ ઇત્યાદિ સર્વ દેહમાં છે. આત્મા તો "અજર, અમર, અવિનાશી ને દેહાતીત સ્વરૂપ" છે ઇત્યાદિ જ્ઞાનીનાં વચનના આશ્રયથી જો પોતાના આત્માના અવિનાશી સ્વરૂપની શ્રદ્ધા થઈ છે, જો સદ્‌ગુરુનું વચન મારા હૃદયમાં વિદ્યમાન છે તો પછી ત્રણ લોકમાં કોઈ રોગ, આપત્તિ, દુઃખ કે મરણાંત ઉપસર્ગ પણ એવો નથી કે જે મારા આત્માનો નાશ કરી શકે; તો પછી મારે ચિન્તા કે ભય શા માટે રાખવો? દેહનો નાશ થશે, પર્યાય છૂટશે. હું તો અખંડ અવિનાશી સદાય રહેનારો જ છું. એમ જ્ઞાનીનાં વચનના અવલંબને વાઘ સિંહ આદિ હિંસક પ્રાણીઓથી ભરપૂર ભયંકર પર્વત, નદી, સ્મશાન કે અરણ્ય આદિ એકાંત સ્થળોમાં વિચરતાં પણ મને ભય થાય નહિ. નિર્ભય થઈને આત્મભાવનામાં ઉદ્યુક્ત થઈને વિચરું. મન એવું બળવાન થઈ જાય કે તેવા પ્રસંગોમાં નિરંતર અડોલ, અકમ્પ, સુસ્થિર, ધીર, સ્વસ્થ, અને સમાધિસ્થ રહે. દેહ સ્વજન

આદિ ઇષ્ટ પ્રિયજનના વિયોગમાં કે શત્રુ, રોગ, મરણ આદિ અનિષ્ટની પ્રાપ્તિમાં અપૂર્વ સહનશીલતાને, ધીરજને ધારણ કરું.

**સુખી રહેં સબ જીવ જગતકે, કોઈ કભી ન ઘબરાવે,**
**વૈર પાપ અભિમાન છોડ જગ, નિત્ય નયે મંગલ ગાવે;**
**ઘર ઘર ચર્ચા રહે ધર્મકી દુષ્કૃત દુષ્કર હો જાવે,**
**જ્ઞાન ચરિત ઉન્નત કર અપના, મનુજ જન્મફલ સબ પાવે. ૯**

જગતના સર્વ જીવો સુખી રહો. સર્વનાં દુઃખ દૂર થઈ જાઓ, સૌ કોઈ કદાપિ ભય નહિ રાખતાં, પ્રતિકૂળ પ્રસંગોમાં નાહિંમત થઈ ગભરાઈ ન જતાં ધીરજને, સહનશીલતા ગુણને કેળવો. સર્વ જીવો પરસ્પર વેરભાવ દ્વેષ કે પાપ ભાવ અને અભિમાન છોડી, નિત્ય આત્મકલ્યાણ સન્મુખ થાઓ. પ્રત્યેક ઘેર સદ્ધર્મની ચર્ચા, સદ્ધર્મની વૃદ્ધિ થાય એવી ભાવના વર્ધમાન થાઓ અને હિંસાદિ નહિ કરવા યોગ્ય દુષ્કૃત, પાપકર્મ દુષ્કર થઈ જાઓ અર્થાત્ કોઈ એવા પાપ કરો નહિ. સમ્યક્‌જ્ઞાન અને સુચારિત્રરૂપ આત્મધર્મની ઉન્નતિ, વૃદ્ધિ કરી સર્વ પોતાના દુર્લભ મનુષ્યભવને મોક્ષપ્રાપ્તિના પ્રયાસમાં ગાળીને સફળ કૃતકૃત્ય કરો. સમ્યગ્દર્શનરૂપ આત્મઅનુભવથી મોક્ષમાર્ગ પામીને મનુષ્યજન્મની સફળતા સર્વ સાધ્ય કરો.

**ઇતિ-ભીતિ વ્યાપે નહિ જગમેં, વૃષ્ટિ સમય પર હુઆ કરે,**
**ધર્મનિષ્ઠ હોકર રાજા ભી, ન્યાય પ્રજાકા કિયા કરે;**
**રોગ મરી-દુર્ભિક્ષ ન ફૈલે, પ્રજા શાન્તિસે જિયા કરે,**
**પરમ અહિંસા ધર્મ જગતમેં ફૈલ સર્વ હિત કિયા કરે. ૧૦**

જગતમાં ધાન્ય વગેરેને નુકસાન પહોંચાડનાર સાત ઉપદ્રવ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, શલભ (તીડ)નો ઉપદ્રવ, (મુષક) ઉંદરોનો ઉપદ્રવ, (પોપટ) પક્ષીઓનો ઉપદ્રવ, સ્વચક્રનો ઉપદ્રવ અને પરચક્રનો ઉપદ્રવ જેને ઈતિ કહેવાય છે તેનો ભય વ્યાપ્યો નહિ, અર્થાત્ ઈતિ આદિ ઉપદ્રવો થાય નહિ. વરસાદ વખતસર વરસ્યા કરો કે જેથી

સૌ જીવો અન્નપાનાદિથી સદાય સુખી રહે. રાજાઓ પણ સદ્ધર્મ-પરાયણ થઈને ન્યાયનીતિથી પ્રજાનું પાલન કરો, કે જેથી પ્રજા સુખી રહે. મરકી આદિ ભયંકર રોગ અથવા દુર્ભિક્ષ દુકાળ ફેલાય નહિ, કે જેથી પ્રજા શાંતિથી જીવન વ્યતીત કરે.

આત્મા પરાત્માની હિંસા કે ઘાત ન થાય તે અહિંસા. પોતાનો આત્મા ક્ષણે ક્ષણે રાગ, દ્વેષ અને અજ્ઞાન આદિ વિભાવો વડે પોતાના સ્વભાવનો ઘાત કરી, ભયંકર ભાવમરણથી હણાઈ રહ્યો છે. ભાવિ જન્મમરણનાં ભયંકર દુઃખ ઉપાર્જન કરી રહ્યો છે. તેની તે હિંસા અટકાવવા, તેની પોતાના આત્માની દયા ચિંતવીને તેને તે દુઃખોથી મુક્ત કરવા, વિભાવિક સાંસારિક દશારૂપ પરતંત્રતા કે કારાગૃહમાંથી તેને છોડાવવા અને આત્મજ્ઞાન આદિ આત્મિક ઐશ્વર્યયુક્ત સ્વતંત્ર સ્વાધીન સુખમય દશા પ્રાપ્ત કરવા પુરુષાર્થ કરવો, તેમ કરતાં પોતાની હિંસા થતી જે અટકાવે છે, પોતાને જે સંસાર ભયથી નિર્ભય સ્વતંત્ર સુખી બનાવે છે તે જ સર્વ જગતના જીવો પ્રત્યે અહિંસક બની શકે છે, તે જ બીજા જીવોને નિર્ભય સ્વતંત્ર સુખી બનાવી શકે છે. તેને જ તત્ત્વ દૃષ્ટિથી પરમ અહિંસાભાવ પ્રગટે છે. आत्मवत् सर्वभूतेषु यः पश्यति स पंडितः। એમ સર્વ પ્રાણીમાં પોતાના સમાન આત્મા જોવાની દૃષ્ટિ સાધ્ય થતાં તેને જ પરમ અહિંસાભાવ વર્તે છે. આવો પરમ અહિંસાભાવ કે જે સર્વ જીવોનો મૂળ સ્વભાવ છે. જે અધોગતિમાં પડતાં ધરી રાખનાર અને ઉત્તમગતિમાં સ્થાપનાર સ્વધર્મ છે. તે ધર્મ જગતમાં સર્વત્ર પ્રસરો, ફેલાવ, કે જેથી સર્વ જીવો સ્વપરના હિતમાં તત્પર રહે.

ફૈલે પ્રેમ પરસ્પર જગમેં મોહ દૂર પર રહા કરે,
અપ્રિય–કટુક–કઠોર શબ્દ નહિ, કોઈ મુખસે કહા કરે;
બનકર સબ ‘યુગ–વીર’ હૃદયસે દેશોન્નતિરત રહા કરે,
વસ્તુ સ્વરૂપ વિચાર ખુશીસે, સબ દુઃખ સંકટ સહા કરે. ૧૧

સર્વ પ્રાણી માત્ર પોતાના આત્મા સમાન છે એ વિશાળ તત્ત્વ-દૃષ્ટિ થતાં જગતમાં સર્વ જીવો પ્રત્યે પરસ્પર પ્રેમ પ્રીતિ પ્રમોદ ભાવ ફેલાવ; પરંતુ તે પ્રેમ મોહરૂપ ન હો. મોહ એ અજ્ઞાનજન્ય ભાવ છે. રાગદ્વેષને વધારનાર છે. સ્વાર્થી સંકુચિત વૃત્તિને પોષનાર છે. પરમાર્થને આવરણ કરનાર છે. માટે તે મોહ (સંસારી જીવોનો પરમ શત્રુ હોવાથી) સર્વથી દૂર જ રહેજો.

કોઈ જીવ અપ્રિય, કટુક, કર્કશ નિર્દય શબ્દ મુખથી કોઈને કહો નહિ. 'યુગ વીર' એટલે પં. જુગલકિશોર (આ મેરી ભાવનાના કર્તા) કહે છે કે સર્વ જીવો હૃદયના ઉત્સાહથી (યુગવીર) આ કાળમાં વીર બનીને દેશોન્નતિમાં તત્પર રહો અને વસ્તુ સ્વરૂપના વિચારથી, જીવ અજીવ આદિ તત્ત્વસ્વરૂપની સદ્‌વિચારણાથી આત્મજ્ઞાનજનિત સદાનંદની પ્રાપ્તિ કરી સર્વ દુઃખોને સંકટોને, ધીરજથી સહન કરી આ સંસાર દુઃખોદધિને તરી જાય. ઈતિ શિવમ્.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

---

## પ્રાતઃકાળનું મંગલાચરણ.

મહાદેવ્યાઃ કુક્ષિરત્નં, શબ્દજિતવરાત્મજમ્;
રાજચંદ્રમહં વંદે, તત્ત્વલોચનદાયકમ્ ૧

જયગુરુદેવ ! સહજાત્મસ્વરૂપ, પરમ ગુરુ શુદ્ધચૈતન્યસ્વામી.

ૐકારં બિંદુસંયુક્તં નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ૨

મંગલમય મંગલકરણ, વીતરાગ વિજ્ઞાન,
નમો તાહિ જાતે ભયે, અરિહંતાદિ મહાન. ૩

વિશ્વભાવ વ્યાપિ તદપિ, એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા, જયવંતા જિન ભૂપ. ૪

મહત્તત્ત્વ મહનીય મહઃ; મહાધામ ગુણધામ;
ચિદાનંદ પરમાત્મા, વંદો રમતા રામ.

તીન ભુવન ચૂડારતન, સમ શ્રી જિનકે પાય,
નમત પાઈએ આપ પદ, સબ વિધિ બંધ નશાય.

નમું ભક્તિ ભાવે, ઋષભ જિન શાંતિ અઘ હરો,
તથા નેમિ પાર્શ્વ, પ્રભુ મમ સદા મંગલ કરો;
મહાવીરસ્વામી ભુવનપતિ કાપો કુમતિને,
જિના શેષા જે તે સકલ મુજ આપો સુમતિને.

અર્હંતો ભગવંત ઇન્દ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ;
આચાર્યા જિનશાસનોન્નતિકરા; પૂજ્યા ઉપાધ્યાયકા;
શ્રી સિદ્ધાંતસુપાઠકા મુનિવરાઃ રત્નત્રયારાધકાઃ
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વંતુ વો મંગલમ્.

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા—
મુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્
સમ્યક્પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા—
વાલંબનં ભવજલે પતતાં જનાનામ્.

યઃ સંસ્તુતઃ સકલવાઙ્મયતત્ત્વબોધા-
દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ
સ્તોત્રૈર્જગત્રિતયચિત્તહરૈરુદારૈઃ
સ્તોષ્યે કિલાહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ ૧

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનમ્
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્ ૧

દર્શનાદ્દુરિતધ્વંસિ, વંદનાદ્વાંછિતપ્રદઃ
પૂજનાત્ પૂરકઃ શ્રીણાં, જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ૧

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિધિઃ
પ્રભુ દર્શનસે પામીએ સકલ મનોરથ સિદ્ધિ. ૧

જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય,
રાજ નમે પ્રજા નમે આણ ન લોપે કોય. ૧૪

કુંભે બાંધ્યું જળ રહે, જળ વિણ કુંભ ન હોય;
(ત્યમ) જ્ઞાને બાંધ્યું મન રહે, (સદ્) ગુરુ વિણ જ્ઞાન ન હોય. ૧૫

ગુરુ દેવો ગુરુ દેવતા, ગુરુ વિણ ઘોર અંધાર;
જે ગુરુ વાણી વેગળા, રડવડીઆ સંસાર. ૧૬

તનકર મનકર વચનકર, દેત ન કાહુ દુઃખ;
કર્મ રોગ પાતિક ઝરે, નિરખત સદ્‌ગુરુ મુખ. ૧૭

દરખતસેં ફળ ગીર પડચા, બુઝી ન મનકી પ્યાસ;
ગુરુ મેલો ગોવિંદ ભજે, મિટે ન ગર્ભાવાસ. ૧૮

ભાવે જિનવર પૂજિયે, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિયે, ભાવે કેવળ જ્ઞાન. ૧૯

ત્વં માતા ત્વં પિતા ચૈવ, ત્વં ગુરુસ્ત્થં બાંધવઃ
ત્વમેકઃ શરણં સ્વામિન્ જીવિતં જીવિતેશ્વરઃ ૨૦

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ત્વમેવ ભ્રાતા ચ સખા ત્વમેવ;
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ. ૨૧

યત્સ્વર્ગાવતરોત્સવે યદભવજ્જન્માભિષેકોત્સવે;
યદ્દીક્ષાગ્રહણોત્સવે યદખિલજ્ઞાનપ્રકાશોત્સવે;
યન્નિર્વાણગમોત્સવે જિનપતેઃ પૂજાદ્ભુતં તદ્ભવૈઃ
સંગીતસ્તુતિમંગલૈઃ પ્રસરતાં મે સુપ્રભાતોત્સવઃ ૨૨

જિને ભક્તિર્જિને ભક્તિર્જિને ભક્તિર્દિનેદિને;
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ ભવે ભવે. ૨૩

નહિ ત્રાતા નહિ ત્રાતા, નહિ ત્રાતા જગત્ત્રયે;
વીતરાગાત્ પરો દેવો ન ભૂતો ન ભવિષ્યતિ. ૨૪

નમસ્કારસમો મંત્રઃ શત્રુંજયસમો ગિરિઃ,
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ. ૨૫

---

## સાયંકાળ વંદન

મહાદેવ્યાઃકુક્ષિરત્નં શબ્દજિતરવાત્મજમ્ :
રાજચંદ્રમહં વંદે તત્ત્વલોચનદાયકમ્. ૧

જય ગુરુદેવ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધચૈતન્યસ્વામી.
ૐકારં બિન્દુ સંયુક્ત નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ ૨

મંગલમય મંગલકરણ વીતરાગ વિજ્ઞાનં,
નમો તાહિ જાતે ભયે અરિહંતાદિ મહાન. ૩

વિશ્વભાવ વ્યાપિ તદપિ એક વિમલ ચિદ્રૂપ,
જ્ઞાનાનંદ મહેશ્વરા જયવંતા જિન ભૂપ. ૪

મહત્તત્ત્વ મહનીય મહઃ મહાધામ ગુણધામ,
ચિદાનંદ પરમાત્મા વંદો રમતારામ. ૫

તીન ભુવન ચૂડા રતન સમ શ્રી જિનકે પાય;
નમત પાઈએ આપ પદ સબ વિધિ બંધ નશાય. ૬

દર્શનં દેવદેવસ્ય દર્શનં પાપનાશનમ્,
દર્શનં સ્વર્ગસોપાનં દર્શનં મોક્ષસાધનમ્. ૭

દર્શનાદ્ દુરિતધ્વંસિ વંદનાદ્ વાંછિતપ્રદઃ
પૂજનાત્ પૂરકઃ શ્રીણાં જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ ૮

પ્રભુ દર્શન સુખ સંપદા પ્રભુ દર્શન નવનિધિ,
પ્રભુ દર્શનસે પામિયે સકલ મનોરથ સિદ્ધિ. ૯

બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિમ્,
દ્વન્દ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્;
એકં નિત્યં વિમલમચલં સર્વદા સાક્ષીભૂતમ્,
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરું તં નમામિ. ૧૦

આનન્દમાનન્દકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધરૂપમ:
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્ ગુરું નિત્યમહં નમામિ. ૧૧

શ્રીમદ્ પરબ્રહ્મગુરું વદામિ શ્રીમદ્ પરબ્રહ્મગુરું નમામિ,
શ્રીમદ્ પરબ્રહ્મગુરું ભજામિ શ્રીમદ્ પરબ્રહ્મગુરું સ્મરામિ. ૧૨

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ,
ગુરુઃ સાક્ષાત પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૩

ધ્યાનમૂલં ગુરુમૂર્તિઃ પૂજામૂલં ગુરુપદમ્.
મંત્રમૂલં ગુરુવાક્યં મોક્ષમૂલં ગુરુકૃપા. ૧૪

અખંડમંડલાકારં વ્યાપ્ત યેન ચરાચરમ્.
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૫

અજ્ઞાનતિમિરાન્ધાનાં જ્ઞાનાંજનશલાકયા.
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ
ધ્યાનધૂપં મનઃપુષ્પં પંચેન્દ્રિયહુતાશનમ્,
ક્ષમાજાપ સંતોષપૂજા પૂજ્યો દેવો નિરંજનઃ ૧૭

દેવેષુ દેવોઽસ્તુ નિરંજનો મે ગુરુર્ગુરુષ્વસ્તુ દમી શમી મે,
ધર્મેષુ ધર્મોઽસ્તુ દયા પરો મે ત્રિણ્યેવ તત્ત્વાનિ ભવે ભવે મે. ૧૮

પરાત્પરગુરુરવે નમઃ પરંપરાચાર્ય ગુરવે નમઃ
પરમગુરવે નમઃ સાક્ષાત્ પ્રત્યક્ષ સદ્ગુરુવે નમોનમઃ ૧૯

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ, કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો અહો ! અહો ! ઉપકાર. ૨૦

શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ, વર્તું ચરણાધીન. ૨૧

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન. ૨૨

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૨૩

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૨૪

---

### નમસ્કાર.

જય જય ગુરુદેવ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધ ચૈતન્ય-સ્વામી અંતરજામી ભગવાન ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસિહિઆએ મત્થએણ વંદામિ.

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૨૫

---

### નમસ્કાર.

જય જય ગુરુદેવ!.........મત્થએણ વંદામિ.

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં હો, વંદન અગણિત. ૨૬

---

## નમસ્કાર

જય જય ગુરુદેવ! ................ મત્થએણ વંદામિ નમોઽસ્તુ નમોઽસ્તુ નમોઽસ્તુ, શરણું શરણું, શરણું, ત્રિકાલ શરણું, ભવો ભવ શરણું, સદ્‌ગુરુ શરણું, સદા સર્વદા ત્રિવિધ ત્રિવિધ ભાવવંદન હો, વિનયવંદન હો, સમયાત્મક વંદન હો, ૐ નમોસ્તુ જય ગુરુદેવ શાંતિઃ પરમ તારુ, પરમ સજ્જન, પરમ હેતુ, પરમ દયાળ, પરમ મયાળ, પરમ કૃપાળ, વાણીસુરસાળ, અતિ સુકુમાળ, જીવદયા પ્રતિપાળ, કર્મશત્રુના કાળ, 'મા હણો મા હણો,' શબ્દના કરનાર, આપકે ચરણ કમલમેં મેરા મસ્તક, આપકે ચરણ કમલ મેરે હૃદયકમલમેં અખંડપણે, સંસ્થાપિત રહેં સંસ્થાપિત રહેં; સત્પુરુષોંકા સત્સ્વરૂપ, મેરે ચિત્ત સ્મૃતિકે પટપર ટંકોત્કીર્ણવત્ સદોદિત, જયવંત રહેં, જયવંત રહેં.

આનંદમાનન્દકરં પ્રસન્નં, જ્ઞાનસ્વરૂપં નિજબોધરૂપમ્;
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં, શ્રીમદ્ ગુરું નિત્યમહં નમામિ.

---

## પ્રભુ-ઉપકાર

કૌન ઉતારે પાર પ્રભુબિન કૌન ઉતારે પાર!
ભવાદધિ અગમ અપાર; પ્રભુબિન કૌન ઉતારે પાર?
કૃપા તિહારીતેં હમ પાયો, નામ મંત્ર આધાર. પ્રભુ૦
નિકો તુમ ઉપદેશ દિયો હે, સબ સારનકો સાર. પ્રભુ૦
હલકે વહિ ચાલે સેં નિકસે, બૂડે જે શિરભાર. પ્રભુ૦
ઉપકારીકો નહિ વીસરીએ, યહિ ધર્મ અધિકાર. પ્રભુ૦
ધર્મપાલ પ્રભુ, તુ મેરે તારક, કયું ભૂલું ઉપકાર. પ્રભુ૦

---

# સાયંકાલ દેવવંદન

( રાવજીભાઈ દેસાઈકૃત ભાવાર્થ સહિત )

મહાદેવ્યાઃ કુક્ષિરત્નં શબ્દજિતરવાત્મજમ્,
રાજચંદ્રમહં વંદે તત્ત્વલોચનદાયકમ્, ૧

દેવમાતારૂપ મહાદેવીની કુક્ષિથી ઉત્પન્ન અમૂલ્ય રત્ન જેવા તથા વચનનો જય કરનારા, 'સાક્ષાત્ સરસ્વતી'ના નામે પ્રસિદ્ધિ પામેલા, અથવા જેની વચનરૂપ ભારતીવિભૂતિ, સરસ્વતી સદા જયવંત વર્તે છે એવા અગાધ શ્રુતજ્ઞાનના પારગામી, મહા પ્રજ્ઞાવંત શ્રી રવજીભાઈના પુત્ર શ્રીમદ્ રાજચંદ્ર, કે જે અનાદિના અજ્ઞાન અંધત્વને દૂર કરવા મને અંતર્મુખ અવલોકનથી પરમાત્મતત્ત્વનાં દર્શન કરાવવા અપૂર્વ તત્ત્વલોચન, દિવ્યદૃષ્ટિ, જ્ઞાનચક્ષુના આપનાર છે, તેમને હું પરમ ઉલ્લાસિત ભક્તિભાવે નમસ્કાર કરું છું.

જયગુરુદેવ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધ ચૈતન્યસ્વામી.

આત્મજ્ઞાનદશારૂપ સાચી ગુરુતાથી વિભૂષિત હોવાથી જે સદ્ગુરુ છે, અને દિવ્યતિ ક્રીડતિ પરમાનન્દે ઇતિ દેવઃ, પરમાનન્દમાં જે રમણતા કરે તે દેવ, તદનુસાર આત્મરમણતાના આનંદમાં નિરંતર નિમગ્ન હોવાથી જે દેવ છે, એવા હે પરમ કૃપાળુ સદ્ગુરુદેવ! તમે ત્રિકાળ જયવંત વર્તો! મોહાદિ

વિભાવોનો જય કરવા આપની આત્મમગ્નદશા અમને પણ નિરંતર અવલંબનરૂપ બનો, અને આપની કૃપાથી અમોને પણ આત્મદશા સાધવામાં સફળતા, વિજય સંપ્રાપ્ત થાઓ! આપ કર્મકલંકરૂપ અશુદ્ધ અસહજ દશાથી મુક્ત, આત્મઐશ્વર્યયુક્ત સહજ શુદ્ધ સ્વાભાવિક અસંગ અબંધ મુક્ત સહજાત્મસ્વરૂપ છો. પાંચેય પરમેષ્ઠિરૂપ પરમ ગુરુ સહજાત્મસ્વરૂપ છે. આપ પણ સહજાત્મસ્વરૂપ છો તેથી પરમ ગુરુ છો. પરદ્રવ્ય અને પરભાવમાંથી મોહ મમત્વ રહિત હોવાથી, તેમાંથી સ્વામીપણું છૂટી ગયું હોવાથી, આપ કેવળ શુદ્ધચૈતન્યસ્વરૂપ નિજ નિર્મળ આત્માના સ્વામી છો. એવા હે સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ શુદ્ધ ચૈતન્યસ્વામી આપ સદાય જયવંત વર્તો!

ૐકારં બિન્દુસંયુક્તં નિત્યંધ્યાયન્તિ યોગિનઃ;
કામદં મોક્ષદં ચૈવ ૐકારાય નમો નમઃ. ૨

યોગીઓ બિંદુ સહિત ૐકાર પ્રણવ મંત્રનું નિત્ય ધ્યાન કરે છે, એ સર્વ વાંચ્છિત વસ્તુને અને મોક્ષને આપનાર ૐકારને વારંવાર નમસ્કાર હો!

અરિહંત, અશરીરી (સિદ્ધ), આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ (સાધુ) એ પાંચેય પરમ ગુરુના પ્રત્યેકના પહેલા અક્ષર લેતાં અ + અ + આ + ઉ + મ્ = ઓમ્ શબ્દ થાય છે. સદ્ગુરુ આજ્ઞા અનુસાર એના ધ્યાનથી, ક્રમે કરી યાવત્ ઉત્કૃષ્ટ પરમેષ્ઠિ — સિદ્ધપદ પર્યંતની પરમાત્મદશાને પ્રગટાવી જીવ શિવરૂપ બની પરમ ધન્યરૂપ પરમ કૃતાર્થ થાય છે. ૨

મંગલમય મંગલકરણ વીતરાગ વિજ્ઞાન;
નમો તાહિ જાતે ભયે, અરિહંતાદિ મહાન. ૩

મલં ગાલયતિ એટલે સર્વ કર્મરૂપ મલીનતાને, પાપને દૂર કરે અથવા મંગં લાતિ એટલે સત્સુખની પ્રાપ્તિ કરાવે તે મંગલ. એવા મંગલ સ્વરૂપ, પરમ કલ્યાણમૂર્તિ અને મંગલકરણ એટલે કલ્યાણના કરનાર એવા વીતરાગ સર્વજ્ઞ પ્રભુની રાગદ્વેષ અજ્ઞાન રહિત શાંતરસપ્રધાન વીતરાગવાણી તેરૂપ વિજ્ઞાન, વિશિષ્ટ અસાધારણ સર્વોત્તમ કેવળજ્ઞાન આ જગતમાં સર્વોત્કૃષ્ટ વર્તે છે. તે વીતરાગ વિજ્ઞાન એટલે કેવલજ્ઞાનને નમસ્કાર હો, કે જેના આરાધનથી સાધકો અરિહંતાદિ મહાન પદ પામ્યા છે, પામે છે અને પામશે. ૩

વિશ્વભાવ વ્યાપિ તદપિ એક વિમલ ચિદ્રૂપ;
જ્ઞાનાનંદ મહેશ્વરા જયવંતા જિનભૂપ. ૪

રાગદ્વેષ અજ્ઞાન આદિ અંતરંગ શત્રુની સેનાને જીતે તે જિન, વીતરાગ સર્વજ્ઞ ભગવાન. તે ભગવાન સર્વજ્ઞ અને સર્વદર્શી હોવાથી તેમના જ્ઞાનમાં લોકાલોક ઝળકી રહ્યા છે. તેથી જ્ઞાન અપેક્ષાએ તે ભગવાન વિશ્વમાં સર્વત્ર સર્વ પદાર્થોમાં વ્યાપી રહ્યા છે એમ કહેવાય છે. છતાં પરમાર્થે, પ્રદેશ અપેક્ષાએ એ પ્રભુ સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવમાં જ વ્યાપેલા હોવાથી એક વિમલ ચિદ્રૂપ, નિજ શુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં વિરાજી રહ્યા છે. તે ભગવાન જ્ઞાનાનંદે પરિપૂર્ણ છે. સંપૂર્ણ આત્મ-અશ્વર્યયુક્ત હોવાથી મહાન ઈશ્વર, મહેશ્વર છે. એવા હે જિન ભગવાન આપ સદાય જયવંત વર્તો. ૪

મહત્તત્ત્વ મહનીય મહઃ મહાધામ ગુણધામ;
ચિદાનંદ પરમાત્મા, વંદો રમતા રામ. ૫

પરમાત્મતત્ત્વ એ સર્વ તત્ત્વોમાં સર્વોપરી મહાન તત્ત્વ છે. એ જ મહનીય એટલે પૂજવાયોગ્ય મહઃ એટલે તેજ, જ્યોતિ, દિવ્ય પ્રકાશ છે; એ જ મહાધામ એટલે ભવ્યાત્માઓને પરમ અવલંબનરૂપ મહાન આધાર છે; એ જ ગુણોનું ધામ છે. એ જ ચિદાનંદ એટલે અનંત જ્ઞાનાદિ અતીન્દ્રિય આત્મિક આનંદસ્વરૂપ છે. એ સ્વસ્વરૂપમાં રમતા રામ સહજાત્મસ્વરૂપ પરમાત્માને પરમ ભક્તિભાવે નમસ્કાર હો. ૫

તીન ભુવન ચૂડારતન સમ શ્રી જિનકે પાય;
નમત પાઈએ આપપદ, સબવિધિ બંધનશાય. ૬

મોહાદિ વિભાવોની અંતરંગ સેનાના વિજેતા એવા જિન વીતરાગ સર્વજ્ઞ પ્રભુનાં ચરણારવિંદ ત્રણ લોકના મુગટમણિ સમાન સર્વોત્તમ શ્રેયકારી અને શોભાસ્પદ છે. તે પુનિત ચરણોમાં નમસ્કાર કરતાં આ આત્મા પણ પોતાનું શુદ્ધ આત્મપદ પામે છે અને સર્વ પ્રકારનાં કર્મબંધનોનો નાશ કરી પરમ મુક્ત થાય છે. જેવું ભગવાનનું શુદ્ધ સહજાત્મસ્વરૂપ છે તેવું જ પરમાર્થે આ આત્માનું પણ મૂળ સ્વરૂપ છે. ભગવાનને તે સ્વરૂપ પ્રગટ છે, આને અપ્રગટ છે; તે પ્રગટ સ્વરૂપની વંદના, ઉપાસનાથી પોતાના શુદ્ધ આત્માને સંભારી તે પ્રગટાવવાની ભાવનાપૂર્વક પ્રગટ શુદ્ધ સ્વરૂપને નમતાં, આત્માથી આત્માને નમસ્કાર થાય છે. તેથી આત્મપ્રાપ્તિ થતાં ક્રમે કરી સર્વ કર્મનો નાશ કરી કર્મબંધનથી મુક્ત થઈ, જીવ પોતાના 'શુદ્ધ સહજાત્મસ્વરૂપરૂપ પરમ પદને પામી પરમ ધન્યરૂપ બને છે. ૬

દર્શનં દેવદેવસ્ય, દર્શનં પાપનાશનમ્ ;
દર્શનં સ્વર્ગસોપાનં, દર્શનં મોક્ષસાધનમ્. ૭

દેવોના દેવ એવા શુદ્ધ સહજાત્મસ્વરૂપ પરમાત્માનું દર્શન એ જ ખરું દર્શન છે. તેની પ્રાપ્તિ પરમ દુર્લભ છે, અથવા તેમણે પ્રકાશેલા સદ્ધર્મની—વીતરાગદર્શનની સત્ શ્રદ્ધાપૂર્વક ઉપાસના એ જ આરાધવા યોગ્ય સર્વોપરી દર્શન છે. ભગવાનના દર્શનથી સર્વ પાપનો નાશ થાય છે. સ્વર્ગપ્રાપ્તિ માટે એ નીસરણી સમાન છે અને એ જ દર્શનથી સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિ થાય છે. માટે મોક્ષનું એ જ સર્વોત્તમ સાધન છે. ૭

દર્શનાદ્ દુરિતધ્વંસિ વંદનાદ્ વાંછિતપ્રદઃ ;
પૂજનાત્ પૂરકઃ શ્રીણાં જિનઃ સાક્ષાત્ સુરદ્રુમઃ. ૮

ભગવાનનાં દર્શનથી દુરિત એટલે પાપનો નાશ થાય છે. ભગવાનને વંદન કરવાથી સર્વ વાંછિત વસ્તુની પ્રાપ્તિ થાય છે. ભગવાનની પૂજાથી શ્રી એટલે લક્ષ્મી, સર્વ સંપત્તિ આત્મઐશ્વર્ય આવી મળે છે, તેથી જિન ભગવાન સર્વ વાંછિત વસ્તુ દેનાર સાક્ષાત્ કલ્પવૃક્ષ જ છે. ૮

પ્રભુદર્શન સુખસંપદા, પ્રભુદર્શન નવનિધિ;
પ્રભુદર્શનસેં પામિયે, સકલ મનોરથ સિદ્ધિ. ૯

પ્રભુનાં દર્શનથી સર્વ સુખ-સંપત્તિ મળે છે. પ્રભુનાં દર્શનથી નવનિધિઓ પ્રાપ્ત થાય છે અને પ્રભુનાં દર્શનથી સર્વ મનોરથ પૂર્ણ થાય છે. ૯

બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્તિમ્,
દ્વન્દ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિ લક્ષ્યમ્;

એકં નિત્યં વિમલમચલં સર્વદા સાક્ષી ભૂત ;
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્‌ગુરું તં નમામિ. ૧૦

આત્મિક આનંદથી પરિપૂર્ણ, પરમ આત્મસુખના આપનાર, કેવલજ્ઞાનની મૂર્તિ, સુખ–દુઃખ, લાભ–અલાભ, માન–અપમાન, હર્ષ–શોક, જન્મ–મૃત્યુ આદિ દ્વન્દ્વથી રહિત, આકાશ જેવા અરૂપી, 'તત્ત્વમસિ' (સદ્‌ગુરુદર્શિત જે પરમાત્મતત્ત્વ તે જ તું છે) આદિ જ્ઞાનીનાં રહસ્યવાક્યો વડે લક્ષ કરવા યોગ્ય અથવા સૌમાં પ્રથમ જોવા યોગ્ય, લક્ષ કરવા યોગ્ય તત્ત્વ તે તું જ છે એવા, પરના સંગથી રહિત એક, ત્રણે કાળ રહેનાર નિત્ય, કર્મમલ રહિત વિમલ, સ્વરૂપ સ્થિરતામાંથી કદાપિ ચલિત નહિ થનાર અચલ, સદાય નિર્લેપ જ્ઞાતા દૃષ્ટા સાક્ષીરૂપ, શુભાશુભ ભાવોથી અતીત, સત્વ, રજ અને તમ એ પ્રકૃતિના ત્રિગુણથી રહિત અથવા મિથ્યાદર્શન, મિથ્યાજ્ઞાન, મિથ્યાચારિત્રરૂપ ત્રિદોષથી રહિત, એવા શુદ્ધ સહજાત્મસ્વરૂપ સદ્‌ગુરુને હું નમસ્કાર કરું છું ૧૦

આનંદમાનંદકરં પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિજબોધરૂપમ્;
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્ ગુરું નિત્યમહં
નમામિ. ૧૧

જે આનંદસ્વરૂપ છે અને આનંદના કરનારા છે, જે પૂર્ણકામ પરમ સંતુષ્ટ હોવાથી પરમ પ્રસન્નપદમાં વિરાજમાન છે. જ્ઞાનસ્વરૂપ, જ્ઞાનની મૂર્તિ છે, પોતાના આત્માની જાગૃતિરૂપ આત્મજ્ઞાનસ્વરૂપ વા અનુભવસ્વરૂપ છે, અંતર્મુખ થઈ આત્મસ્વરૂપમાં જેની વૃત્તિ જોડાઈ છે એવા યોગીઓના જે ઇન્દ્ર, સ્વામી છે, ઈડ્ય એટલે વખાણવા યોગ્ય વા સ્તુતિ કરવા યોગ્ય

છે. જન્મમરણાદિરૂપ ભવરોગને મટાડનાર પારમાર્થિક વૈદ્ય છે, એવા શ્રીમદ્, આત્મઐશ્વર્યયુક્ત સદ્ગુરુને હું નિત્ય નમસ્કાર કરું છું ૧૧

શ્રીમદ્ પરબ્રહ્મગુરું વદામિ,
શ્રીમદ્ પરબ્રહ્મ ગુરું નમામિ;
શ્રીમદ્ પરબ્રહ્મગુરું ભજામિ;
શ્રીમદ્ પરબ્રહ્મગુરું સ્મરામિ. ૧૨

પર એટલે ઉત્કૃષ્ટ અને બ્રહ્મ એટલે આત્મા. પરબ્રહ્મ એટલે પરમાત્મા. શ્રી એટલે લક્ષ્મી, ઐશ્વર્ય. શ્રીમદ્ એટલે પ્રગટ આત્મ-ઐશ્વર્યયુક્ત શુદ્ધ સહજાત્મસ્વરૂપ પરમાત્મા સદ્ગુરુ. એ સદ્ગુરુ-રૂપ પરમાત્મા સાથે જ હું બોલું છું, એ સહજાત્મસ્વરૂપ પરમ ગુરુને જ નમસ્કાર કરું છું, તેમના પારમાર્થિક સ્વરૂપને જ પ્રતિ-ક્ષણે ભજું છું, તેમનું ક્ષણે ક્ષણે અખંડ સ્મરણ કરું છું. અર્થાત્ મન વચન કાયા અને આત્માથી તેમાં જ તલ્લીન થાઉં છું. ૧૨

ગુરુર્બ્રહ્મા ગુરુર્વિષ્ણુર્ગુરુર્દેવો મહેશ્વરઃ
ગુરુઃ સાક્ષાત્ પરબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૩

આત્મજ્ઞાનરૂપ સાચી ગુરુતા, મહત્તા જેને પ્રગટી છે એવા સદ્ગુરુ એ જ મોક્ષમાર્ગની વિધિના વિધાતા નિર્માતા હોવાથી બ્રહ્મા છે, કેવલજ્ઞાન અપેક્ષાએ એ સર્વવ્યાપક હોવાથી વિષ્ણુ છે, અને આત્મઐશ્વર્યરૂપ પરમ ઈશ્વરતા પ્રાપ્ત હોવાથી મહેશ્વર છે. તેમજ અબંધ અસંગ મુક્ત પરમ પદમાં વિરાજમાન હોવાથી તે જ પરબ્રહ્મ સર્વોત્કૃષ્ટ આત્મા, પરમાત્મા છે. તે શ્રી સદ્ગુરુને ઉલ્લાસિત ભક્તિભાવે નમસ્કાર હો.

ધ્યાનમૂલં ગુરુમૂર્તિ: પૂજામૂલં ગુરુપદમ;
મંત્રમૂલં ગુરુવાક્યં, મોક્ષમૂલં ગુરુકૃપા. ૧૪

સદ્‌ગુરુની મૂર્તિ ધ્યાનનું મૂળ કારણ છે, તેમના ચરણ એ પૂજાનું કારણ છે, તેમનું વાક્ય અથવા વચન સર્વ મંત્રોનું મૂળ છે, અને તેમની કૃપાદૃષ્ટિ મોક્ષનું મૂળ કારણ છે ૧૪

અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્ :
તત્પદં દર્શિતં યેન, તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૫

ચર અને અચર એટલે ત્રસ અને સ્થાવર જીવોથી ભરપૂર એવો લોક તે કેવલજ્ઞાની ભગવાનના જ્ઞાનમાં વ્યાપ્ત છે, અથવા કેવલી સમુદ્‌ઘાત સમયે કેવલી ભગવાન પ્રદેશ અપેક્ષાએ આખા લોકમાં વ્યાપે છે એવા ભગવાનનું સ્વરૂપ જેણે દર્શાવ્યું, બોધ્યું તે શ્રી સદ્‌ગુરુને નમસ્કાર હો. ૧૫

અજ્ઞાનતિમિરાન્ધાનાં જ્ઞાનાંજનશલાકયા;
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૧૬

પોતાના સ્વરૂપની ઓળખાણ નહિ એ અજ્ઞાનરૂપ ગાઢ અંધકારમાં અંધ બનેલા જિજ્ઞાસુનાં જ્ઞાનરૂપ અંજનશલાકા, નેત્ર આંજવાની સળી વડે, જેણે નેત્રો ઉઘાડયાં, તત્ત્વ જોવાની દૃષ્ટિ આપી, પોતાના સહજાત્મસ્વરૂપનું પ્રગટ દર્શન કરાવી, અંધને દેખતા કર્યા, તે શ્રી સદ્‌ગુરુને નમસ્કાર હો. ૧૬

ધ્યાનધૂપં મનઃપુષ્પં પંચેન્દ્રિયહુતાશનમ્;
ક્ષમાજાપસંતોષપૂજા–પૂજ્યો દેવો નિરંજનઃ ૧૭

પરમાત્મામાં એકાગ્રતામય ધ્યાનરૂપ ધૂપ વડે, મનરૂપ

પુષ્પ વડે, પાંચ ઇન્દ્રિયને વશ કરવારૂપ અગ્નિ વડે, ક્ષમારૂપ જાપ વડે અને સંતોષરૂપ પૂજા વડે, નિરંજનદેવ એટલે કર્મ-રૂપ અંજન મલિનતા અશુદ્ધિ રહિત શુદ્ધ સહજાત્મસ્વરૂપ ભગવાનની પૂજા કરવા યોગ્ય છે. ૧૭

દેવેષુ દેવોઽસ્તુ નિરંજનો મે,
ગુરુર્ગુરુષ્વસ્તુ દમી શમી મે;
ધર્મેષુ ધર્મોસ્તુ દયા પરો મે,
ત્રીણ્યેવ તત્ત્વાનિ ભવે ભવે મે. ૧૮

સર્વ દેવોમાં નિરંજન, કર્મમલમુક્ત શુદ્ધ સહજાત્મસ્વરૂપ દેવ એ જ મારા દેવ હો! સર્વ ગુરુઓમાં દમી, ઇન્દ્રિયોને દમનારા, જીતનારા અને શમી, કષાયાદિ વિભાવોને શમાવી પરમ શાંત દાંત સહજાત્મદશાધારી ગુરુ એ જ મારા ગુરુ હો! તેમ જ સર્વ ધર્મોમાં દ્રવ્યદયા, ભાવદયા, સ્વદયા, પરદયા, સ્વરૂપ-દયા, અનુબંધદયા, વ્યવહારદયા, નિશ્ચયદયા આદિ સર્વોત્કૃષ્ટ દયામૂલ ધર્મ એ જ મારો ધર્મ હો. એ ત્રણેય તત્ત્વ મોક્ષ-પ્રાપ્તિ પર્યંત મને ભવોભવ પ્રાપ્ત હો!

પરાત્પરગુરવે નમઃ પરંપરાચાર્યગુરવે નમઃ
પરમ ગુરવે નમઃ સાક્ષાત્ પ્રત્યક્ષ સદ્ગુરવે નમોનમઃ ૧૯

પરથી પર એટલે સર્વથી ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ગુરુને નમસ્કાર હો. ગૌતમસ્વામી આદિની પરંપરામાં થયેલા ઉત્તરોત્તર આચાર્ય ગુરુઓને નમસ્કાર હો. સહજાત્મસ્વરૂપ પંચ પરમેષ્ઠિરૂપ પાંચેય પરમ ગુરુને નમસ્કાર હો અને વર્તમાનમાં આસન્નોપકારી સાક્ષાત્ પ્રત્યક્ષ સદ્ગુરુ સહજાત્મસ્વરૂપ પરમ કૃપાળુ શ્રીમદ્ રાજ-ચંદ્રને વારંવાર નમસ્કાર હો. ૧૯

અહો! અહો ! શ્રી સદ્‌ગુરુ કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર. ૨૦

અહો ! અહો ! કરુણાના અપાર સમુદ્રસ્વરૂપ આત્મલક્ષ્મીએ યુક્ત સદ્‌ગુરુ, આપ પ્રભુએ આ પામર જીવ ઉપર આશ્ચર્યકારક એવો ઉપકાર કર્યો. ૨૦

શું પ્રભુ ચરણ કને ધરું આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ, વર્તું ચરણાધીન. ૨૧

હું પ્રભુના ચરણ આગળ શું ધરું ? (સદ્‌ગુરુ તો પરમ નિષ્કામ છે. એક નિષ્કામ કરુણાથી માત્ર ઉપદેશના દાતા છે. પણ શિષ્યધર્મે શિષ્યે આ વચન કહ્યું છે.) જે જે જગતમાં પદાર્થ છે તે સૌ આત્માની અપેક્ષાએ નિર્મૂલ્ય જેવા છે. તે આત્મા તો જેણે આપ્યો તેના ચરણ સમીપે હું બીજું શું ધરું ? એક પ્રભુના ચરણને આધીન વર્તું એટલું જ માત્ર ઉપચારથી કર્તવ્યભાવે કરવાને હું સમર્થ છું ૨૧

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, આપ પ્રભુનો દીન. ૨૨

આ દેહ આદિ શબ્દથી જે કંઈ મારું ગણાય છે તે આજથી કરીને સદ્‌ગુરુ પ્રભુને આધીન વર્તો. હું આપ પ્રભુનો દાસ છું, દાસ છું, દીન દાસ છું. ૨૨

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૨૩

છએ સ્થાનક સમજાવીને હે સદ્‌ગુરુદેવ! આપે દેહાદિથી

આત્માને જેમ મ્યાનથી તરવાર જુદી કાઢીને બતાવ્યો તેમ સ્પષ્ટ જુદો બતાવ્યો. આપે મપાઈ શકે નહિ તેવો ઉપકાર કર્યો. ૨૩

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૨૪

જે આત્મસ્વરૂપ સમજ્યા વિના ભૂતકાળે હું અનંત દુઃખ પામ્યો, તે પદ જેણે સમજાવ્યું એટલે ભવિષ્યકાળે ઉત્પન્ન થવાયોગ્ય એવાં અનંત દુઃખ પામત તે મૂળ જેણે છેદ્યું એવા શ્રી સદ્ગુરુ ભગવાનને નમસ્કાર કરું છું. ૨૪

જય જય ગુરુદેવ ! સહજાત્મસ્વરૂપ પરમગુરુ શુદ્ધ ચૈતન્ય સ્વામી અંતરજામી ભગવાન ઇચ્છામિ ખમાસમણો! વંદિઉં જાવણિજ્જાએ નિસિહિઆએ મત્થએણ વંદામિ.

હે સદ્ગુરુદેવ તમો સદા જયવંત વર્તો! વિભાવજન્ય અજ્ઞાનમય અસહજ કૃત્રિમ દશાથી રહિત શુદ્ધ સ્વભાવમય સહજાત્મસ્વરૂપરૂપ પ્રગટ આત્મદશામાં રમણ કરતા હે સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ, હે શુદ્ધ ચૈતન્યસ્વામિન્, હે અંતરજામી ભગવાન, મોક્ષને માટે પુરુષાર્થમાં પ્રવર્તતા, ક્ષમાની મૂર્તિ એવા હે ક્ષમાશ્રમણ, હું આપને વંદન કરવાને ઇચ્છું છું. મારી શક્તિ પ્રમાણે શુદ્ધ ભાવથી મસ્તક નમાવીને હું વંદન કરું છું.

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ,
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૨૫

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાં ધર્મ અને મોક્ષરૂપ સર્વોપરી પુરુષાર્થમાં પ્રવર્તે તે પુરુષ. એવા પુરુષોમાં શ્રેષ્ઠ, પરમ પુરુષ શ્રીમદ્ સદ્ગુરુ ભગવાન પરમજ્ઞાન, અનંત જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યના ધામરૂપ તેમણે અમને પોતાના સ્વરૂપનું ભાન કરાવ્યું, ઓળખાણ પ્રતીતિ કરાવી તેથી તેમને સદાય નમસ્કાર કરું છું. ૨૫

જય જય ગુરુદેવ !.......... મત્થએણ વંદામિ.

દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત,
તે જ્ઞાનીનાં ચરણમાં, હો વંદન અગણિત. ૨૬

'અમે દેહધારી છીએ કે કેમ ? તે સંભારીએ ત્યારે માંડ જાણીએ છીએ.' એવી અપૂર્વ દેહ છતાં વિદેહી જીવન્મુક્ત દશામાં અશરીરી ભાવે વિચરતા પુરુષ ભગવાન જ્ઞાની શ્રીમદ્ સદ્ગુરુનાં ચરણમાં અગણિત વાર, વારંવાર વંદન હો !

જય જય ગુરુદેવ !.......મત્થએણ વંદામિ :

નમોસ્તુ, નમોસ્તુ, નમોસ્તુ, શરણં શરણં શરણં, ત્રિકાળ શરણં, ભવો ભવ શરણં, સદ્‌ગુરુ શરણં, સદા સર્વદા ત્રિવિધ ત્રિવિધ ભાવવંદન હો, વિનયવંદન હો, સમયાત્મક વંદન હો, ૐ નમોસ્તુ જય ગુરુદેવ શાંતિઃ

પરમ તારુ, પરમ સજ્જન, પરમ હેતુ, પરમ દયાળ, પરમ મયાળ, પરમ કૃપાળ, વાણી સુરસાળ, અતિ

સુકુમાળ, જીવદયા પ્રતિપાળ, કર્મશત્રુના કાળ, 'મા હણો મા હણો' શબ્દના કરનાર, આપકે ચરણ કમળમેં મેરા મસ્તક, આપકે ચરણકમલ મેરે હૃદયકમલમેં, અખંડપણે સંસ્થાપિત રહેં, સંસ્થાપિત રહેં; સત્પુરુષોંકા સત્સ્વરૂપ મેરે ચિત્સ્મૃતિકે પટ પર ટંકોત્કીર્ણવત્ સદોદિત જયવંત રહેં, જયવંત રહેં.

હે ભગવાન! આપને નમસ્કાર હો! નમસ્કાર હો! નમસ્કાર હો! આપનું અનન્ય શરણ મને અખંડ પ્રાપ્ત હો, પ્રાપ્ત હો, પ્રાપ્ત હો! એ શરણ ત્રિકાળ ટકી રહો. ભવોભવમાં મને એ શરણ પ્રાપ્ત હો. હે સદ્‌ગુરુ! આપનું એકનિષ્ઠ શરણ મને સદાય સંપ્રાપ્ત રહો! મન વચન કાયાથી, કરવું કરાવવું અને અનુમોદવું એ પ્રકારે સદા સર્વદા ત્રિવિધ ત્રિવિધ ભાવપૂર્વક વંદન હો, વિનયયુક્ત વંદન હો, સમયે સમયે આત્માથી આત્માને વંદન હો, પંચ પરમેષ્ઠિને નમસ્કાર હો. ગુરુદેવનો જય હો. શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સંસારસાગરમાંથી તારનાર પરમ તારુ, સત્પુરુષોમાં શિરોમણિ પરમ સજ્જન, મોક્ષના પરમ કારણરૂપ પરમ હેતુ, ભાવદયા સાગર, ધર્મસ્નેહ યુક્ત વાત્સલ્ય મૂર્તિ, પરમ કૃપા કરનાર, અત્યંત હિતકારી મિષ્ટ અમોઘ વાણી વર્ષાવનાર, અતિ સુકુમાળ, સર્વ જીવોની દયા પાળનાર, કર્મશત્રુનો અંત આણનાર, રાગદ્વેષ અને અજ્ઞાનાદિ વિભાવોથી પોતાના આત્માની હિંસા ન કરો, તેમ અન્ય જીવોને પણ ન હણો, પણ સર્વ

જીવોની રક્ષા કરો, એમ ‘મા હણો, મા હણો’ શબ્દના કરનાર, આપના ચરણકમળમાં મારું મસ્તક સદાય નમેલું રહો અને આપના ચરણકમળ મારા હૃદયકમળમાં નિરંતર અચળપણે સંસ્થાપિત રહો, અર્થાત્ આપના ચરણકમળનું ધ્યાન મારા હૃદયમાં નિરંતર અખંડપણે અચળ રહો! સત્પુરુષોનું સત્સ્વરૂપ મારા ચિત્તની સ્મૃતિરૂપ પડદા ઉપર કોતરાયેલું સદા પ્રગટ જયવંત રહો! જયવંત રહો! અર્થાત્ મારા હૃદયમાં સત્પુરુષોનું સત્સ્વરૂપ, શુદ્ધ સહજાત્મસ્વરૂપ સ્મરણપણે, ધ્યાનપણે, લયપણે, ઉપયોગપણે સદાય નિરંતર પ્રગટ પ્રકાશમાન વિરાજિત રહો! વિરાજિત રહો!

આનંદમાનંદકરં પ્રસન્નં જ્ઞાન સ્વરૂપં નિજબોધરૂપં;
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં શ્રીમદ્‌ગુરું નિત્યમહં નમામિ



# પ્રાતઃકાળની સ્તુતિ[1]

નમું ભક્તિભાવે ઋષભ જિન શાંતિ અઘ હરો,
તથા નેમિ પાર્શ્વ પ્રભુ મમ સદા મંગલ કરો;
મહાવીર સ્વામિન્ ભુવનપતિ કાપો કુમતિને,
જિનાઃ શેષા જે તે સકલ મુજ આપો સુમતિને. ૭

રાગ, દ્વેષ, અજ્ઞાન આદિ વિભાવોની સેનાને જીતનાર તે જિન. એવા એમાંના શ્રી ઋષભદેવ તથા શ્રી શાંતિનાથ તીર્થંકરોને હું ભક્તિભર્યા ભાવથી નમસ્કાર કરું છું. હે ભગવન્! મારાં સર્વ કર્મરૂપ પાપનો ક્ષય કરો. હે નેમિનાથ, પાર્શ્વનાથ ભગવાન, હે પ્રભુ, આપ સદાય મારું મંગલ કરો. ત્રણ ભુવનના નાથ એવા હે મહાવીર સ્વામી મારી કુમતિ, મિથ્યાત્વભાવનો છેદ કરો. અને બાકીના સર્વ જિનેશ્વર ભગવંતો મને સુમતિ, સારી સમ્યક્ બુદ્ધિ, સમ્યગ્જ્ઞાન આપો. ૭

અર્હંતો ભગવંત ઇન્દ્રમહિતા સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતાઃ
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ
શ્રી સિદ્ધાંતસુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકાઃ
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્ ॥ ૮

કર્મરૂપ અરિને હણે તે અરિહંત. દેવો અને ઇન્દ્રાદિના વંદન, નમસ્કાર, પૂજા સત્કારને યોગ્ય બને, સિદ્ધપદને યોગ્ય બને તે અર્હંત. એવા ઇન્દ્રથી પૂજિત અર્હંત ભગવંત, તથા મુક્તિના અદ્વિતીય મંદિરરૂપ સિદ્ધિસ્થાનમાં શાશ્વત સ્થિતિ કરી અનંત સુખ અને આનંદમાં વિરાજી રહ્યા એવા સિદ્ધ ભગવંત તથા જિનશાસનની ઉન્નતિ કરનારા આચાર્ય ભગવંતો તેમજ શ્રી સિદ્ધાંતના પઠન–પાઠનમાં તત્પર, (પોતે ભણીને અન્ય મુનિઓને ભણાવવા તત્પર) એવા ઉપાધ્યાય ભગ-

---

૧.— આ પહેલાંના દેવવંદનમાં જે જે શ્લોક આવી ગયા છે તે અહીં લીધા નથી.

વંતો, તેમ જ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રયને આરાધનારા મુનિવરો એવા હે પાંચેય (પરમે સ્થિતા:) પરમેષ્ઠી ભગવંતો તમે પ્રતિદિન અમારું મંગળ કરો. ૮

ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન. ૧૯

यस्मात् क्रियाः प्रतिफलन्ति न भावशून्याः।

ભાવ વગરની ધર્મ ક્રિયા, લૂણ વગરની રસવતી જેવી નિરર્થક છે. તે અભીષ્ટ ફળ મોક્ષને આપે નહિ માટે સદ્‌ગુરુની કે જિનવરની પૂજા કે ભક્તિ ભાવથી કરીએ, દાન આદિ ભાવપૂર્વક દઈએ, આતમ ભાવના પણ ભાવથી ભાવીએ તો તે ભાવ વધતાં વધતાં આત્મભાવનાના બળે જીવ કેવળજ્ઞાન પામી પરમ કૃતાર્થ થઈ જાય. એમ ભાવ જ બળવાન છે માટે ધર્મ ચાર પ્રકારે કહ્યો તેમાં ભાવને છેલ્લો મૂક્યો. દાન, શીલ, તપ અને ભાવ-૧૯

ત્વં માતા ત્વં પિતા ચૈવ ત્વં ગુરુસ્ત્વં બાંધવઃ
ત્વમેકઃ શરણં સ્વામિન્ જીવિતં જીવિતેશ્વરઃ ૨૦

હે પરમાત્મા, પરમ કૃપાળુ દેવ, તમે જ મારાં માતા છો, તમે જ પિતા છો, તમે જ ગુરુ છો, તમે જ બાંધવ છો. તમારું જ મને એક અનન્ય શરણુ છે. હે સ્વામિન્ તમે જ મારું જીવન છો. તમે જ જીવનના અધીશ્વર છો. ૨૦

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ ભ્રાતા ચ સખા ત્વમેવ,
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમ દેવદેવ. ૨૧

હે પ્રભુ તમે જ માતા તથા પિતા છો. તમે જ ભ્રાતા અને મિત્ર છો. તમે જ વિદ્યા અને ધન છો. હે દેવાધિદેવ તમે જ મારું સર્વસ્વ છો. ૨૧

યત્સ્વર્ગાવતરોત્સવે યદભવજ્જન્માભિષેકોત્સવે,
યદ્દીક્ષા ગ્રહણોત્સવે યદખિલજ્ઞાનપ્રકાશોત્સવે,
યન્નિર્વાણગમોત્સવે જિનપતે પૂજાદ્ભુતં તદ્ભવૈઃ
સંગીતસ્તુતિમંગલૈઃ પ્રસરતાં મે સુપ્રભાતોત્સવઃ ૨૨

ભગવાન જ્યારે સ્વર્ગમાંથી અવતરી માતાના ગર્ભમાં આવે છે ત્યારે ઈન્દ્રાદિ દેવો તેમના ગર્ભકલ્યાણકનો ઉત્સવ કરે છે. તે જ પ્રકારે જ્યારે ભગવાન જન્મે છે, તે જન્મ સમયે પણ ઈન્દ્રાદિ દેવો ભગવાનને મેરુપર્વત ઉપર લઈ જઈ ત્યાં પાંડુક શિલા ઉપર અભિષેક કરી ઉત્સવ કરે છે. તેવી જ રીતે ભગવાન જ્યારે દીક્ષા લે છે, ત્યારે જ્ઞાન કલ્યાણક, અને આયુષ્ય પૂર્ણ થયે નિર્વાણ પધારે છે ત્યારે નિર્વાણ કલ્યાણક એમ ઈન્દ્રાદિ દેવો ભગવાનનાં ગર્ભ, જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણ સમયે પાંચ કલ્યાણક કરી ઉત્સવ કરે છે તે વખતે સ્તુતિ મંગલ વડે જે અદ્ભુત પૂજા ઉત્સવ થાય છે તે મારા પ્રભાતને સુંદર રીતે ઉત્સવરૂપ બનાવી મને સુપ્રભાતરૂપ ઉત્સવ પ્રસારવા કારણરૂપ બનો । ૨૨

ભક્તામરપ્રણતમૌલિમણિપ્રભાણા-
મુદ્યોતકં દલિતપાપતમોવિતાનમ્ ।
સમ્યક્ પ્રણમ્ય જિનપાદયુગં યુગાદા-
વાલંબનં ભવજલે પતતાં જનાનામ્ ॥
યઃ સંસ્તુતઃસકલવાઙ્મયતત્ત્વબોધા-
દુદ્ભૂતબુદ્ધિપટુભિઃ સુરલોકનાથૈઃ
સ્તોત્રૈર્જગત્ત્રિતયચિત્તહરૈરુદારૈઃ
સ્તોષ્યે કિલાઽહમપિ તં પ્રથમં જિનેન્દ્રમ્ ॥ યુગ્મં ॥૨૦

ભક્ત એવા અમરો, દેવો, તેના નમેલા એવા જે મુકુટ તેમાં રહેલા જે મણિઓ તેની કાંતિને પ્રકાશ કરનારું, તથા દૂર કર્યો છે પાપરૂપ અંધકારનો સમૂહ જેણે એવું, તથા સંસાર સમુદ્રમાં પડે

ભવ્ય જનોને યુગની આદિમાં, (ત્રીજા આરાના અંતમાં અને ચોથા આરાની શરૂઆતમાં) આધારભૂત, આશ્રયરૂપ, એવું શ્રી તીર્થંકરનું ચરણયુગ તેને મન વચન કાયાએ કરી રૂડી રીતે પ્રણામ કરીને, જે ભગવાન, સમસ્ત શાસ્ત્રોના રહસ્યને જાણવાથી ઉત્પન્ન થઈ નિપુણ બુદ્ધિ તે વડે કુશળ એવા સુરલોકના નાથ ઇન્દ્રો તેણે ત્રણ જગતનાં પ્રાણીના ચિત્તને હરનાર એવા અર્થથી અને શબ્દથી ઉદાર, સ્વર્ગાપવર્ગને આપનાર, મહાન, નિર્દોષ સ્તોત્રો વડે સ્તુતિ કરાયેલા છે એવા ચોવીશ જિનોમાં પ્રથમ સામાન્ય કેવલીમાં ઇન્દ્ર સરખા શ્રી ઋષભ સ્વામી તેની હું પણ નિશ્ચયે સ્તુતિ કરીશ. ૯–૧૦

જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય;
રાજા નમે, પ્રજા નમે, આણ ન લોપે કોય. ૧૪

હે જીવ! જિનવરને પૂજો. પૂજાનાં ફળ સ્વર્ગાપવર્ગ તેથી અવશ્ય પ્રાપ્ત કરશો. પૂજાથી પુણ્યની પ્રાપ્તિ થતાં એવું પદ પ્રાપ્ત થશે કે રાજાઓ પણ નમશે, પ્રજા પણ નમશે, અને તમારી આજ્ઞા કોઈ લોપશે નહિ. ૧૪

કુંભે બાંધ્યું જળ રહે, જળ વિણ કુંભ ન હોય,
(ત્યમ) જ્ઞાને બાંધ્યું મન રહે; ગુરુ વિણ જ્ઞાન ન હોય. ૧૫

જળ જેમ ઘડામાં બંધાઈને રહે છે પણ તે ઘડો બનવામાં પ્રથમ જળ વગર તે બનતો નથી. તેમ જ્ઞાન વડે મન બંધાય છે, જીતાય છે, વશ થાય છે, સ્થિર થાય છે. તે જ્ઞાન સદ્ગુરુ વગર પ્રાપ્ત થતું નથી. ૧૫

ગુરુ દીવો, ગુરુ દેવતા, ગુરુ વિણ ઘોર અંધાર;
જે ગુરુવાણી વેગળા, રડવડીઆ સંસાર ૧૬

સદ્ગુરુ છે તે અજ્ઞાન અંધકાર દૂર કરવા દીપક સમાન જ્ઞાન પ્રકાશને આપનાર છે: સદ્ગુરુ છે તે જ દેવ છે. અથવા તે જ કર્મ

મળને બાળનાર દેવતા છે. સદ્‌ગુરુ વગર અજ્ઞાનરૂપ ઘોર અંધાર હઠાવનાર કોઈ નથી. જે એ સદ્‌ગુરુની વાણીથી દૂર છે અર્થાત્ સદ્‌ગુરુની આજ્ઞાથી પરાંગમુખ છે તે સંસારવનમાં પરિભ્રમણનાં દુઃખને ફરી ફરી ભોગવતા રખડયા કરે છે. ૧૬

તનકર, મનકર, વચનકર, દેત ન કાહુ દુઃખ;
કર્મ રોગ પાતિક ઝરે, નિરખત સદ્‌ગુરુ મુખ. ૧૭

એવા જ્ઞાની સદ્‌ગુરુ તન મન વચનથી કોઈને દુઃખ થાય તેમ કરતા નથી. તેવા પવિત્રાત્માના દર્શન કરવાથી પણ કર્મરોગ પાપ ઝરી જાય છે, ક્ષય થઈ જાય છે. ૧૭

દરખતસેં ફળ ગિર પડયા, બુઝી ન મનકી પ્યાસ;
ગુરુ મેલી ગોવિંદ ભજે, મિટે ન ગર્ભાવાસ. ૧૮

વૃક્ષ ઉપરથી ફળ નીચે તૂટી પડતાં (તે પરોક્ષ થતાં) તે ફળ મેળવવાની ઇચ્છારૂપ મનની તૃષા પૂરી ન થઈ, પરિપૂર્ણ ન થઈ, અધૂરી રહી ગઈ. તેમ સદ્‌ગુરુ પ્રત્યક્ષ પ્રાપ્ત થયા છતાં તેની આજ્ઞા મળ્યા પછી તેની ભક્તિ, તેનો આશ્રય, અનન્યપણે સ્વીકાર્યો નહિ અને પરોક્ષ પરમાત્માને જ ભજ્યા કરીએ તો ગર્ભાવાસ, જન્મમરણનાં દુઃખનો અંત કદી આવે નહિ. સદ્‌ગુરુ તો પરમાત્મા જ છે એમ સત્પુરુષમાં જ પરમેશ્વર બુદ્ધિથી તેની ભક્તિ કરાય તો તે ભક્તિ અભેદ થતાં અવશ્ય પોતાની આત્મસ્વરૂપની ઓળખાણ થઈ ભવનો અંત આવે. ૧૮

